વર્ષ ૧૧ મું — નવચેતન પ્રકાશન ૫૯ — પુસ્તક ૧ લું
ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૪૩

# રજની

લેખક
શ્રી. 'ચિરંતન'

•

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

પ્રકાશક
પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા
નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬ ; ભદ્ર : અમદાવાદ.



આવૃત્તિ ૧ લી



કિંમત
પાકું પૂંઠું રૂા. ૪-૦-૦

વાર્ષિક લવાજમ દેશમાં
પાકું પૂંઠું રૂા. ૬)
પોસ્ટેજ અલગ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : : અમદાવાદ

# નિવેદન

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના નવા અગીઆરમા વર્ષનું પ્રથમ પુસ્તક. 'રજની' ગુજરાતની સાહિત્ય રસીક જનતા સમક્ષ મૂકીએ છીએ.

'રજની' ના લેખક ભાઈશ્રી 'ચિરંતન' થી સંસ્કારી વર્ગ ભાગ્યેજ અજાણ હશે! એમનું આજ સંસ્થાએ પૂર્વે રજૂ કરેલું, સમાજની સ્વાતંત્ર્ય શ્રેણીને સ્પર્શતુ. 'જીવન-નિર્માણ' યુવાન યુવતીઓમાં ખૂબજ આવકાર પામ્યું હતુ. એજ રીતે એમની અનોખી શલી અને પ્રભાવશાળી કલમથી તૈયાર થયેલું. 'રજની' ની નવલને સંસ્કાર વાંચ્છુ. યુવાન યુવતીઓ અને વિવેચકો સત્કારશે એની અમને શ્રદ્ધા છે.

'રજની' અમારી સંસ્થાને આપવા બદલ ભાઈશ્રી. 'ચિરંતન' ના અમે આભારી છીએ.

અમારૂં આવતું પ્રકાશન ગુજરાતના સમર્થ કેળવણી-કાર અને સાહિત્યકારની રમ્ય શૈલીએ સર્જાયલું ઐતિહાસિક નવલકથા 'ભગવાન ચાણુકય' રજૂ થશે.

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

લિ. સેવકો,
પુરૂષોતમ પારેખ
નટવરલાલ વોરા

## લેખકનું નિવેદન

'જીવનનિર્માણ' પછી 'રજની' ને ગુજરાતની જનતા સમક્ષ રજુ કરતાં મને આનંદ થાય છે.

ગુજરાતના વિચાર પ્રધાન જુવાન વર્ગને 'જીવન-નિર્માણ' ખૂબ ગમ્યું છે. અલબત્ત નવલકથા તરીકેની થોડી ઉણપ તેમાં હતી જ.

'રજની' તેવી ઉણપથી વંચિત રહી શક્યું છે કે નહિ તેનો નિર્ણય કોઈ વિવેચક જ કરી શકે.

'રજની' ને પોતાની સંસ્થા તરફથી પ્રગટ કરનાર શ્રી. પુરૂષોતમ પારેખ તથા શ્રી નટવરલાલ વોરાનો આ તકે આભાર માનતાં મને ખરેખર આનંદ થાય છે.

આ નવલમાં આવતાં કાવ્યો, 'સાજન ક્યાં છે સૌન્દર્યનો દેશ' કવિ ન્હાનાલાલ, તથા 'રે જાગો જુવાનો જાગો' શ્રી ત્રિભુવન ગૌરીશંકર, તથા "દીવો ધરો હો દીવો ધરો" શ્રી લલિતજી, તથા 'આજે લાવી છું પ્યારાજી તારી પાસ નવલ સુહાશ' મેઘાણીજીનાં લીધેલાં છે જે બદલ એ વિદ્વાનોનો ઉપકાર માનું છું.

જેતપુર
૧૯૪૬

'ચિતરંતન'

# ૧

છાત્રાલયના નિયમ પ્રમાણે તે વહેલી ઊઠી તો ખરી, પરંતુ તેની આંખો હજી ઘેરાતી હતી.

તેને ખ્યાલ આવ્યો. રાત્રે તે ખૂબ મોડી સૂતી હતી. સામે જ મેજ ઉપર પડેલ 'કેદીનું સ્વપ્ન' આંખો ચોળતાં ચોળતાં તેણે હાથમાં લીધું. મોડી રાતે લખેલા આ કાવ્ય ઉપર તે નજર ફેરવી ગઈ. તેને પોતાને નવાઈ લાગી. તે મનમાં બડબડી. 'મેં ? અરે, મેં આવું ક્યાંથી લખી નાંખ્યું ? લગ્નજીવનની આ કુમાશ, આ મૃદુતા, મારી કલ્પનામાં ક્યાંથી આવી ?'

તેને ઘડીભર આ કાવ્યના ચીરેચીરા કરી ઉડાડી નાંખવાનો ખ્યાલ આવ્યો, પરંતુ જીવ ચાલ્યો નહિ.

ટેબલના ખાનામાંથી તેણે કવર કાઢી ઉપર 'જ્યોતિ'નું સરનામું કર્યું અને 'કેદીનું સ્વપ્ન' તેમાં બીડ્યું.

ખાનાને સાફસુફ કરતાં તેના હાથમાં એક કાગળ આવ્યો. એ વર્ષ પહેલાં પુનાના એક વિદ્યાર્થીનો આવેલો એ પત્ર હતો. એ

પત્ર હાથમાં લેતાં જ તેણે ફાડીને ચીરા કરી નાંખ્યા અને ગૂજરાતના આ વેવલા નવજુવાનોની મનોદશા માટે તે હસી.

બે વર્ષ થયાં પોતે ગૂજરાતના માસિકોમાં, સાપ્તાહિકોમાં 'જ્યોત્સ્ના' નામે લખવું શરૂ કર્યું હતું. શરૂઆતમાં જ જયરાજ નામના આ યુવાનનો પહેલો પત્ર આવેલો. એ પત્રનો જવાબ આપવાની તેને જરૂર લાગી નહિ. આવા પ્રેમપત્રો ફરી કદી આવ્યા નહોતા તે માટે તે પોતાની જાતને અહોભાગ્ય માનતી હતી.

રાત્રે સાડા અગિયારે તે જ્યારે સૂતી ત્યારે તેની ઓરડી આગળથી કોઈ પસાર થતું હોય તેમ તેને લાગ્યું. તેણે બારી ઉઘાડી. આસ્તેથી જોઈ લીધું. છાત્રાલયની અધિષ્ઠાત્રી પ્રેમગૌરી કંઈ ગણગણતી જતી હતી. તેને ભય લાગ્યો. પ્રેમગૌરીનું વર્તન તેને સમજાતું નહોતું. તે હંમેશાં તેના તરફ સખ્તાઈથી જોતી. તે તેની સાથે બોલતી ખરી, પણ કામ પૂરતું જ. વિનાકારણે તે છેલ્લા બે વર્ષ થયાં તેના પ્રત્યે ધુંધવાયેલી જ રહેતી.

દશ વાગ્યે વિદ્યામંદિરનાં પગથિયાં ઉપર તેણે પગ મૂક્યાં કે પાછળથી કોઈએ પોતાને સંબોધી બૂમ મારી હોય તેમ તેને લાગ્યું.

તેણે ચોંકીને જોયું તો પાછળથી તેના ગૃહપતિ વિશ્વનાથ ભટ્ટ જરા ઉતાવળે પગલે ચાલ્યા આવતા હતા.

તેણે નજદીક આવી કહ્યું, 'રજની, તારી સામે ફરિયાદ છે. મારે તને બે શબ્દ કહેવાના છે. તું સાંજે મારી પાસે આવી જજે.'

રજનીએ આશ્ચર્યસ્તબ્ધ થતાં કહ્યું: 'મારી સામે ?' પરંતુ જવાબ આપ્યા વિના ગૃહપતિ પાછાં ફરી ગયા હતા. તે ઉતાવળી ઉતાવળી પગથિયાં ચડી ગઈ.

સાઠ વર્ષના આ ગૃહપતિ ક્યારેય કોઈની સામે ગુસ્સે થયા નહોતા. તેની વાણીમાં મીઠાશ હતી. તેનો સ્વભાવ વાત્સલ્યભીનો હતો.

રજનીને લાગ્યું આજે તેની આંખમાં કંઈક રતાશ હતી. તેની વાણીમાં કંઈક કઠોરતા હતી. પોતે શું અપરાધ કરી બેઠી હતી ? તેની આંખમાં જળજળિયાં આવ્યાં.

બપોરે દોઢ વાગ્યે તેના હાથમાં વિદ્યા મંદિરનો પટાવાળો પત્ર મૂકી ગયો. ઉતાવળે પત્ર ફોડ્યો. વાંચ્યો અને તે સીધી ત્યાંથી દોડી. પોતાની ઓરડીમાં આવી ઓરડીનાં બારણાં બંધ કરી તે ખાટમાં પડી માથું ઊંધુ નાખી ફુસકે ફુસકે રડવા લાગી.

પત્ર તેના પિતાનો હતો. તેણે શાંત થઈ મનમાં કંઈક આવતાં પત્ર ફરી ફરી જોયો. તેને ઘડીભર કલ્પના આવી ગઈ કે કોઈએ બનાવટી પત્ર તો નથી લખ્યો ને ?

પરંતુ ના, અક્ષરો તેના પિતાના જ હતા. લખાવટ પણ તેની જ હતી.

પત્ર નીચે મુજબ હતોઃ

રજની,

અમને કલ્પનાયે નહોતી કે તું ભણીગણી આવી વંઠેલ નીવડશે. પ્રેમગૌરીનો મારા ઉપર પત્ર છે. તેમાં લખે છે કે 'દર મહીને રજનીના નામના પાંચ દશ પ્રેમપત્રો તો હોય જ છે. અમારા છાત્રાલયમાં આવી વિદ્યાર્થિની એક પણ નથી. તમે કૃપા કરી રજનીને બોલાવી લ્યો. તેમાં તમારૂં અને અમારું બન્નેનું હિત છે.

'વધારે વખત તે અત્રે રહીને બીજી છાત્રાઓને પણ બગાડશે.'

આ ઉપરાંત તારા ઉપરના ત્રણચાર પત્રો પણ તેણે મારા ઉપર બીડ્યા છે. અમારો તો તેં ભવ બગાડ્યો. લોકમાં હાલતુંચાલતું અમને ભારે પડશે. તને અહીં બોલાવીનેય સંઘરવી ક્યાં ?

લી. માણેકલાલ.

રજનીના હૃદયમાં વંટોળ જાગ્યો.

હાહાકાર કરતાં સંસારનું નગ્ન સ્વરૂપ તેની સામે આવી ઊભું. એ સંસારમાં તે આજે એકલી પડી ગઈ હતી. તેનો પિતા વકીલ હતો. પ્રેમગૌરી અને ગૃહપતિ વિશ્વનાથ પ્રખર બુદ્ધિમાન અને ઘડાયેલાં હતાં. છતાંયે બધા ભૂલ કરી બેઠા હતા. તેના નિર્દોષ જીવન ઉપર કાલિમા ચોપડી રહ્યા હતા. કોને દોષ દેવો? ભાગ્યને?

ના, ના, ઠીકજ થયું. તેના જીવનસ્વપ્નને સહાયભૂત નીવડે તેવો જ અકસ્માત બની ગયો.

તેને સ્વતંત્ર રીતે જીવન જીવવું હતું. તેને ગૂજરાતના યુવાન યુવતીઓમાં જીવન પ્રેરવું હતું. તેને લગ્નના બંધન સ્વીકારવાં નહોતાં.

'આ તેના જીવનસ્વપ્નને તેના પિતા સહ્ય કરી લેત? તેની મા તેને મંજૂરી આપત?'

સૌની ઉપરવટ થઈને તેણે તો પોતાની રીતે જ જીવન જીવવાની કલ્પના કરી લીધી.

તોફાન તો ત્યારે ય ઊઠત જ. ખરે, થોડું વહેલું ઊઠયું. તે સ્થિર બની. તેની આંખો ફરી ચમકી ઊઠી!

ગૃહપતિને સાંજે મળવાની હવે જરૂર નહોતી. તેના મગજમાં અવનવી કલ્પના દોડી રહી હતી.

ઘડી ભર ફરી વિચાર આવ્યો. બાપુને જઈને ખરી હકીકત તો કહું.

પણ ના, જેને સાચી વાત જાણવાની યે દરકાર નથી, જે કંઈ પણ પુછાવ્યા વિના સીધો આવી જાતનો જ મગજ ફરેલી તાંખે તેવો પત્ર લખે છે, તેને ખરી હકીકત જણાવવાની યે શી જરૂર છે?

તેણે વિચાર માંડી વાળ્યો. તેને પોતાના મન ઉપર શ્રદ્ધા હતી. તેનો અભ્યાસ કંઇ ન તોયે લગભગ બી. એ. જેટલો હતો. તે ગમે ત્યાં પોતાનું ગુજરાન જોગું મેળવી જ લેશે.

તે પોતાનો સામાન એકઠો કરવા લાગી. બેગબીસ્તરો તૈયાર કરી તેણે બહારથી એક મજૂરને બોલાવ્યો. તેણે અચાનક પાકીટમાં હાથ નાંખ્યો. દશ દશની ત્રણ નોટ પાકીટમાં હતી. તેના ચહેરા ઉપર નિશ્ચિંતતા તરવરી રહી.

તેની સહવિદ્યાર્થિનીઓ વિદ્યા મંદિરમાંથી છૂટીને આવે તે પહેલાં જ તે ત્યાંથી નીકળી ગઈ.

તેણે પ્રેમગૌરીને ત્યાંથી પસાર થતી જોઈ. પ્રેમગૌરી કદાચ સમજી પણ હોય. છતાં યે તેના પ્રત્યે તેણે લક્ષ આપ્યું નહિ.

રજની ઓરડીનું ખાલી બારણું વાસી સડસડાટ છાત્રાલયના દરવાજા બહાર નીકળી ગઈ.

માથે એક બીસ્તરો, એક બેગ અને હાથમાં ટીફીન બોકસ લઈ મજૂર તેની પાછળ પાછળ ચાલ્યો.

રસ્તે ચાલતા લોકો તેના તરફ જોઈ રહ્યા હતા. જુવાનોની ગીધદૃષ્ટિથી મનમાં ને મનમાં બળી જતી.

રજની સીનો વધારે ટટ્ટાર કરતી ચાલતી હતી.

સામેની ફૂટપાથ ઉપરથી પસાર થતા એક મુવાલીને 'માર ડાલા રે' કરતો જોરથી લલકારતો સાંભળ્યો, ત્યારે તેની ચંપલથી ટાલ ફેરી નાંખવાનો રજનીને વિચાર આવ્યો. પરંતુ અત્યારે એટલો અવકાશ તેને હતો નહિ.

તે સ્ટેશન ઉપર આવી ત્યારે સામેથી તેના કોઈ ઓળખીતાએ તેને જોઈ કહ્યું 'ઓહો રજની બહેન, કઈ તરફ? રાજકોટ?'

રજનીએ કંઈ જવાબ ન આપતાં માત્ર 'હું' એટલું જ કહ્યું.

સામા માણસે ફરી પ્રશ્ન પૂછ્યો. 'વકીલ સાહેબે બોલાવ્યાં છે? કંઈ લગ્ન પ્રસંગ છે? કે વેકેશનમાં જઈ રહ્યાં છો?'

એકસામટા પ્રશ્નોનો જવાબ આપ્યા વિના રજની આગળ વધી. અને આ માથાફરેલ છોકરીને જોતો એ માણસ પણ પોતાને રસ્તે પડ્યો.

રજનીએ 'હાવરા'ની ટીકીટ કપાવી અને ગાડીની રાહ જોતી બેઠી.

## ૨

ગાડી આગળ વધતી જતી હતી તેમ અમદાવાદ પાછળ ને પાછળ જતું હતું. દૂરથી દેખાતી ચીમનીઓમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળતા દેખાતા હતા. રજનીએ અમદાવાદને છેલ્લા નમસ્કાર કર્યા. અમદાવાદ દેખાતું તદ્દન બંધ થયું ત્યારે તે નિરાંતથી આંખો મીંચી બીસ્તરામાં પડી.

જોરથી આવતા પવનનાં ઝાપટાં થોડીવાર તો ગમ્યાં. પણ પછી આકરાં લાગતાં તેણે બારી બંધ કરી.

કોઈ પણ જાતની ગણતરી વિના તેણે ' હાવરા 'ની ટીકીટ કપાવી હતી. ત્યાં શું કરવું, કોને ત્યાં જવું તેનો કંઇ પણ ખ્યાલ તેણે કર્યો નહોતો.

ગાડી દોડી જતી હતી તેમ તેના મનના ઘોડા પણ દોડી રહ્યા હતા.

તેને યાદ આવ્યું. કલકત્તામાં તેનાં એક માસીઆઈ ભાઇ રહે છે. તેના ઠેકાણાની તેને પાકી ખબર તો નહોતી. પરંતુ તેની કાપડની મીલ હજી હમણાં જ ચાલુ થઈ છે, તેટલી તેને ખબર હતી.

'હં. ખેર, ઉતરવાનું તો ત્યાં જ રાખશું...પછી ?' તે મનમાં બબડી–' પછી ? જોઈ લેવાશે !'

ગાડીમાં બેઠેલા બેત્રણ જુવાનો, એક આધેડ તેના તરફ તાકી તાકીને જોતા હતા. છેવટે આધેડ પુરુષે હીંમત કરી પૂછ્યું, ' બ્હેન, કયા સ્ટેશને ઉતરશો ? મહેસાણા ? આબુ ?'

' ના, મહેસાણા થઈ મારે દીલ્હી તરફ જવું છે !' રજનીએ ટૂંકો જવાબ આપ્યો.

આજે તો તે પિંજરમુક્ત પંખી હતી.

ભાવિ તેને મુંઝવતું હતું તેમ વર્તમાનકાળ તેને નવી પ્રેરણા પણ આપતો હતો.

ચાર દિવસની લાંબી મુસાફરીની કલ્પના પણ તેને આનંદ આપતી હતી. નવા નવા માણસોના સંપર્કમાં તે આવતી હતી. જુદા જુદા પ્રાંતના લોકોનો હવે તેને અનુભવ થશે. લખવાની તેની સામગ્રી કંઈક વધશે. એ વિચારે પણ તેને આનંદ થતો હતો.

બીજે દિવસે સવારે અગિયાર વાગ્યે તો તે ગૂજરાતનેય વટાવી ચૂકી હતી. મારવાડ જંકશને ગાડી જ્યારે ઊભી ત્યારે પોતાના ડબ્બાથી થોડે દૂર પાણીના નળે, પાણી ભરતા તેના ગામના એક પરિચિત જુવાનને જોઈ તેણે રાડ પાડી. ' અરે, એ એમ્પાયર !'

પાણી ભરતા જુવાને આશ્ચર્યમુગ્ધ થઈ જોયું, ' આટલે દૂર તેને એમ્પાયર કહી બોલાવનાર અહીં કોણ હતું ?'

તેણે ચોતરફ નજર ફેરવી પણ કોઈ તેનું પરિચિત તેણે જોયું નહિ.

રજની નીચે ઊતરી. બારણા પાસે ઊભી. પાણીનો લોટો હાથમાં લઈ ત્યાંથી જુવાન નીકળ્યો કે તેણે ફરી અવાજ દીધો.

' અરે, કાંત ?'

અને જુવાનની નજર તેના ઉપર પડી. તેણે વિસ્મિત થતાં કહ્યું :
'રજની, તું અહીં ?'

'અને તું ?'

'હું તો કલકત્તા જઉં છું.'

'અને હું પણ.' રજનીએ સ્મિત કરતાં કહ્યું.

'ક્યાં બેઠો છે ?'

'આવોને સાથે બેસીએ. ડબ્બો બહુ દૂર નથી.'

'ના, ના, તુંજ તારો સામાન લાવ. અહીં જોઈએ તેટલી જગ્યા છે.

કાંત પોતાનો બીસ્તરો, એક નાની ટ્રંક અને ભાતાની ટીનની પેટી લઈ રજનીના ડબ્બામાં આવ્યો અને રજનીની સામેની જ સીટ પર પોતાનો બીસ્તરો બીછાવ્યો.

તેણે સામાન ગોઠવી નિરાંતે ભાતાની પેટી ઉઘાડી નાસ્તો કાઢ્યો અને રજનીને નાસ્તા માટે આગ્રહ કર્યો.

'ના, મારે તો નથી ખાવું. હું હમણાં જ જમી' રજનીએ જવાબ વાળ્યો.

'પણ આ પેંડા તો લે, તને તો બહુ ભાવે છે.' કાંતે આગ્રહ કર્યો.

રજનીએ વધારે ખેંચતાણ કર્યા વિના પેંડા લીધા. ગાડીમાં બેઠેલા બીજા મુસાફરોને મન એક કોયડો થઈ પડ્યો. આ જુવાન કોણ હશે ?

આ નવા યુગની નારી – આ બાઈ – સાથે આવા રોંચા જેવા જુવાનને શો સંબંધ હોઈ શકે ?

માથા ઉપર તેલના ધાબ્બા તેમ જ કાળી શાહીના ડાઘાવાળી મેલીડાઘ ગાંધી ટોપી, શરીર ઉપર બેત્રણ જગ્યાએ સાંધા લીધેલું

એક પહેરણ અને જાણે વર્ષોના મેલ જામ્યા હોય તેવા સુધરા પગ, તેને ઢાંકી રહેલા ફાટેલ સ્લીપર આવા આ રખડુ જેવા લાગતા છોકરા સાથે આ સ્ત્રી શી રીતે મમતા દર્શાવતી હશે?

પેંડાને ઇન્સાફ આપતી જતી રજનીએ પૂછ્યુ, 'કાંત, બીજા શું સમાચાર છે? અમારે ઘરે ક્યારેય જતો ખરો?'

'સૌ ખુશીમજામાં છે. તારે ઘરે કયારેક ક્યારેક જવાનું તો રાખ્યું 'તું. વકીલ સાહેબના રોષની પરવા કર્યા વિનાયે, પરંતુ પરિણામે રમેશને જ સહન કરવાનું રહે. એટલે થોડા વખત થયાં રમેશને મળતો ખરો, પણ તારા બાપુને ખબર ન પડે તેમ.'

કાંતે જરા પાસે આવી આસ્તેથી કહ્યું—'બીજા ખાસ સમાચાર તો તારા ભાગી જવાના ઊડયા છે!'

'હેં!' રજનીએ આશ્ચર્યથી પૂછ્યું.

'હા. સાંભળ તો ખરી. જે દિવસે છાત્રાલય તરફથી પત્ર આવ્યો તે દિવસથી જ વાત ઊડી છે. છેલુની દુકાને મને ખબર પડી અને રાત્રે જ હું રમેશને મળ્યો.'

'રમેશની પાસેથી મેં જાણ્યું કે છાત્રાલયનો પત્ર હતો. તેમાં તને તેડાવી લેવાને લખેલ હતું.'

'બીજે દિવસે રમેશને પૂછતાં ખબર પડી કે તારા બાપુ ધુંવાફુંવા હતા. તારી બા પણ ઘડીયે ઘડીયે ચિડાયા જતી હતી. અને તારા ઉપર પત્ર પણ લખી નાંખ્યો હતો. તને ઘરે આવવા માટે લખ્યું હતું.'

'પણ મેં તો આ મારવાડ જંકશન ઉપર જ તને ભાગતી જોઈ! ગામને કોણ જાણે કઈ રીતે એ દિવસ અગાઉથી જ તારા ભાગવાની ખબર પડી ગઈ!'

રજની હસી. તેણે ધીમેથી કહ્યું, 'પણ કાંત, તું યે એમજ કહીશને કે મારવાડ જંકશન ઉપર રજનીને મેં ભાગતી જોઈ!'

'ત્યારે બીજું શું કહું ?'

'સારું; ગામની નવાજૂની તો કંઈક કહે ?'

'ગામગપાટા સાંભળી તારે શું કરવું છે? ગામની જીભનો સરવરાટ કદિ' ઓછો થયો છે ?

હાલમાં તો જીભને ટેરવે રમી રહી એક તું અને બીજો ફૂલચંદ શેઠ !'

'ફૂલચંદ શેઠ? સાઠ વર્ષના એ બુઢ્ઢા ?'

'હા. પ્રાણિયાનાં હમણાં જ લગ્ન થયાંને? વહુ જરા રૂપાળી છે. વૃદ્ધ સસરાનું જરા ધ્યાન રાખે છે અને પ્રાણિયો છે મારા જેવો એટલે ફૂલચંદ બાપા વહુની કાળજી વિશેષ રાખે છે. ગામમાં વાતો ચાલે છે. ડોસો છોકરાની વહુને રાખી બેઠો છે !'

'ઓહો ? લોકોની કલ્પનાયે કેટલી તીવ્ર છે ?'

અને રજની કંઈ ન સૂઝતાં મૌન ધારણ કરી બારી બહાર જોઈ રહી.

કાંતે પણ ગોદડાના ગાભામાં વીંટાળેલા એક બે જૂના જમાનાનાં છાપા તથા એકબે ફાટેલી ચોપડીઓ કાઢી.

બાવલાનાં પરાક્રમ વાંચવામાં એને ખૂબ રસ પડતો. કેટલીયે વખત એ પુસ્તક એ વાંચી ગયો હતો.

ભારેખમ પુસ્તકો સાથે તેને ઓછું બનતું.

તેની પડખેની સીટ ઉપર બેઠેલો એક ફાંકડો જુવાન ક્યારનો રાતોપીળો થઈ રહ્યો હતો. આ ગામડાનો બોથો આવી સરસ છોકરી સાથે વાતો કરતો હતો. અને પોતાની તરફ આ બેવકુફ છોકરી નજર પણ કરતી નહોતી !

ક્યારેક બન્નેને હસતાં જોઈ તેના પ્રત્યે તેને ઘૃણા ઉપજતી. ત્યાર પછી તેને લાગ્યું કે આ બન્ને બેવકૂફો શાંતિનો ભંગ કરી રહ્યા છે. તેને આરામ લેવા દેતા નથી.*

તેણે સાલ ઓઢી સૂવાનો પ્રયત્ન કર્યો. પણ તેનાથી સુવાયું નહિ. આખરે તેણે ગુસ્સો ઠાલવતાં કહ્યું, 'કેમ મિષ્ટર, ક્યાં સુધી હાંક્યે રાખશો? ગાડીમાં બીજા પણ માણસો છે. સમજ્યાને?'

'ઓહો, મને તો લાગ્યું કે અહીં કોઈ માણસ છે જ નહિ, પણ ના, મારે ભૂલ સુધારવી પડશે. આપ એક માણસ છો તો ખરા જ.'

એટલું કહેતાં કાંત ખડખડાટ હસ્યો. પેલો જુવાન તો ડઘાઈ જ ગયો.

ડબ્બામાં બેઠેલા બીજા પેસેન્જરોને હસતા જોઈ તે વધારે શરમાયો. રજનીને હસતી જોઈ તે તેનું ઇરાદાપૂર્વક અપમાન કરતી હોય તેમ તેને લાગ્યું. કાંતના શરીર તરફ નજર ફેંકતાં તેને મનની મનમાં રાખવામાં જ બહેતર છે તેમ સમજાયું. તે શાલને પગથી માથા સુધી ઓઢી દૂરની બીજી સીટ ઉપર જઈ સૂતો અને રજનીએ હાથમાં લીધું. કાંત પણ છાપાનાં પાનાં ફેરવવા લાગ્યો.

## ૩

કાંતે ત્રીજી અંગ્રેજી ચોપડી પૂરી કરી ત્યારે તેની વિધવા માતાને લાગ્યું કે છોકરામાં ભણવાનું ભેજું છે નહિ અને જો એમજ હોય તો ગરીબીના આ દોહ્યલા દિવસોમાં તેની પાછળ પૈસો બગાડવા કરતાં તે કંઈક ધંધે લાગે તે જ વધારે ઠીક હતું.

કાંતના માસ્તરે પણ એ જ અભિપ્રાય આપ્યો. કાંત રખડુ હતો એટલું જ નહિ, પણ તોફાનીયે હતો. ગામમાં ઉતરેલ ગણાતા છોકરાઓ તેના મિત્ર હતા.

ક્યારેક પાનની પટ્ટી ચાવતો. તે પાનવાળાની દુકાને દેખાતો તો ક્યારેક ભાણા મહારાજની હોટેલમાં ગરમાગરમ ભજીયાં ખાતો તે દેખાતો.

ડોશીના દીલમાં ચિંતા પેઠી હતી. આ છોકરાનું ભવિષ્ય કઈ રીતે સુધરે તેની રાતદિ તે વિચારણા કરતી.

છેવટે પોતાની અને માની ઇચ્છાથી ભણવાનું તો તેણે છોડયું, પણ ત્યાર પછીના દિવસોમાં તેની છાપ વધારે ને વધારે બગડી.

માના કાલાવાલાને પરિણામે તેને એક બંગડીવાળાની દુકાને નોકરી તો મળી; પરંતુ ત્યાંથી તે વધારે બદનામી લઈને નીકળ્યો.

ગામની નવાજૂનીના સમાચાર સૌથી પહેલાં તેને મળતા. અન્યાયનો વિરોધ કરવાને તે હમેશાં તત્પર રહેતો. કોઈની છાની વાતને તે ઉઘાડી કરતો અને દુનિયાદારીથી ટેવાયેલા માણસોમાં તે વધારે અળખામણો થઈ પડતો.

થોડા ઇજ્જતદાર ગણાતા માણસોને આ છોકરો ભયંકર લાગતો અને બને તેટલા મનગમતા કિસ્સાઓ જોડી તે કાંતને બદનામ કરવામાં બાકી રાખતા નહિ.

બંગડીવાળાની દુકાનમાંથી નીકળ્યા પછી કાંતે બંગડીની ફેરી શરૂ કરી હતી.

સ્ત્રી વર્ગમાં તેની પ્રમાણિકતા અને સાફ નજર માટે સારી પ્રતિષ્ઠા જામી હતી.

કોઈ પણ સ્ત્રીને બંગડીની જરૂર પડતી ત્યારે તે નંદુમાના કાંતને જ બોલાવતી.

પાણી ભરતી સ્ત્રીઓ ચર્ચા કરતી.

'બાઈ, છોકરો આમ તો સારો છે. કોઈ દિવસ બિચારાએ ઊંચી નજર કરી નથી.'

'સારો તો લાગે છે, પણ કાલે જ મને તો અનુભાઈએ વાત કરી કે કાંત વંઠેલો છે. ફળિયામાં બહુ આવવા જવા દેવો નહિ. પેલી દૂધવાળી મતવીને ત્યાં હમણાં તો પડ્યોપાથર્યો રહે છે.'

બીજી બાઈએ વાત કરી. 'એમ?' પેલી બાઈએ પ્રશ્ન કર્યો.

દીલમાં વાત ન ઉતરતાં 'ભગવાન જાણે બાઈ,' કહેતી ક તે પોતાનું બેડું ઉટકવા લાગી.'

આવી વાતો ધીમે ધીમે નંદુબાઈ પાસે પણ પહોંચતી અને તેના હૃદયમાં કંઈનું કંઈ થતું.

આ ગામગપાટા કઈ રીતે બંધ થાય તેનો ઉપાય તે વિચારતી.

કાંત તોફાની હતો. સ્વભાવે ગરમ હતો. ગામના કજીયા તે પોતાના કરી લેતો. એ બધી વાત સાચી, પરંતુ તેનામાં એક પણ દૂષણ તેણે જોયું નહોતું.

છતાંયે આવી વાતો ક્યાંથી ઊડતી હતી? કોણ ઉડાડતું હતું? શા માટે ઊડતી હતી?

તે પ્રશ્નોનો જવાબ મળે તેમ નહોતો. કાંત ક્રિકેટનો શોખીન હતો. સાંજે ચાર વાગતા કે તેની રેકડી ડેલીમાં આવી જતી. છ–આઠ આના જે કંઈ કમાઈ થતી તે માના હાથમાં મૂકતો.

પછી ઝપટ મારી તેમાંથી એક આની ઉઠાવી લેતો. ડોસી તેના તરફ જોઈ રહેતી. આંખો લાલ કરતી, પણ હસતાં હસતાં કાંત જવાબ દેતો. 'બા, એક આનોયે પરચુરણ વાપરવા નહિ દે?'

'પણ બેટા, ચા પીવો હોય તો ઘરે એક કપ બનાવી દેતી જાઉં, પણ તું હોટેલમાં જા'શ ને તે મને નથી ગમતું.'

'તે હોટેલમાં શી હરકત છે. બા?'

'દીકરા તારી છાપ બગડતી જાય છે. મને તો ચિંતા થાય છે ભાઈ! આમ છાપ બગડતી જશે તો પછી છોકરી કોણ આપશે?'

'છોકરીની શી જરૂર છે?' હું અને તું છીએ તે બસ નથી બા?'

બાને દીકરાના આ ભોળપણ માટે લાગી આવતાં વહાલથી કહેતી.

'પીટ્યા, હું હવે આ જોતરાં ક્યાં સુધી ખેંચીશ?' અને કાંત માના કપાળ ઉપર ટાપલી મારતાં જવાબ આપતો. 'ભવોભવ સુધી.' અને તે બહાર દોડ્યો જતો.

પાંચ વાગ્યે તે નિશાળના છોકરાની છૂટવાની રાહ જોતો મેદાનમાં આંટા મારતો.

ક્રિકેટ રમનારા છોકરાઓના જીભને ટેરવે કાંતનું નામ રહેતું. એક દિવસની પણ કાંતની ગેરહાજરી છોકરાઓને સાલતી.

ક્રિકેટ રમતી બે પાર્ટી વચ્ચે કંઈ પણ ઝગડો થતાં કાંત તટસ્થ વૃત્તિથી તે ઝગડાને પતાવતો.

'કેચ આઉટ' કે 'બોલ આઉટ' – ક્રીકેટની રમતની એ ઝીણવટભરી આવડત કાંતમાં હતી.

એટલે ધીમે ધીમે હરકોઈ ક્રિકેટ ટીમ 'અમ્પાયર' તરીકેનું સ્થાન હમેશા કાંતને જ આપવા લાગી હતી.

પછી તો – અમ્પાયર કોણ થાય? – એ પ્રશ્ન જ નહોતો રહ્યો. દરેક ટીમ રમાય ત્યારે સમજી લેવાનું જ રહ્યું કે અમ્પાયરની જગ્યાએ કાંત હશે અને ધીમે ધીમે છોકરાઓ કાંતને અમ્પાયરના નામથી જ ઓળખતા અને તે નામે જ બોલાવતા થયા હતા.

માથા ઉપર દબાયેલી કાપા પડેલી જૂની હેટ, અંગ ઉપર શોભી રહેલો, ઠેકઠેકાણે છિદ્રોવાળો પણ સ્વચ્છ અને સફેદ ડગલો પહેરેલો, ફાટી ગયેલા સ્લીપર હોય અને આવેશમાં મેદાન ઉપર ઉભેલા કાંતને જોઈ હરકોઈ બોલી ઉઠે, 'ક્રિકેટ જગતના સમ્રાટ આ ઊભા, આ અમ્પાયર!

છોકરાઓ અને ખાસ કરીને નાના છોકરાઓને આ સમ્રાટને જોઈ માનવૃત્તિ ઉદ્ભવતી.

સગાંસંબંધીઓને આ છોકરાનું ભાવિ કાળું લાગ્યું હતું. સૌએ તેના સારાપણા માટે આશા છોડી હતી.

પણ કાંતે કોઈ દિ' નિરાશા અનુભવી નહોતી. તેને મન સફળતા કે નિષ્ફળતા જેવી કોઈ વસ્તુ નહોતી.

તેના મુખ ઉપર હમેશાં હાસ્ય રહેતું. જાણે જગતના લેખાંઓની તેને કશીયે પરવા નહોતી!

તેને મા શીખામણ આપતી. કુટુંબીઓ શિખામણ આપતા. સૌ તેને કહેતું, તું દુઃખી થઈશ!

પરંતુ કાંતને મનમાં દુઃખની કલ્પના પણ આવતી નહોતી.

જગતની સપાટી ઉપર અંતઃકરણના અવાજ પ્રમાણે તરતા જવામાંજ તેને જીવનની સાર્થકતા લાગતી હતી અને જગત પ્રત્યે બહેરો બની પોતાને ફાવે તે રીતે તે જીવતો હતો.

માણેકલાલ વકીલનો દીકરો રમેશ તેનો મિત્ર હતો. તે બન્ને એક જ ક્લાસમાં ભણતા. કાંત વિષે ગામગપાટા જેમ જેમ વધતા ગયા તેમ તેમ વકીલ સાહેબ રમેશ સાથેની તેની મિત્રતા છોડવાની કોશીસ કરતા ગયા.

આખરે તેણે કાંતને તેને ઘરે આવવાની પણ મનાઈ કરી. રમેશને એક બે વખત તમાચા પણ ચોડી કાઢચા અને ભવિષ્યમાં કયારેય કાંતનો સંગ ન કરવાની સખત ચેતવણી આપી.

છતાંયે રમેશ અને કાંત મળતા. એક બીજાની ઘરની પોતાની વાતો કરતા.

એક દિવસ ગરબીના દિવસોમાં મંડપમાં તોફાન થયું. બે ચાર જણનાં માથાં ફૂટ્યાં.

ગામમાં વાતો ચાલી કે એના મૂળમાં કાંત હતો. કાંત હતો એ સાચી વાત હતી, પરંતુ આ ઉપદ્રવનું મૂળ કોઈએ શોધ્યું નહિ.

એક વાત એવી ચાલતી હતી કે નગરશેઠનો છોકરો પણ સતવીને ત્યાં જતો આવતો હતો. કાંત અને તેમની વચ્ચે ચકમક ઝરતી અને ગરબીને દિવસે કાંતે તેનો લાગ વાળ્યો.

ગામમાં રહી કાંત સુધરશે નહિ, તેમ લાગતાં આખરે તેને બીજે સ્થળે મોકલવાનો તેની માને વિચાર આવ્યો. અને છેવટે એક બે ચીટ્ઠીપત્રીઓ ભલામણ નિમિત્તે મેળવી. કાંતને કલકત્તા માટે રવાના કર્યો. કાંતે પણ જીવનના નવા પ્રદેશની સફર સહર્ષ સ્વીકારી.

# ૪

પૂર્વના ક્ષિતિજમાંથી કોઈ મુગ્ધ કન્યા શી ધીમાં પગલાં પાડતી ઉષા ફૂલછાબભરી જગતની સપાટી ઉપર આવી ઊભી ત્યારે સુજલાં સુફલાં મલયજશીતલામ્, સસ્યશ્યામલમ્ બંગ ભૂમિના નાનાં નાનાં ગામડાં વટાવતી ગાડી સડસડાટ દોડી જતી હતી. લીલીછમ ભૂમિ ઉપર છવાયેલા નાના પુકુરો – તળાવો આકાશમાં પથરાયેલા ચાંદરડા જેવા દૂરથી લાગતા હતા. રજની મુગ્ધ હૃદયે ચોતરફ જોઈ રહી હતી. ઘડીમાં તે એક જ પહેરણ, ઉઘાડું માથું અને પગમાં ચમચમતા બૂટવાળા બંગાલી બાબુને એકી ટશે નિહાળતી. ઘડીમાં દરિદ્રતાની મૂર્તિ છતાંયે મુખમાંથી મીઠાશ ઝરતી હોય તેવી કોઈ પ્રૌઢા બંગાલણને બોલતી જોઈ તેના તરફ તાકી રહેતી.

યુક્ત પ્રાંતમાં અનુભવેલી પડાપડી ઘાંટા પાડી બોલવાને ટેવાયેલા ભૈયાના સાદથી અપરિચિત રજનીએ બંગાલની સરહદમાં પેસતાં નવા માણસો જોયાં. જેઓના અવાજમાં રાતે અનુભવેલી કર્કશતા નહોતી. જેઓના વ્યવહારમાં ઉતાવળ નહોતી.

સવારના પહો ફાટતાં, એક સ્ટેશને કાંતે તેને ઉઠાડી મીઠી નિદ્રામાંથી ઢંઢોળીને તેણે ઉઠાડી. ઊઠી ત્યારે તેના ચહેરા ઉપર ગુસ્સો હતો, પરંતુ પડખે બેઠેલા એક ભદ્ર બંગાલી પ્રૌઢ ગૃહસ્થને જોઈ તે શરમાઈ. કપડાં ઠીકઠાક કરી ડાહીડમરી થઈ બેઠી અને બંગાલી બાબુએ જ્યારે પ્રશ્ન કર્યો, 'આપની કોથાઈ થેકે આસ ચેન ?'*– ત્યારે રજની અને કાંત બન્ને મૂંગાં થઈ ગયાં. પછી તો બંગાલી બાબુએ ભાંગીતૂટી હિંદીમાં બોલવાની શરૂઆત કરી. રજનીએ ઈંગ્લિશમાં ગબડાવવાનું શરૂ કર્યું અને કાંતે હિંદીમાં ચાલુ રાખ્યું. હાવરાનું સ્ટેશન આવ્યું ત્યાં સુધી.

સેનગુપ્તા અને સુભાષ બાબુના પક્ષની ઝપાઝપીથી માંડી ફજલુલ હક્કના બંગાળનો બંગાલી બાબુએ પરિચય આપ્યો. રજનીને તેની વાતોમાં રસ પડ્યો. કાંતે ક્યારેક માથું ધુણાવીને મૂંગું સમર્થન કર્યું.

છેવટે ગાડી હાવરાના સ્ટેશન આગળ આવી ઊભી. હિંદના આ વિશાળ નગરનો ખ્યાલ કોઈ પણ અજાણ્યા મુસાફરને સ્ટેશનથી જ આવવો શરૂ થાય છે.

ગામડાનો યાત્રી નવા જગતની ધમાલમાં પોતાની જાતને જ ખોઈ બેસે છે.

રજની અને કાંતે પોતાનો સામાન એક ગાડીમાં ગોઠવી, ગૂજરાતી ધરમશાળામાં પહોંચાડવા ગાડીવાળાને કહ્યું.

હાવરાના પુલ ઉપરથી પસાર થતાં ગાડીમાંથી જ ગંગા મૈયાનાં બન્નેએ દર્શન કર્યાં અને આકાશ સાથે વાતો કરતા ભવ્ય પ્રાસાદોને જોઈ રહેલા કાંતે જ્યારે રજનીને ઇશારો કરી કહ્યું 'જોયાં આ મકાનો ?' ત્યારે રજનીને આ ગામડિયા સાથીની વિસ્મયતા જોઈ હસવું આવ્યું.

---

* 'તમે ક્યાંથી આવો છો ?'

ગાડી જ્યારે અમરતલામાં આવી ઊભી ત્યારે અસ્વસ્થ કાંતનું ભેજું જરૂર ચસકી જશે તેમ રજનીને લાગ્યું અને આ વિશાળ શહેરમાં પોતાને ઉભવા જેટલી, રહેવા જેટલી, શ્વાસ લેવા જેટલી જગ્યા મળશે નહિ, તેની વિમાસણમાં પડેલો કાંત બેચેન થવા લાગ્યો!

ગાડીવાળાએ જ્યારે ધરમશાળા તરફ આંગળી ચીંધી, ત્યારે રજનીએ તરત નીચા ઉતરી ધરમશાળાના રખેવાળને એકાદ ઓરડી મળશે કે કેમ, તે વિષે પુછપરછ કરી. પરંતુ ઉતારૂની ભીડને લીધે જગ્યા ન હોવાનું, રખેવાળે જણાવ્યું ત્યારે રજનીએ આસપાસમાં બીજી કોઈ ધરમશાળાનું ઠેકાણું પૂછ્યું.

કાંત રજની પાસે આવી ઊભો હતો. તેના તરફ તથા રજનીની તરફ જોઈ દરવાન કંઈ શંકિત બન્યો હોય, તેવું તેના ચહેરા ઉપરથી રજનીને લાગ્યું. દરવાને બન્નેના તરફ થોડી વાર તો જોયા કર્યું. પછી જરા કરડાકીથી પૂછ્યું: 'કહાંસે આતે હો?'

આ દરમ્યાન એક માણસ કોઈની શોધ કરતો તેની પાસે જ આવી ઊભો. તેણે દરવાનને આ બે અજાણ્યા માણસો સાથે રકઝક કરતો જોયો. તેને કંઈ પૂછવાને બદલે તેણે રજનીને સીધો પ્રશ્ન કર્યો.

'આપ ક્યાંથી આવો છો?'

'અમદાવાદથી.'

'ઓહો! ત્યારે મહાસુખભાઈ તમારે શું થાય?

'મારી માસીના દીકરા ભાઈ થાય.

'ત્યારે તમને હું લેવા જ આવ્યો છું.' આવનાર માણસે કંઈક મુંઝવણથી કહ્યું.

'મને?'

'હા, તમને જ. બપોરે જ શેઠ સાહેબે મને એક બાઈ સાહેબ અમદાવાદથી આવવાનાં છે તેમને સ્ટેશનેથી લાવવા માટે કહેલું. આવનારે કહ્યુ.

રજની વિચારમાં પડી. તેને કાંઈ સમજાયું નહિ. ખરેખર આ માણસ પોતાને માટે સામે જ આવેલા હશે કે બીજા કોઈ બાઈ સાહેબ માટે ?'

'આ ભાઈ તમારી સાથે જ આવેલા છે ?' પેલા આવનારે કાંત તરફ જોઈ રજનીને પ્રશ્ન કર્યો.

'હા; એ અમારા ગામના જ છે. ગાડીમાં જ સાથે થઈ ગયા.' રજનીએ કહ્યું.

આવનારે ફરી પ્રશ્ન કરવા બંધ કર્યા. અને દૂર ઉભેલા ડ્રાઈવરને ગાડી લાવવા કહ્યું.

ગાડી ગમે તેને માટે આવેલ હોય. માહસુખભાઈને ત્યાં જ પોતાને જવાનું હતું. તેનું ઘર શોધવાનું હતું એટલે તે મુંગી મુંગી કંઈ પણ બીજો પ્રશ્ન કર્યા વિના ગાડીમાં બેઠી. અને કાંતને પણ ઇસારો કર્યો.

ગાડી જ્યારે કંપાઉંડમાં આવી ઊભી ત્યારે સામેથી જ પોતાની જ ઉંમરની એક નવયુવાન યુવતીને, એક પ્રૌઢ ઉંમરની સ્ત્રીને તથા મહાસુખભાઈને આવતાં રજનીએ જોયાં. ઘણાં વર્ષ પહેલાં તેણે મહાસુખભાઈને જોયેલા. તેની બાળસ્મૃતિ તાજી થઈ. ગાડી પાસે આવતાં જ મહાસુખભાઈએ ગાડીનું બારણું ઝડપથી ખોલ્યું અને તેની પાસે ઉભેલી યુવતીએ હાથ જોડી નમસ્તે કર્યા.

પ્રૌઢ સ્ત્રીએ આછા ઘુંઘટમાંથી મોં મલકાવતા કહ્યું: 'આવો બેન !'

રજનીએ ગાડીમાંથી બહાર નીકળતાં જ હાથ જોડી નમસ્તે કર્યા અને કહ્યું: 'મોટાભાઈ ઓળખો છો કે નહિ ?'

વીજળીનો કડાકો થયો હોય તેમ બધાં ચૂપ થઈ ગયાં. મહાસુખભાઈને આ મોટાભાઈ કહી સંબોધનાર કોણ છે તેની ખબર પડી

નહિ. તેને થયું કે તેના માણસે વાતનું કંઈ વતેસર કર્યું છે. તેની પાસે જ ઊભેલી યુવતી કંઈક વિચારમાં પડી. આ ગોટાળો કરનાર નોકર ઉપર તેને ઘડીભર રોષ ઉપજ્યો.

થોડી વાર મૌન સેવ્યા પછી મહાસુખભાઈએ કહ્યું. 'બેન, માફ કરજો. અમારા માણસની કંઈ ભૂલ થઈ હોય તેમ લાગે છે. અમારે ત્યાં તો અમદાવાદના એક મીલમાલેકનાં પત્ની આવવાનાં હતાં. તેને બદલે નોકરની ભૂલથી આપને આ તકલીફમાં મૂક્યા. આપને કોને ત્યાં જવાનું છે તે કહો; એટલે ડ્રાઈવર આપને ત્યાં મૂકી આવે. એટલું કહેતાં શેઠે નોકરને હુકમ કર્યો અને પોતે ચાલતા થયા.

'એલા કાનજી, બેનને જ્યાં જવું હોય ત્યાં મૂકી આવજે.'

રજનીએ કંઈક ક્ષોભ અનુભવતાં, છતાંયે કંઈક ટીખળથી કહ્યું: 'મોટાભાઈ, તમે મને ઓળખી નહિ?'

મહાસુખભાઈએ પાછા વળી કંઈક અસ્વસ્થતા અનુભવતાં પૂછ્યું: 'તમે? તમે?'

'હા; હું તમારી માસીની દીકરી રજની.'

'રજની! ઓહ, તું આમ એકાએક! અરે સુમન; આ તો જડાવમાસીની રજની. પણ બેન, કંઈ ખબરઅંતર નહિ. તારા બાપુ તરફથી કંઈ સમાચાર નહિ. ઠીક ઉપર ચાલો. સુમન તારી બાને કહે, રજની માટે નાહવા ધોવાની તથા જમવાની તૈયારી કરાવે.'

પગથિયાં ચડતી સુમને રજની સાથે જાણે ગાઢ પરિચય બાંધી લીધો. 'ક્યાં હતાં? શું કરતાં હતાં? કેમ આવવું થયું? વગેરે કેટલાયે પ્રશ્નો પૂછી નવા આવનારની સંપૂર્ણ હકીકત તેણે જાણી લીધી.

તેની પાછળ પાછળ આવતી સુમનની બાએ પણ કંઈક અસ્પષ્ટ સાંભળ્યું ન સાંભળ્યું અને આ માથાફરેલ છોકરી માટે પોતાનો અભિપ્રાય દૃઢ કરી લીધો.

સુમનના હૃદયમાં કંઈક આઘાત લાગ્યો. અમદાવાદથી ભાગી આવનાર આ છોકરી પ્રત્યે ઘડીભર તેને તિરસ્કાર ઉત્પન્ન થયો. પણ ક્ષણવારમાં એ તિરસ્કારને બદલે તેના હૃદયમાં તેના પ્રત્યે માનની લાગણી ઉત્પન્ન થઈ. એટલું જ નહિ પરંતુ રજનીના સહવાસથી પોતાના જીવનમાં કંઈક નવું ઉમેરાશે તેમ તેને લાગ્યું.

બાના જૂનાવાણી વિચારોથી તે થાકી હતી. નવા વિચારોને તે સમજતી થઈ હતી, પરંતુ તે અપનાવી શકી નહોતી. ઘરમાં તેને એકલાપણું લાગતું. આજે તેણે સમવયસ્ક સખી મળ્યાનો સંતોષ અનુભવ્યો. આ માથાફરેલ છોકરી ઘરમાં કંઈક ઉત્પાત જગવશે તેવા અમંગળ ચિહ્નો માનકુંવરને – સુમનની બાને લાગવા માંડ્યાં.

તેણે ઉપર જતાં જ દીવાનખાનામાં ડોકિયું કર્યું. માહસુખ શેઠ ત્યાં હતા નહિ. માહસુખભાઈના વૃદ્ધ પિતા મંગળદાસ તકિયાને અઢેલી 'અરિહંત ! અરિહંત !' કરતા શરીરને લંબાવી ગાદી ઉપર પડ્યા હતા.

માનકુંવરને જાણે ચેન નહોતું પડતું. તેણે બાથરૂમમાં આવી જોયું તો માહસુખભાઈ અંગોછાથી ફાંદાને ઘસીઘસીને લૂંછતા હતા.

તેણે એક બારીમાંથી જ ડોકિયું કરી કહ્યું: 'અરે, સાંભળ્યુંને ? આ છોકરી તો માથાની ફરેલ છે.' કંઈ જાણે સમજ્યા નહોય તેમ નાક સાફ કરતા માહસુખભાઈએ કહ્યું. 'શું કહ્યું ?'

'બહેરા જ રહ્યા. કહું છું કે આ તમારી રજની ભાગી આવી છે. આવી માથફરેલ છોકરી સુમનને ય બગાડી મૂકશે.'

'ભાગી આવી છે ?' માહસુખભાઈએ આશ્ચર્ય અનુભવતાં કહ્યું.

'તે હું આ શું કહી રહી છું ? માન્યામાં નથી આવતું શું ?

'ઠીક ઠીક નિરાંતે પૂછશું.' માહસુખભાઈએ જવાબ આપ્યો.

'પૂછ્યા જ છે એ તો.' છણકો કરતાં માનકુંવર ત્યાંથી ચાલી ગઈ.

દાદર ચડતાં રજનીએ ચોતરફ નજર ફેંકી. આ ભવ્ય ઇમારતને જોઈ માહસુખભાઈની રિદ્ધિસિદ્ધિની રજનીએ ગણત્રી કરી લીધી.

અમદાવાદમાં તેણે સમૃદ્ધિ જોયેલી, પરંતુ માહસુખભાઈની સ્થિતિ તેણે કલ્પેલી તેથી અનેકગણી વધારે સુદૃઢ–શક્તિસંપન્ન લાગી. કાંતને રજની સાથે અહીં ઉતરવાનું યોગ્ય ન લાગ્યું. માહસુખભાઈનો પોતા પ્રત્યેનો અણગમો તેણે ગાડીમાંથી ઉતરતાં જ જોયો હતો. માહસુખભાઈની પત્નીએ તો તેના તરફ નજર પણ નહોતી કરી. તેને લાગ્યું કે આ મોટા ઘરનો મહેમાન થવાને પોતે યોગ્ય નહોતો એટલું જ નહિ પરંતુ રજનીની સ્થિતિ પણ પોતાની હાજરીથી કદાચ વધારે કફોડી થવાનો સંભવ હતો. આ વિચાર આવતાં જ અચાનક પગથિયાં ચડતાં તે અટક્યો. અને રજનીને સંબોધી તેણે કહ્યું, 'ઠીક ત્યારે હું તો જઈશ.'

રજની જરા વિમાસણમાં પડી! અને કહ્યું, 'ના, ના. કાંત જમ્યા પછી જ જજોને?'

કાંતે માત્ર ડોકું ધુણાવી 'ના' કહી.

સુમને રજનીના સમર્થનમાં કહ્યું: 'શી ઉતાવળ છે? જમીને જ જજોને!'

માનકુંવરે કહ્યું: 'જવાદેને બિચારાને! શા માટે રોકી રહી છે?' અને આમ કહેતાં જ તેના ચહેરા ઉપર અણગમાના ભાવ તરવરતા કાંતે જોયા.

'ઠીક, રજની હું જઉં છું.' એટલું કહેતાં તે સીડી ઉતરવા લાગ્યો અને પોતાની લાચારી દર્શાવતી હોય તેમ રજનીએ કહ્યું, 'ઠીક ત્યારે; ક્યારેક આવતો રહેજે હો.' તારા માટે મહાસુખભાઈને હું ભલામણ કરીશ.

# ૫

રજનીએ નહાઈધોઈને તૈયાર થયા પછી રસોડામાં આવી જોયું તો ભાભી લોટ મસળી રહ્યાં હતાં. સુમન શાક સમારતી હતી. રજનીએ વેલણ હાથમાં લેતાં કહ્યું. 'ઊઠો ભાભી, હું રોટલી વણી નાખું.'

'ના, ના, રજનીબેન, એ તો હું વણી નાંખીશ. તમે બેસો.'

પરંતુ રજનીએ આગ્રહપૂર્વક તેના હાથમાંથી તૈયાર થયેલો લોટનો પીંડો ઝડપી લીધો. અને પોતે સગડી પાસે બેસી ગઈ. માનકુંવર ત્યાંથી ઊઠી અને પોતે આ છોકરી માટે બાંધેલી માન્યતા ખોટી હતી તેમ ઘડી ભર તેને લાગતાં રજનીના મોં તરફ જોઈ રહી.

રજનીએ ફરી કહ્યું: 'ભાભી, આજ તો રસોડાનું કામ હું અને સુમનબેન મળીને સંભાળી લેશું. તમે ઘરનું જે કંઈ કરવાનું હોય તે કરો.'

'ઘરનું કામ તો શું કરવાનું હોય બેન? નોકરચાકરો કર્યા જ કરે છે. પણ આજે તમે થાક્યાંપાક્યાં!......'

માનકુંવરની વાતને અદ્ધરથી જ ઉડાવી રજનીએ કહ્યું. 'થાક

કેવો ભાભી ! જુઓ તો ખરા કેવા સપાટામાં અમે બેય થઇ કામ કરી નાંખીએ છીએ ?'

અને રસોડામાં કોઈ દી' પગ ન મુકનાર સુમને પણ ઉત્સાહથી ટાપસી પુરી. 'હા, બા. તું તારે આજે લહેર કર. અમે બેય આજે રસોડાનું કામ પતાવશું.'

સુમનને આવા ઉત્સાહથી બોલતી જોઈ માનકુંવરને જાણે ભાગ્ય ફર્યાં હોય તેમ લાગ્યું. અને આજે કોઇ મહાઉપાધિમાંથી પોતે છૂટી હોય તેમ 'હાસ' અનુભવતી ત્યાંથી બહાર નીકળી.

માહસુખભાઈ મળે કે પોતે બાંધેલી માન્યતા ઉતાવળી હતી તેમ કહેવાને તેનું દીલ તલપાપડ થઈ રહ્યું.

સુમનનો ઉત્સાહ આજે માતો નહતો. શાકનો છમ્ વઘાર પાડતાં, ધુમાડાને લીધે આંખોમાં પાણી આવતાં તેણે સેંટ ઝેવીયર્સ કોલેજની કેટલીક વાતો રજનીને કરી અને અમદાવાદના વિદ્યાલયની કેટલીયે વાતો તેણે પૂછી. છાત્રાલયમાં સ્વતંત્ર જીવન ગાળતી રજનીએ પાકશાસ્ત્રની વિદ્યા કઈ રીતે હસ્તગત કરી તેના કોયડો તે મનમાં ઉકેલવા લાગી.

ભાઠામાં રોટલી શેકતાં આનંદ અનુભવતી રજનીએ પોતાના કોલેજ જીવનની, પોતાની સાહિત્ય પ્રત્યેની રૂચિની અને ગુજરાતના છુટાછવાયા પત્રોમાં પોતાની લેખમાળાઓ – કાવ્યો પ્રગટ થયા પછી ગુજરાતના ઘેલા જુવાનોની અનુભવેલી મનોદશા વિષે તેણે કેટલીયે વાતો કરી.

અને વાતવાતમાં સુમને અમદાવાદથી શા માટે ભાગવું પડયું તેનો ખુલાસો પૂછયો.

રજનીની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં. સુમન ગભરાઈ. તેને થયું કે આ પ્રશ્ન ન પુછયો હોત તો સારૂં હતું. આવો પ્રશ્ન કરી

ઉતાવળમાં તે રજનીને અન્યાય કરી રહી હતી. પોતાના ઉતાવળિયા સ્વભાવ માટે તેણે ક્ષોભ અનુભવતાં કહ્યું.

'રજનીબેન, ખોટું લાગ્યું ? મારી ભૂલ થઇ ગઈ હો.'

રજનીએ ઝડપથી આંસુ લોહ્યાં. શા માટે અત્યારે તે એકાએક રોઈ પડી તે તેને સમજાયું નહિ.

પોતાની નિર્બળતા માટે તેને શરમ આવી. પોતને નિડર અને સાહસિક માનતી રજની આજે એકાએક રોઈ પડે એ વસ્તુ અસંભવિત હતી. આવી નબળાઈ હૃદયમાં કયા ખૂણામાં તેણે સંઘરી રાખી હતી તેની શોધમાં તે પડી.

ઘડીભર વિચાર્યા પછી તે બોલી. 'સુમન, તારા કહેવાથી મને જરાયે દુઃખ નથી થયું હો ? સમજણી થયા પછી ક્યારેય હું રોઈ હોઉં તેવો મને ખ્યાલ નથી.

'કોણ જાણે આજે જ આ આંસુ ક્યાંથી ઉભરાય આવ્યાં !' અને આટલું કહેતાં તે હસી પડી.

ભારેખમ થએલી સુમનનું દીલ હળવું થયું. અને રજની આગળ પોતે કેટલી નાની હતી તેનું માપ કાઢવા લાગી.

રજનીએ હસતાં હસતાં જ્યારે બધી વાત કહી ત્યારે સુમન લાલ–પીળી થઇ રહી હતી. તેણે કહ્યું: 'રજની આ તો છડેચોક અન્યાયનો તું ભોગ બની છે.

'માસાએ પણ વગર વિચાર્યે આવો કાગળ તને લખી નાંખ્યો અને તેં કંઇ ખુલાસો પણ ન કર્યો ?

'અને જે પત્રોની તને ખબરે ય નથી એવા પત્રો, ભેગા કરી તારા માટે આવું અનુમાન કરનાર છાત્રપતિ પણ ગધેડો જ ને ?'

રજનીએ ટીખળથી કહ્યું: 'સુમન, એમાં ખોટું યે શું થયું ? જો એમ ન થયું હોત તો તારા જેવી બહેનપણી ક્યાંથી મળત ?'

અને આ બધો અન્યાય જાણે આ બહેનપણીને મેળવવા માટે જ થયો હોય તેમ માની સુમને કહ્યું – ' હા, હા. '

' એ પણ સાચું !' એમ કહી સુમને જાણે હૃદયથી ઇશ્વરનો પાડ માન્યો.

સાહસુખભાઈ જમવા બેઠા ત્યારે તેણે રજનીને આ તકલીફ આપવા માટે માનકુંવરને ઠપકો આપ્યો. ત્યારે માનકુંવરે કહ્યું – ' હું શું કરું ? રજનીબેન હઠ જ લઇને બેઠાં ને !'

' અરિહંત! ' અરિહંતનું નામ જપતાં મંગલદાસે ભોજન કરતાં રસોઈનાં ખૂબ વખાણ કર્યાં ત્યારે સુમને ગર્વપૂર્વક કહ્યું: ' દાદા, એ તો રજનીબેનના હાથની રસોઈ છે. '

' અરિહંત! અરિહંત! લોકો કેટલા અણસમજુ છે ? લોકોની શી વાત કરવી ? સુમન ! તારી બાની જ વાત કરને ! ભણતર તેને ગમતું નથી, પણ રજની ખૂબ ભણવા છતાં યે કેવી રસોઈ કરી જાણે છે ? ભગવાનની કૃપા વિના કંઈ બને છે ? અરિહંત ! અરિહંત ! '

દાદાની વાતથી સુમન ખૂબ ફુલાઈ. રજનીના ચહેરા તરફ તેણે જોયું. પરંતુ તેના ચહેરામાં તેણે કંઇ યે ફેરફાર જોયો નહિ.

જમવાનું કાર્ય આટોપ્યા પછી સુમન રજનીને પોતાના ખંડમાં લાવી.

આ વિશાળ ઓરડો સુમનને માટે જ રાખવામાં આવ્યો હતો. ઓરડાની દિવાલો સુશોભિત કુદરતી સીનરીથી શોભી રહી હતી.

ઓરડાની વચમાં બે સોફા, આરામ ખુરશી, ટેબલ વગેરે વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવ્યાં હતાં.

એક સાઇડમાં પલંગ પડયો હતો અને તેની જ સામે મોટા આયનાવાળું છેલ્લામાં છેલ્લી ફેશનું એક ડ્રેસિંગ ટેબલ ગોઠવ્યું હતું.

બીજી તરફ એક સુંદર આલમારીમાં વ્યવસ્થિત રીતે ગોઠવેલાં

પુસ્તકો પડયાં હતાં. અને પાસે જ બીજી એક મોટા આયનાવાળી આલમારી સામેથી આવનારનું પ્રતિબિંબ ઝીલતી ઊભી હતી.

ટેબલ ઉપર ખાદીનું એક સુંદર ટેબલકલૉથ બીછાવ્યું હતું અને તેના ઉપર સુગંધી તાજાં ફૂલોની બે ફૂલદાની શોભી રહી હતી.

ઓરડાની સ્વચ્છતા, સુંદરતા અને વ્યવસ્થા રજનીને ખૂબ ગમી.

ઓરડામાં આવતાં જ સુમને કહ્યું 'રજનીબેન, તમારે હવે અહીં જ રહેવાનું છે.'

'હં' રજનીએ કંઇક વિચારવમળમાં ગોથાં ખાતાં કહ્યું.

'એમ હં કોધે થોડું ચાલવાનું છે?' સુમને ફરી રજનીને ઢંઢોળી.

રજનીએ હસતાં હસતાં કહ્યું, 'સારું, સારું. તું જેટલો વખત અહીં રહેશે તેટલો વખત હું યે રહીશ.

'તે હું કયાં જવાની હતી રજની બેન?'

સુમને આશ્ચર્ય અનુભવતાં પૂછ્યું.

'આ આયનાને પૂછી જો,' રજનીએ કહ્યું.

સુમને સંકોચે આયના તરફ જોયું. જરા શરમાઈ અને રજનીના કહેવાનો ભાવાર્થ સમજી હોય તેમ કહ્યું.

'રજનીબેન, એ વાતમાં શું માલ છે?'

'એમ?' રજનીએ તાજ્જુબીથી પૂછ્યું અને ઉમેર્યું.

'બા, બાપુને પૂછ્યું છે?'

'એ તે કંઈ પૂછવાનો વિષય છે?' 'લગ્ન' કંઈ બાબાપુને થોડાં કરવાં છે? મારે કરવાં કે નહિ, એ તો મારી મુન્સફીની વાત છે ને?'

રજની સુમનના ભોળપણ ઉપર હસી પડી. ખૂબ હસી અને એ વાતને પડતી મૂકતાં તેણે કહ્યું: 'સુમન, એક વાત કહું?'

'જો; હવેથી તારે મને રજની કહીને જ બોલાવવાની છે. બેનનું લફરૂં લગાડીશમા. આપણે બેય વયે સરખા છીએ; સમજી?'

'હં.' સુમને જવાબ આપ્યો.

થોડી ક્ષણો આમને આમ ચાલી ગઈ, ત્યાં જ પાસેના ખંડમાંથી અવાજ આવ્યો, 'સુમન?'

'આવી બાપુજી.'

સુમન તેના પિતાના ખંડમા આવી ઊભી. માહસુખભાઇ સૂઈને હમણાં જ ઊઠ્યા હોય તેમ તેની આંખો ઉપરથી લાગતું હતું. 'કોઇ દી' નહિ અને આજે જ પિતાજીએ આ વખતે તેને બોલાવી હતી. કંઈક નવીન ઘટનાની રાહ જોતી સુમન ઊભી રહી.

માહસુખભાઇએ કંઇક કુમાશથી પૂછ્યું: 'સુમન, રજની ભાગીને આવી છે એ વિષે કંઇ તેં તપાસ કરી?'

સુમને રજની સાથે થયેલી વાતચીત અથથી ઇતિ સુધી કહી સંભળાવી.

સુમનની વાતથી માહસુખભાઇના મનની ભાંજગડ ઓછી થઇ. તેણે માત્ર એટલું જ કહ્યું: 'માણેકલાલ માસાની ભૂલનું જ આ પરિણામ છે.'

'ઠીક સારૂં, સુમન. રજની હવે અહીં જ રહેશે. તને ગમશે ને?'

'હા બાપુજી. રજનીબેનના રહેવાથી મને બહુ જ ગમશે.' એટલું કહેતી નાચતીકૂદતી તે ત્યાંથી દોડી ગઇ.

માહસુખભાઇ ઓફિસે જવાની તૈયારી કરતા હતા ત્યાં જ નીચે મોટરનું હોર્ન વાગતું સંભળાયું.

રજની અને સુમન ખંડમાંથી બહાર આવી નીચે જોવા લાગી. ત્યાં તો મોટરમાંથી ઉતરી–

'બાવીસેક વર્ષનો એક સુદૃઢ નવજુવાન ત્વરિત ગતિએ સીડી ચઢી તેમની પાસે આવી ઊભો.

પાસે આવતાં જ તેણે સુમન પ્રત્યે હાથ જોડી – ' નમસ્તે, સુમન ' – એટલું કહ્યું અને સુમને સામા હાથ જોડી કહ્યું : ' કેમ જયરાજ ! અત્યારે ? '

' હા ! જરા કામ હતું, એટલું કહી તે જવા લાગ્યો. જરા દૂર જઈ તે પાછો ફર્યો અને પૂછ્યું : ' આ મેહમાનનો પરિચય તો આપ સુમન ? '

' મહેમાન કેવા ? એ તો મારાં બહેન છે. ' સુમને ઉડાઉ જવાબ આપ્યો. જયરાજે રજનીને નમસ્કાર કરી કહ્યું.

' આજે જ આવ્યાં. ખરું ને ? '

' જી, હા ! ' રજનીએ જવાબ આપ્યો.

' ક્યાંથી આવો છો ? '

' અમદાવાદથી. '

' આપનું નામ ? '

' રજની. '

જયરાજ કંઈક ચમક્યો અને આસ્તેથી બોલ્યો: ' આપ છાત્રાલયમાં ભણતાં હતાં ખરું ને...?

રજની કંઈક વિમાસણમાં પડી. આ અજાણ્યો યુવાન કેવી રીતે તેને ઓળખતો હશે, તેની કલ્પના કરતાં સહસા તેણે પૂછ્યું:

' આપનું નામ કૃપા કરી જણાવશો ? '

' મારું નામ જયરાજ ! '

રજની ઘડી ભર જમીન તરફ જોઈ રહી. તે દિવસે સવારે જયરાજ નામના પૂનાના કોલેજિયનના આવેલા પત્રના ચીરેચીરા કરી ઉડાડી નાંખ્યા હતા તે તેને યાદ આવ્યું અને તેનાથી બોલી જવાયું:

'તમે – તમે પુના કૉલેજમાં ભણતા હતા. ખરુંને?'

સુમન વચમાં જ બોલી ઊઠી: 'ત્યારે તમે પરસ્પર ઓળખો છો. ખરું ને?' તેના પ્રશ્નનો જવાબ કોઈએ આપ્યો નહિ. 'માફ કરજો હોં'–એટલું કહેતો કે જયરાજ ત્યાંથી ચાલતો થયો અને રજનીએ સુમનને તેના વિષે પૂછ્યું, ત્યારે તેનો પરિચય આપતાં તેણે કહ્યું: 'જયરાજ અમારા મીલના મેનેજર છે. બાપુજીને તેના ઉપર ખૂબ પ્રીતિ છે.'

ગુજરાતના વેવલા નવજુવાનોમાંનો આ યુવાન નહોતો તેની જયરાજને જોયા પછી રજનીને ખાત્રી થઈ!

# ૬



કંપાઉંડમાંથી બહાર નીકળતાં જ કાંતના પગમાં શિથિલતા આવવા માંડી. આ વિશાળ શહેરમાં કોઈ તેનું સગું નહોતું! કોઈ તેનું સાથી નહોતું! કોઈ તેનું પરિચિત નહોતું!

રજનીને છોડવામાં તેણે ભૂલ કરી હોય તેમ તેને લાગ્યું. માન-અપમાનની વાતોને તેના જેવા ભિખારીએ શા માટે ગણકારવી જોઈએ? – ક્યાં જવું છે, – કોને ત્યાં જવું છે – એ વિષે તેણે વિચાર્યું જ નહોતું. વિચારવાનું હતું જ નહિ તો રજનીના ભાઈને ત્યાં રહેવામાં તેને શી અગવડ હતી? એ મોટા ઘરમાં કંઈક ઠેકાણે પણ પડી જાત. ત્યારે હવે? ઘેરથી લીધેલો ભલામણપત્ર તે ગોતવા લાગ્યો, પરંતુ રસ્તામાં તેણે બેદરકારીથી ખોઈ નાંખ્યો હતો.

કાંતના પગ પાછા પડવા માંડ્યા. તેણે કંપાઉંડમાં ફરી પગ મૂક્યા. અને તેના હૃદયમાં ફરી કંઈક તોફાન ઊઠ્યું. તેના હૃદયે પોકારીને કહ્યું: 'ના, ના, ના. રજનીને સુખથી ત્યાં રહેવા દેવી હોય તો તેણે આટલો ત્યાગ કરવો જ જોઈએ. અને દેશથી આવતી વખતે માહસુખભાઈના આશરાની તેણે થોડી જ કલ્પના કરી હતી? રજનીને –

મહસુખભાઈને તેણે ભૂલી જવાં જોઈએ. કોઈની મદદની આશા તેણે છોડવી જોઈએ. અને – અને –'

કાંત જોરાજોર કંપાઉંડમાંથી બહાર નીકળી ગયો. સડસડાટ કરતી ટ્રામ ગાડી તેની પાસેથી પસાર થઇ ગઈ અને કોઈની જાણે સાડી-બાર ન હોય તેમ બતાવતી એક મોટર ગાડી પણ તેની પાસે થઈને પુરપાટ દોડી ગઈ.

કાંતે રસ્તા ઉપર ચાલવું શરૂ કર્યું. પોતે ભવાનીપુર – રસારોડ ઉપરથી પસાર થઈ રહ્યો હતો, એટલી તેને ખબર પડી. અને તેણે ચાલવું ચાલુ રાખ્યું.

દિવસભર તે શહેરમાં રખડ્યો. વિશાળ રસ્તાઓ વધારે ને વધારે વિશાળ થતા તેને લાગ્યા. રસ્તાનો છેડો તેણે ક્યાંય જોયો જ નહિ. થાકી થાકીને તે રસ્તા ઉપરથી શેરીમાં અને એક શેરીમાંથી બીજી શેરીમાં આવ્યો.

દોડતી ટ્રામો, મોટરો, રીક્ષાઓ અને માણસોને તે જોતો. તેને લાગ્યું કે અહીં માનવી જીવનમાં થાક જેવી વસ્તુને જાણતો જ નથી. બધા પુરપાટ દોડયે જાય છે. શહેરોમાં સૌને દોડવાનું જ હશે – કઈ તરફ તેની પરવા કર્યા વગર. તો મારે થાક લેવા શા માટે બેસવું ?

અને રાતના અગિયાર સુધી તેણે દોડ ચાલુ રાખી. શા માટે ? ક્યાં જવા માટે ? તેના કોઈ જાતના નિર્ણય વિના.

રાત્રિનો શૂન્યકાર મોટા રસ્તામાં તેણે જોયો નહિ એટલે એક નાની શેરીમાં તે આવ્યો. અહીં દૂર દૂર ટમટમતી બત્તી સિવાય ક્યાંય અજવાળું નહોતું. એક દુકાનની પાસેથી જતી સાંકડી ગલીમાં તે આવ્યો. અને દુકાનના અંદરના ભાગમાં લોઢાની જાળી બંધ કરીને સુતેલા – ઘસઘસાટ નિદ્રા લેતા બેત્રણ ભૈયાને તેણે જોયા. દુકાનના

મ્હારના ભાગમાં એક નાના ઓટલા ઉપર એક બાંકડો પડ્યો હતો. તેના ઉપર તે ઢગલો થઈને પડ્યો.

તેની આંખો મીંચાવા લાગી ત્યાં જ કોઈ પાંત્રીસ વર્ષની ઉંમરના લહેરીલાલા જેવા જણાતા ભૈયાએ લાકડીનો ગોદો મારી કહ્યું – 'અરે! કોન હૈ રે તૂ?'

કાંત આંખો ચોળતો ચોળતો ઊભો થઈ ગયો.

તેના હાલહવાલ, તેનું મૌન જોઈ પેલાએ ફરી પૂછ્યું : 'ક્યા કર રહાથા બદમાશ?' પરંતુ કાંત ચૂપ રહ્યો. તેના મૌનથી તે વધારે ચિડાયો. તેનો કાન પકડી તે બોલ્યો: 'ક્યોં ઉલ્લુક પટ્ટે, પોલિસકે હવાલે કર દું?'

કાંત કંઇક સમજ્યો હોય તેમ તેણે ગભરાઈને કહ્યું : 'ભાઈસાબ, મેં ગરીબ આદમી.'

પેલા માણસે તેનો કાન છોડી દીધો અને જરા ગુસ્સાથી પૂછ્યું : 'કહાંસે આતે હો?'

'કાઠિયાવાડથી ભાઈસા'બ!'

'કાઠિયાવાડસે ક્યું? મરને આયે હો?'

કાંત ચૂપ રહ્યો. પેલાએ ફરી કહ્યું : 'યહાં તુમ્હારા કોઈ નહિ હૈ?'

'નહિ!'

'તબ ક્યા કરોગે? જહન્નમમાં જાઓગે?'

એટલું કહેતાં તે કંઈને કંઈ ઉટાંગપટાંગ બોલવા લાગ્યો. 'સાલ્લે ઐસે લોંડે કહાંસે ચલે આતે હે?' ફરી તેણે કાંત તરફ જોઈ ગુસ્સાથી કહ્યું : 'અરે એય ઉલ્લુ કહીંકા? તુને કુછ ખાયા કિ નહિ?'

અને કાંતે નકારમાં ડોકું હલાવ્યું.

પેલાએ તેની પાસે આવી પૂછ્યું: 'તુમ્હારી પાસ કુછ પૈસા હૈ કે નહિ?'

કાંતે ખિસ્સામાંથી બે રૂપિયા કાઢી બતાવ્યા.

તેના હાથમાંથી ઝપટ મારી તેણે રૂપિયા લઈ લીધા. અને પોતાના ખિસ્સામાંથી ચાર પૈસા કાઢી તેને આપતાં કહ્યું: 'લે; યહ ચાર પૈસા રખ તેરી પાસ! ઓર મેં તેરે લીયે – પુડી સાક લાતા હૂં!' એટલું કહી તે ત્યાંથી ચાલતો થયો.

આ અજબ માણસ વિષે કંઈક કૌતુહલ કરતો, અનુભવતો કાંત ટુંટિયું વાળી બાંકડા ઉપર સૂતો. ઠંડીનો તેને કંઈક અનુભવ થવા લાગ્યો. ઓઢવાની જરૂર હતી, પરંતુ તેનો બિસ્તરો તો રજની પાસે જ રહી ગયેલો હતો.

ભાગ્ય ક્યાં, કેવી રીતે દોરી જશે તેની વિચારણા કરતો તે આંખ મીંચવા લાગ્યો કે કોઈનો પગરવ સાંભળ્યો અને તે ફરી બેઠો થયો. જરા આળસ મરડી ટટ્ટાર થયો.

શાક પુરીના પુડીયાને તેની તરફ ફેંકતાં આવનારે કહ્યું: 'ચલ, અય સુવ્વર! ખા લે યહ!'

આ પહાડી જેવા લાગતા ભૈયાની આંખમાં રતાશ હતી. મોઢું નમણું હતું. કંઈક સુંદર હતું, પરંતુ તેની મૂછોનાં કાતરિયાં તેના ચહેરાને કંઈક વિકરાળ બનાવતાં હતાં.

વિકરાળ લાગતા આ માણસ પ્રત્યે મમતાથી કાંતે જોયું. પોતા તરફ આ છોકરાને તાકી રહેલો જોઈ ભૈયાએ ફરી પૂછ્યું: 'ક્યા દેખ રહે હો મેરી તરફ?'

'મેં – હમ – આપકા નામ...' કાંતે થોથરાતાં કહ્યું.

'મેરા નામ – વાહરે તૂ! અરે પગે! મેરા નામ જાનનેકી તુજે કયોં ફીકર હુઈ?'

આટલું કહેતાં તે ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : ' અચ્છા, જાનલે ભાઈ મેરા નામ રાજમોહનસિંહ હૈ. ઔર કુછ જાનના હૈ ? બડે હોશિયાર માલુમ હોતે હો ! '

કાંત ચૂપ રહ્યો. રાજમોહનસિંહ ચૂપ રહ્યો. પુરીશાક સાફ કરી કાંત ભૈયા તરફ જોઈ રહ્યો.

ભૈયાને ફરી ક્રોધ આવ્યો. ' ઉલ્લુ બોલતે ક્યું નહિ હો ? પાની દૂં ? '

કાંતે માથું ધુણાવી ' હા ' કહી. ભૈયાએ જાળીનું બારણું પોતાના ગજવામાંથી ચાવી કાઢી ખોલ્યું અને અંદરથી પાણીનો એક ગ્લાસ ભરી લાવ્યો. કાંતના હાથમાં દેતાં બોલ્યો : ' સાલા હૈ તો પુરા તગડા. મહેનત મજૂરી કરકે દો પૈસા જરૂર કમાલેગા. ' કાંત તરફ જોઈ તે બોલ્યો :

' અરે તુ કુછ કામ કરેગા કિ નહિ ? '

કાંતે તેના જવાબમાં ' હા ' કહી માથું ધુણાવ્યું.

' અચ્છા, અચ્છા ! મૈં તુમ્હે ઠિકાને લગા દુંગા. મુન્નીકે યહાં તુમ્હે ભેજ દુંગા. તુમ્હારા જૈસા લઠ્ઠ લડકેકી ઉન્હેં જરૂરત હૈ. '

કાંત કંઈ સમજ્યો નહિ. તે આ નવા સાથીને સમજવા મથતો તેના તરફ લાગણીવશ બની જોઈ રહ્યો. તેને લાગ્યું આ માણસ ઉપરથી દેખાય છે તેટલો કઠોર નથી. તેની પાસેથી બે રૂપિયા પડાવી લેવામાં તેનો શું આશય હશે તે તેનાથી સમજાયું નહિ.

પેલાએ સૂવાની તૈયારી કરતાં કહ્યું : ' ચલ, સો જાઅબ. સારા દિન ઘૂમતે ઘૂમતે થક ગયા હોગા. ' અને કાંતે બાંકડા ઉપર લંબાવ્યું.

પેલાએ સૂતાં સૂતાં ફરી કહ્યું : ' અબસે રાતકો સોનેકે લીયે યહીં રોજ આયા કરના. ઔર દિનકો રાજાકે માફિક સારા શહેરમેં

ઘૂમતે રહેના હાં, બસ ઘૂમતે રહેના! ફીર તો તુમ હો ઔર મુન્ની જાન!'

કાંતે પગને સંકોડયા. એને ભૈયાએ ઊભા થતાં કહ્યું: 'અરે, બોલતે કર્યો નહિ હે! સુવ્વરકે બચ્ચે! ઠંડ લગતી હૈ કયા?'

કાંતે 'હા' પાડી.

'તો ફીર તુમ્હારી પાસ ઓઢનેકા કુછ નહિ?'

'નહિ.'

'ગંવાર કહીકાં. ઐસેહી ઘરસે નીકલ પડા?'

ફરી તે શાંત થયો. ઘડીભર કંઈક વિચારી તેણે કહ્યું: 'અચ્છા; લે યહ મેરી કંબલ. તુ ઓઢ. મેં ઐસાહી પડા રહુંગા.'

'નહિ, નહિ,' કાંતે ગળગળા થતાં કહ્યું.

'અરે પાજી કહીંકા. મેં કહતા હું તું મેરી ફીકર ન કર. મર જાવોગે કહીં. લે યહ.'

અને તેના ઉપર ધાબળો ફેંકી તે જાળી વાસી સૂઇ ગયો.

થોડી વાર પછી કાંતનાં નસકોરાં બોલી રહ્યાં હતાં.

૭

માહસુખભાઈએ તેના માસા ઉપર રજનીને ફાવશે તેટલો વખત અહીં જ રહેશે તેમ લખી નાંખ્યુ હતું.

ત્રણેક દિવસમાં તો રજની આ ઘરના સભ્ય જેવી જ થઈ ગઈ હતી. તે બધાંની સાથે હળીમળી ગઈ હતી.

સુમન તેનામાં જ ઓતપ્રોત રહેતી. માનકુંવરને તે ગમતી છતાં ઊંડે ઊંડે તેના દીલમાં શંકા રહ્યા જ કરતી. નાના શિરીષને રજની – બહેન વિના ગમતું નહિ.

દાદા તો આ નવી દીકરીના બે મોઢે વખાણ કરવા લાગ્યા હતા.

રજનીમાં કંઈક એવું હતું, જે સમજી શકાતું નહિ; છતાં સૌ તેના પ્રત્યે ખેંચાતાં.

સત્તરેક વર્ષની સુમન સ્વસ્થ, આનંદી અને આકર્ષક હતી. તેને જોનારને જુવાની સાદ પાડી રહી હોય તેમ લાગતું. તે વધારે પડતી બોલકણી હતી. સાધારણ રીતે તે દરેક વિષયમાં માથું મારતી, પરંતુ એકેય વિષયનાં ઉંડાણમાં તે ઉતરી નહોતી.

જયરાજ સાથે તે છૂટથી બોલતી. બીજા પણ બેચાર કૉલેજીયન તેના મિત્રો હતા. સૌની સાથે તે દલીલોમાં ઉતરતી અને પાછી પડતી.

માનકુંવરને તેનો બોલકણો સ્વભાવ, પુરુષમિત્રો સાથે હળવું-મળવું ગમતું નહિ, પરંતુ માહસુખભાઈને તેમાં કંઈએ વાંધો નહોતો, એટલું જ નહિ પરંતુ તેની સહાનુભૂતિ હંમેશાં સુમન તરફ રહેતી. માનકુંવરબા દલીલોથી થાકતાં, ત્યારે એટલું જ કહેતાં કે, 'છોકરીને બગાડીને પછી પસ્તાશો.'

ત્યારે માહસુખભાઈ હસવામાં વાતને ઉડાવી દેતા.

સુમનનો ઘાટીલો ગૌરવર્ણો ચહેરો, સુરેખ બદન, ચહેરા ઉપર અકારણ ફરકી રહેતું હાસ્ય અનાયાસે જોનારની આંખને આકર્ષી રહેતું. રજની તેની સાથે આયના પાસે ઊભી રહી સુમનને જોઈ રહેતી. સુમન છંછેડાતી.

રજની સુંદર હતી. આકર્ષક હતી. પરંતુ તેના ચહેરા ઉપર પ્રતિભા સાથે ગાંભીર્ય તરવરતું.

સુમન સાથે સહેજે વાત કરવાનું મન થાય, ત્યારે રજની સાથે બોલતાં પહેલાં શું બોલવું તે વિચારવું રહે.

રજનીની બુદ્ધિપ્રતિભાનો તાગ કાઢવો સહેલો નહોતો. તેની આંખોમાં સ્થિરતા હતી, છતાં ક્યારેક જોનારને તેમાં તોફાન રમતું દેખાતું. તેના લાલ ચણિયારા જેવા ઓષ્ઠ તેની માદકતામાં ઓર વધારો કરતા. તેનું બદન ઘાટીલું નહોતું તેમ દુબળું પણ નહોતું. તેની બોલવાની છટા, તેની રીતભાત કોઈ પણ જોનારને આંજી નાંખતી. તેના વ્યક્તિત્વથી સાધારણ માણસો અંજાતા. જુવાનો તેનાથી દૂર ભાગતા.

સુમન તેના માટે ઓછી ઓછી થતી. તેની ઠેલ્લામાં ઠેલ્લી ફેશનની સાડીઓ રજનીની આગળ ધરી કહેતી : 'રજની, આજે તો

તારે આજ સાડી પહેરવી પડશે.' રજની કહેતીઃ 'સુમન, ઘરમાં તે કંઈ આવી સાડી પહેરાય ?'

સુમન રવિવારની રાહ જોતી હતી. તેને રજનીને કલકત્તા બતાવવું હતું. હિંદના આ પાટનગરને જોવા રજનીયે તલપાપડ થઈ રહી હતી.

કાલે સાંજના જયરાજે તેને ટકોર કરી હતી. 'સુમન, રજનીને ક્યાંક ફરવા તો લઈ જા!'

અને સુમને 'કાલે રવિવાર છે, એટલે આપણે સાથે જ કંઈક પ્રોગ્રામ ગોઠવીશું,' તેમ જયરાજને કહેલું અને જયરાજે તેમને બન્નેને બાલીગંજ–તેના નિવાસસ્થાને – સવારથી જ આવવાનું આમંત્રણ આવેલું.

સવારે સુમન વહેલી ઊઠી. તેણે બાપુજી પાસે દાતણ મૂકવા જતાં રજનીને બાલીલેઈક, વિક્ટોરીઆ મેમોરિયલ વગેરે દેખાડવા જવાની ઇચ્છા વ્યક્ત કરી. અને બાપુજીએ તેની ઇચ્છા ઉપર સીલમહોર લગાવતાં ડ્રાઈવરને આજે ગાડી બીજે ક્યાંય લઈ જવાની નથી તેની સૂચના કરી. માનકુંવરને નાસ્તાપાણી માટે વ્યવસ્થા કરવાને વાતવાતમાં ઇશારો કરી દીધો અને વિનાવિરોધે માનકુંવરે એ દરખાસ્તને મંજૂર કરી.

નાનો શિરીષ ક્યારનો ઊઠી, નાહીધોઈ કપડાં બદલાવી ટાપટીપ કરી રહ્યો હતો.

રજની તથા સુમન તેના ખંડમાં કપડાં બદલી રહ્યાં હતાં. 'આ બ્લ્યુ રંગની સાડી અને બ્લાઉઝ તને શોભશે સુમન!'

'આ વાયોલેટ કલરનો સેટ તને શોભશે અને બન્ને એક બીજા તરફ સાડીઓની ફેંકાફેંકી કરી રહી હતી.

સુમનના ઉભરાતા બદનને ચીમકી લેતી રજનીએ પોતાને મનગમતું બ્લાઉઝ પહેરાવવાનો સુમનને આગ્રહ કર્યો ત્યારે સુમને હસતાં હસતાં કહ્યું: 'તારી નજર લાગી જશે તો ભોગ મળશે મારા!'

અને રજનીએ ફરીથી તેના ગાલ ઉપર ચીમકી લીધી. સુમને પફ-પાઉડર કરતાં કહ્યું: 'રજની, બાપુજીએ માસાને લખી નાંખ્યું છે કે, રજની હવે અહીંજ રહેશે.'

બાલને સમારતી રજનીએ માત્ર 'હું'કાર કર્યો. સુમને ઉતાવળ કરતાં કહ્યું: 'અરે! માલતીને તો ખબર આપવાનું જ ભૂલી ગઈ. તું જલદી તૈયાર થા. હું તેને જરા ટેલિફોન કરી દઉં.'

એટલું કહેતાં કે તે ઝડપથી દીવાનખાનામાં આવી ટેલીફોનનું ભૂંગળું લેતાં જ બોલી.

'હેલ ઉ, સેવન નાઈન ઓ – બડાબઝાર!' થોડી વારે જવાબ મળ્યો, 'કોણ તમે?'

'હું! સુમન. તમે?'

'હું માલતી, શું છે સુમન? આજે સવારમાં જ કંઈ?'

'હં. જોને હું તો ભૂલી જ ગઈ. મારાં બહેન આવેલાં છે હં! રજનીબહેન, તને ખબર તો હશે જ. તેમને લઈને આપણે સૌએ આજે ફરવા જવાનું છે. હમણાં જ તું તૈયાર થા. ત્યાં હું તને લેવા આવું છું.'

'સાથે બીજું કોણ આવવાનું છે?'

'જયરાજને મેં ખાસ કહેલ છે. અશોકને તારી સાથે જરૂર લાવવાનો છે. શિરીષ પણ સાથે આવવાનો છે.

'હં, ખાસ પ્રોગ્રામ?'

'એ તો આપણે મળીશું ત્યારે નક્કી કરીશું. લે; હવે તું જલદી તૈયાર થા. અમે તો તૈયાર જ છીએ.'

'સારું; હું તૈયાર થાઉં છું. બીજું કંઈ?'

'ના બસ. ત્યારે નમસ્તે?'

'નમસ્તે.'

ટેલીફોનનું ભૂંગળું પડતું મૂકી સુમન તેના રૂમમાં આવી ત્યારે રજની તૈયાર થઈ ઊભી હતી.

સુમન આયના સામે ઊભી બાલ સમારતાં બોલી: 'રજની, હું કહું તો ખરી! જયરાજ સાથે તારે ક્યારથી પરિચય થયો?'

'ખાસ તો પરિચય કંઈ નથી સુમન! પરંતુ બેત્રણ વર્ષ પહેલાં મારા એક કાવ્ય ઉપર પૂનાથી તેણે પત્ર લખેલો!'

'હં. કદાચ પ્રેમપત્ર હશે.'

'ના, ના; એવું તો કંઈ નહિ.' રજનીએ અધૂરો જવાબ આપ્યો.

સુમને તૈયાર થઈ ડ્રાઈવરને ગાડી લાવવા કહ્યું અને ગાડી આવતાં શિરીષે ડ્રાઈવર પાસે પોતાની જગ્યા પસંદ કરી રજની તથા સુમન અંદરની સીટ ઉપર બેઠી. માનકુંવરે એક ટીફીનબોક્સ તથા પાણીનો કુંજો ગાડીમાં મુકાવ્યાં અને હોર્ન વગાડતી ગાડી કંપાઉંડમાંથી બહાર નીકળી ગઈ.

માલતી સેંટ્રલ એવન્યુમાં રહેતી હતી. ગાડીમાં બેસતાં જ રજનીએ માલતી વિષે પૂછ્યું ત્યારે સુમને કહ્યું—

'માલતી મારી સાથે જ કોલેજમાં અભ્યાસ કરતી હતી. હાલમાં જ તેણે કોલેજ છોડી છે. જગમોહનદાસ તેના પિતાનું નામ છે. તેઓ એસેમ્બલીના તેમ જ કોરપોરેશનના સભ્ય છે એટલું જ નહિ, પરંતુ એક મોટી આયર્ન ફેક્ટરીના માલીક છે!'

ભવાનીપુરથી નીકળી મોટર ધરમતલા તરફ દોડવા લાગી, ત્યારે દૂરથી દેખાતા મેમોરિયલના ધવલ ગુંબજ તરફ ઇશારો કરી સુમને કહ્યું: 'જો પેલી તાજમહાલને લગતી ઇમારત દેખાય તે વિક્ટોરિયા મેમોરિયલ છે. સામેજ રેઇસકોર્સ...આ સામેનો કિલ્લો તે ફોર્ટ વિલિયમ અને આપણે આ ધરમતલા આવી પહોંચ્યાં!'

વિશાળ રસ્તા પર એક પછી એક ભવ્ય ઇમારતો વટાવતી ગાડી પુરપાટ દોડી રહી હતી. રજનીએ ગુજરાતના પાટનગર સાથે હિંદના આ પાટનગરની સરખામણી કરી જોઈ!

ગુજરાતનું પાટનગર આ વિશાળ શહેરને મુકાબલે કેટલું નાનું હતું!

ધરમતલામાં ટ્રામોની ગાડીઓની ભીડને ચીરતી સુમનની ગાડી સડેડાટ કરતી સેંટ્રલ એવન્યુ પરના જગમોહનદાસ શેઠના બંગલા આગળ આવી ઊભી અને ગેઇટ પાસે ઉભેલા શીખ દરવાનને માલતીને ખબર આપવા સુમને કહ્યું. માલતી તૈયાર જ હતી. અશોક સાથે તે આવી રજનીને નમસ્કાર કરતી ગાડીમાં બેઠી કે ડ્રાઈવરે ગાડી પાછી વાળી, આલીગંજ તરફ સીધી દોડાવી મૂકી.

# ૮

સેંટ્રલ એવન્યુથી બાલીગંજ ગાડી પહોંચી તે દરમ્યાન માલતીએ રજની સાથે ઠીક ઠીક પરિચય કરી લીધો હતો.

હાથ લગાડતાં જ જાણે બટકી જશે તેવા મીણના પૂતળા જેવી માલતી દેખાવે જેટલી આછકલી અને દમામદાર લાગતી હતી, સ્વભાવે તેટલી જ સરળ અને ઉદાર હતી. શ્રીમંત પિતાની પુત્રીની રીતભાત, તેનો પહેરવેશ જોતાં તેના ઐશ્વર્યનું ભાન થયા વિના જોનારને રહેતું નહિ, પરંતુ તેના પરિચયમાં આવતાં તેના વિષેની માન્યતા બદલ્યા વિના ચાલે તેમ નહોતું.

પ્રેમ અને મમતા તેના સ્વભાવમાં જ વણાયેલાં હતાં. સમજણી થયા પછી તેના વિચારોનો પ્રવાહ સમાજવાદ તરફ ઢળી રહ્યો હતો.

રજનીના પરિચયથી તેના મિત્રમંડળમાં એક સરસ મિત્ર ભળ્યાનો તેને આનંદ થયો. તેની સાથેના થોડા વાર્તાલાપથી તેને લાગ્યું કે દેખાય છે તે કરતાં રજની ઘણી વધારે પ્રતિભાસંપન્ન હતી.

બાલીગંજના જયરાજના બંગલા પાસે ગાડી આવી ઊભી રહી,

ત્યારે કંપાઉંડમાં જયરાજ આવી ઊભો હતો. 'આવો! આવો!' કહેતાં તેણે ત્રણેને નમસ્કાર કર્યા.

ભોંયતળિયાનું બંગલા ઘાટનું આ મકાન નાનું હતું, છતાં સુંદર હતું. ફળિયામાં ફૂલછોડ હતા. મકાનના પાછળના ભાગમાં બેત્રણ ઝાડો ઊભાં હતાં અને તાડ જેવડાં ઊંચાં બેત્રણ નાળિયેરીનાં ઝાડ જાણ્યે આકાશને અડવા મથી રહ્યાં હતાં.

કંપાઉંડમાં આવતાં સુમન તરફ જોતાં જયરાજે કહ્યું: 'કંઈક મોડું થયું સુમન!'

'નારે ના, શાર્પ ઇલેવન થયા છે!' સુમને જવાબ આપ્યો. પવનમાં ઊડી રહેલી સાડીને સંકોરવા મથતી રજની તરફ જોઈ તેણે કહ્યું: 'કેમ, કલકત્તામાં ફાવે છે ને?'

'કેમ ન ફાવે?' રજનીએ જાણ્યે સામો પ્રશ્ન કર્યો.

આ નાના બંગલાના સુંદર નાના નાના રૂમો, તેની અંદરની બાંધણી આંખને આકર્ષી રહે તેવી હતી.

જયરાજે માલતીને સંબોધી કહ્યું: 'માલતીબહેન, તમે તો ક્યારેય અહીં આવ્યાં નથી, ખરુંને?'

'ના, આજે પ્રથમ જ આવું છું.'

ડ્રોઇંગ રૂમમાં સૌ આવ્યાં ત્યારે સુરેશબાબુને આરામખુરશીમાં છાપાનાં પાનાં ફેરવતા બેઠેલા જોઈ માલતીએ 'નમસ્કાર' કર્યા.

સુરેશ બાબુએ સામા નમસ્કાર કરતાં કહ્યું: "માલતીબહેન, આપની એઈ ખાને? (તમે અહીં?)"

અને બીજી બહેનોને ક્ષોભ અનુભવતી જોઈ પાસે જ પડેલી સ્ટિકને હાથમાં લેતાં તેણે કહ્યું: 'જયરાજ બાબુ! તાહોલે આમરા જાઈ!' (ત્યારે હવે હું જઉં છું.)

'ના, ના, આપની બોસુન. એઈ સબ આમાર મિત્રલોક. આપનાર પરિચયે ખુશી હોએન.'

બંગાલી પુરેપુરી જાણતો ન હોવા છતાંયે, પ્રયત્ન કરી જયરાજે બંગાલીમાં ફેંક્યું.

સોફા પર સૌ ગોઠવાયા પછી જયરાજે તેને સુમન તથા રજનીનો પરિચય કરાવ્યો અને રજની તરફ જોઇ કહ્યું : 'જગમોહનદાસ શેઠની ફેકટરીના સુરેશબાબુ મેનેજર છે. તેમ જ સમાજવાદના તેઓ સારા અભ્યાસી છે એટલું જ નહિ, પરંતુ એવી પ્રવૃત્તિમાં સક્રિય રસ પણ લે છે!' માલતી સમાજવાદ તરફ વધારે રસ લેતી સુરેશબાબુના પરિચય પછી જ થયેલી એટલે સુરેશબાબુની મુલાકાત થતાં તે તેની સાથે પ્રશ્નોની ઝડી વર્ષાવતી અને સુરેશબાબુ આ નવદિક્ષિત શિષ્યોને પ્રેમભાવે કલાકો સુધી તેના પ્રશ્નોના જવાબ આપ્યા કરતા.

જુવાન સુરેશબાબુ શરીરે ખડતલ હતા. ત્રીશેક વર્ષના હોવા છતાં વાતોએ ને વિચારે પ્રૌઢ હતા. તે સાદાઇની મૂર્તિ સમા લાગતા. છૂટી પાટલીનું ખાદીનું ટૂંકું ધોતિયું, સોનેરી ફ્રેમના ચશ્મા, ખાદીનું પંજાબી ઝૂડતું અને સાદા સ્લિપર એ એનો હંમેશનો શણગાર હતો.

વાતોમાં તે હંમેશાં ધીર અને ગંભીર હતા. ક્યારેક જ તેનામાં જોશ આવી જતું અને હાથ પછાડી કહેતા: 'સંસારેર એય દારુણ અવસ્થા મિટાવારજન્ય આરેકોનુ ઉપાય નાય. માત્ર એકટી ઉપાય આચ્છે — સમાજવાદ.'

(સંસારને આ ભીષણ પરિસ્થિતિમાંથી ઉગારવાનો બીજો કોઇ ઉપાય નથી. માત્ર એક જ ઉપાય છે અને તે સમાજવાદ)

દેશની પરિસ્થિતિનું વર્ણન કરતાં તે કયારેક રોઈ પડતા. તેની આ ભાવુકતાનો પરિચય માલતીને ઘણી વખત થયેલો.

જયરાજને ત્યાં આજે સુરેશબાબુને જોતાં માલતીને જરા આશ્ચર્ય થયું અને તે બોલી :

'સુરેશબાબુ, આમરા બુઝીના આપની એય ખાને.' અને તેને બોલતી અટકાવી રજનીએ કહ્યું : 'માલતીબ્હેન, મને તમારો વાર્તાલાપ સમજાવો તો ખરા ! કે મારે તો આમ બાઘોલાની પેઠે બેઠું જ રહેવું ?'

અને માલતીને મુંઝવણ અનુભવતી તેણે જોઈ. સુરેશબાબુ પણ કંઈક સમજ્યા અને બોલ્યા :

'મને તો કાંય જાણતો નથી. તમે આવશ મને આવવાનો છે: એય છાડા આર કિછુ આમરા જાનિના.'

આટલું કહેતાંક તે હસી પડયા અને સૌ હસીને લોટપોટ થઈ ગયા.

માલતીએ જયરાજને સંબોધી કહ્યું :

'આ મીયાંમહાદેવનો મેળ કઈ રીતે થયો ?'

'ના, ના; તમારી માન્યતા પ્રમાણે કંઈ નથી માલતીબ્હેન. અમે વિચારોની દૃષ્ટિએ ઘડીભર વિરોધી લાગવા છતાંયે બન્ને સાચા છીએ એમ અમે અનુભવીએ છીએ.' જયરાજે કહ્યું.

પચીસ વર્ષનો યુવાન જયરાજ નમણો, રૂપાળો અને સપ્રમાણ શરીરનો હતો.

તેના ચહેરાની રેખામાં દૃઢતા તરવરતી. તેની આંખોમાં તેજ નીતરતું. તેના અવાજમાં કંઈક કડકાઈ લાગતી. સ્વભાવે નમ્ર હોવા છતાં તેની વાણીમાં કંઈક મદ ઝરતો હોય તેમ લાગતું.

તે બોલતો ઓછું, પરંતુ બોલતો ત્યારે ક્યારેક તે આજ્ઞા કરતો હોય તેમ લાગતું.

તેના માંસલ શરીરની પેશી પેશી તેના દૃઢ બાંધાનો પરિચય આપતી.

સમાજવાદ તરફ તેને નફરત નહોતી. માનવતાનો તે યે પુજારી હતો, પરંતુ સમાજવાદીનો તે વિરોધી હતો. તેને આજના સાહિત્ય તરફ ધીમે ધીમે સૂગ થઈ રહી હતી. તેનો અભિપ્રાય દૃઢ થતો જતો હતો કે આજનું સાહિત્ય, સમાજવાદને નામે ખપતી વિચારશ્રેણી અને આજના યુવાનોની ખોટી ભાવુકતા માનવજાતિને આપઘાત તરફ વાળી રહી હતી.

વર્તમાન સાહિત્યમાં માનવજાતિને વડવાનું જોમ નથી; બલ્કે તેને વધારે નિસ્તેજ, શિથિલ અને દુર્બલ બનાવી રહેલ છે.

ચારિત્ર તેમ જ વ્યક્તિવિકાસમાં તે માનનારો હતો.

નૈતિક ભ્રષ્ટતા, ચારિત્રસ્ખલન તેમ જ બીજી કેટલીયે માનવીય દુર્બળતા પ્રત્યે આજનો જુવાન સહાનુભૂતિ બતાવતો, નિર્બળતાને પંપાળતો તેને લાગ્યો. એ તેને મન જીવનનો આપઘાત હતો. તેણે જોયું--આજના જીવનમાં સ્થિરતા નથી. દૃઢતા નથી. વચન માટે, સત્ય માટે મરી મીટવાની તાલાવેલી નથી. છે માત્ર ભવ્યકલ્પના. શક્તિવિહોણા આદર્શ.

જીવનના વ્યવહારુ ઘડતર વિના માત્ર મોઢાની ફિલોસોફી ક્યાં સુધી આપણને ઊંચે લઈ જશે? અને છતાંયે આજનો જુવાન પ્રેક્ટિકલ જીવનથી દૂર દૂર--ઘણે દૂર જીવનનાવને ઘસડી રહ્યો છે. અને આકાશમાંથી જ્યારે જમીન ઉપર પટકાઈ પડે છે, ત્યારે નથી રહેતો ઘરનો કે નથી રહેતો ઘાટનો. આવી એની સ્થિતિ છે.

શક્તિને કેળવ્યા વિના, વિનાપ્રયાસે બીજાની રળેલી સંપત્તિમાંથી ભાગીદારી મેળવવા મથતા સમાજવાદી વિચારશ્રેણીના જુવાનો પ્રત્યે તેને નફરત હતી!

તેના નજદીકના મિત્રો પણ પૂરો તેને સમજી શક્યા નહોતા.

કોઈ તેને પ્રગતિવિરોધી માનતા. કોઈ તેને સમાજવાદનો કટ્ટર દુશ્મન માનતા. કોઈ તેને માત્ર શક્તિમાં જ વિશ્વાસ રાખનાર 'હિટ-લર' સમજતા. અને એમ જુદી જુદી રીતે તેને ઓળખવા છતાં સૌને તેના વિના ચાલતું નહિ. સૌનો તેના ઉપર પ્રેમ હતો.

જયરાજના જવાબથી માલતીને સંતોષ થયો નહિ. ફરી તે બોલી: 'જયરાજ, સૈદ્ધાંતિક મતભેદો હોવા છતાંયે બન્ને સાચા છીએ તેમ બન્ને અનુભવે એ અસંભવિત નથી.'

જયરાજ જવાબ આપે તે પહેલાં જ સુમને કહ્યું:

'જયરાજ, આપણે ચર્ચાને માટે બીજો જ દિવસ ગોઠવીએ તો? આજે તો રજનીબહેનને થોડાંક સ્થળો બતાવવાનાં છે!'

સુમનને ચર્ચામાં ભાગ લેવું તો ગમતું હતું, પરંતુ રજનીને ફેરવવાની દૃષ્ટિએ ચર્ચાને જતી કરવી તેને યોગ્ય લાગી.

જયરાજે કહ્યું, 'હા, સુમનની વાતે ય સાચી છે. માલતીબહેન, ચર્ચાને માટે આપણે કોઈ બીજો જ દિવસ નક્કી કરીએ!'

બધાંની સંમતિથી આવતો રવિવાર ફરીથી મળવાને માટે નક્કી થયો અને થોડાં નાસ્તાપાણી લીધા પછી વિક્ટોરિયા મેમોરિયલ, ઝુલોજીકલ ગાર્ડન અને ત્યાંથી છેવટે બાલીલેઈકમાં બોટિંગ કરવાનો પ્રોગ્રામ નક્કી થયો. સુમને વિશેષ કરતાં કહ્યું, 'બાલીલેઈકને બદલે આજે તો ગંગાની સફર કરીએ તો?'

માલતીએ કહ્યું, 'એ વધારે સારું છે.'

અને સુરેશ બાબુએ પણ આજે સાથ પુરાવવો તેવો આગ્રહ થતાં તેણે પણ સાથ પુરાવ્યો.

સંધ્યા ખીલી રહી હતી. ગંગાનાં નીર શાંત વહી રહ્યાં હતાં.

ત્યારે હોડી ધીરે ધીરે વહી જતી હતી. કાંઠો છોડી જ્યારે હોડી પ્રવાહની મધ્યમાં આવી ત્યારે જયરાજે માલતીને એકાદ ગીત છોડવાને કહ્યું. માલતીએ સુમનને આગ્રહ કર્યો અને સુમનના અતિ આગ્રહે છેવટે રજનીએ ધીમે કંઠે ગાવું શરુ કર્યું.

સાજન ! ક્યાં છે સૌંદર્યના દેશ !
ક્યાં છે સૌંદર્યના દેશ !
સાજન ક્યાં છે સૌંદર્યના દેશ !

કુદરતે જ્યાં સૌંદર્યભંડાર ઠાલવ્યો હતો એવા વિશાળ આકાશ પર સૌની નજર ઠરી રહી. સૌની આંખો સૌંદર્યના દેશની શોધ કરી રહી. ગંગાનાં છલકાતાં નીર સૌ જોઈ રહ્યાં અને ગીત આગળ વધ્યું.

અંગ ત્રિભંગ અનંગ સરિખડો,
ફુલડાં શો વદન વિલાસ.
નયન હસે નેહ નિતરતાં જ્યાં,
હૈયાનાં હુલસે હાસ.

અને છેલ્લી લીટીના રણકારે સૌની આંખો પાછી વળી. સૌંદર્યના દેશ આકાશમાં નહોતા. ગંગાનાં નીરમાંયે નહોતાં. એની શોધ તો જાણ્યે કરી ચૂકી હોય તેમ રજનીએ ફરી ગાયું.

સજની, ત્યાં છે સૌંદર્યના દેશ !
ત્યાં છે સૌંદર્યના દેશ !
સજની, ત્યાં છે સૌંદર્યના દેશ !

અને તેના દીલમાંથી જાણ્યે મધુર રણકાર ગંગાનાં શાંત નીરને ફરી જગવી રહ્યો:

ફૂલ ખિલ્યું એક દીલને સરોવર,
ફોરતું અજબ પરાગ.

પર્વત શિખરે ઉડતો મધુપ એ,
ક્યાંથી જગ્યા અનુરાગ ?

અને સાંભળનારને જાણ્યે ફરી પ્રશ્ન થતો હોય તેમ ગીત આગળ વધ્યું.

સાજન ! ક્યાં છે સૌંદર્યના દેશ !
ક્યાં છે સૌંદર્યના દેશ !
સાજન ! ક્યાં છે સૌંદર્યના દેશ !

સૌંદર્યના દેશ ? સાંભળનારના હૃદયમાં પડઘો પડ્યો. સૌંદર્યની નવી સૃષ્ટિ નીરખવા સૌ તલસી રહ્યાં. રજનીના મુખમાંથી સંગીત ઝરતું હતું કે અમૃત ? તે કહી શકાય તેમ નહોતું. સૌ મંત્રમુગ્ધ હતાં.

અને રજની ? જાણ્યે કોઇ અજાણ્યા પ્રદેશમાં ભૂલી હતી. તેની આંખો બંધ હતી. કોઇ સૌંદર્યના દેશમાં ભટકતી હતી !

તેના માથા ઉપરથી સાડી સરી પડી હતી. પવનમાં હીંચોળાતા તેના વાળની લટો તેના મુખના સૌંદર્યને વધારી રહી હતી. જયરાજની આંખો ક્યારેક તેને જોવામાં સ્થિર થઈ જતી અને બીજાની તેના ઉપર નજર પડતાં તે આંખોને ફેરવી લેતો.

રજનીના મુખમાંથી અમૃત સર્યું: ગીત આગળ વધ્યું :

વીજળી ઊડે, કાંઈ મેઘ ઝીલે ને,
ફફડાવે રસભીન પાંખ.
પ્રીતમ પ્રિયાના પ્રારબ્ધ ઘડે જ્યાં,
ચાંદા સૂરજની સાખ.

અને આ સૌંદર્યના નવા પ્રદેશની શોધ પછી સંગીતનો રણકાર ધીમો કરતી રજની સૌંદર્યપ્રદેશમાંથી જાણ્યે પાછી ફરતી હોય તેમ અતિ ધીમા સ્વરે ગાવા લાગી :

સજની, ત્યાં છે સૌંદર્યના દેશ,
ત્યાં છે સૌંદર્યના દેશ,
સજની, ત્યાં છે સૌંદર્યના દેશ.

અને તેની આંખો ઊઘડી ત્યારે શરમાતાં શરમાતાં તેણે સાડીને ઠીક કરી. જયરાજની નજર પડતાં લજ્જાથી આંખોને નીચી ઢાળી રહી.

સુમને તેની પીઠ થાબડી.

સુરેશબાબુ તો ભાવાવેશમાં જાણે ગાંડા થતા હોય તેમ બે હાથને પહોળા કરતા બોલ્યાઃ 'વાહ! વાહ! કિ સુંદર ગાન!'

અને જયરાજે—માલતીએ તેના સુરના મીઠાશની પ્રશંસા કરી, ત્યારે રજનીનું મુખ લાલ થઈ ગયું હતું.

ગંગાનાં નીર કાળાં થવા લાગ્યાં ત્યારે હોડી પાછી ફરી. સુમને ગાડીમાં બેસતાં કહ્યું: 'જયરાજ આજ તો ઘેર જ ચાલો. ત્યાં સાથે જ જમીશું!'

'તારા હાથની રસોઈ જમાડે તો ચાલું!' જયરાજે વ્યંગથી કહ્યું.

'એમ? મારા હાથની નહિ તો રજનીબહેનના હાથની તો ખરી જ, ચાલો!' સુમને કહ્યું. અને માલતી તરફ જોઈ તે બોલી:

'માલતી, સંગીતની મિઠાશથી યે રજનીના હાથની રસોઇની મીઠાશ ખૂબ વધારે છે હો!'

'ત્યારે તો જરૂર આવવું પડશે.' માલતીએ કહ્યું. અને ફરી ક્યારેક એ પ્રોગ્રામ રાખીશું તેવી ઇચ્છા સાથે સૌ છૂટાં પડ્યાં.

માલતીએ ટેક્સી બોલાવી. જયરાજે સુમનની ગાડીમાં જ જગ્યા લીધી. સુરેશબાબુ ફરવા જવાને બહાને પગપાળા ચાલતા થયા.

## ૯

**મા**નકુંવરે ઘડિયાળ સામે જોયું ત્યારે આઠના ટકોરા થવામાં પાંચ જ મિનિટની વાર હતી. તે કંઈક બેચેન બની પોતાના ખંડમાંથી ઊઠી રસોડામાં આવી. કંઈ ન સૂઝતાં વરંડામાં આવી રસ્તા પર નજર ફેંકતી તે ઊભી રહી.

પસાર થતી ટ્રામનો ઘરઘરાટ તથા ભોંભોં કરતી મોટરોનો અવાજ કાનમાં કર્કશતા ઉપજાવતો શૂન્યમાં ખોવાઈ જતો હતો.

સુમનને ખૂબ મોડું થયું હતું. શિરીષ વિના માનકુંવરને ગમતું નહોતું. રાહ જોઈને થાકી, ત્યારે તે દીવાનખાનામાં આવી અને ત્યાં જ માહસુખભાઈએ દ્વારમાં પ્રવેશ કર્યો.

ખંડમાં આવતાં તેણે બારણાને અર્ધઉઘાડું વાસ્યું. પોતાનાં કપડાં ઉતારતાં તે માનકુંવરની પડખે જ સોફામાં બેઠા. 'હં, હં !', કરતી માનકુંવર જરા દૂર બેઠી, પણ મહાસુખભાઈએ વધારે નજદીક આવી તેનો હાથ પોતાના હાથમાં લીધો.

હાથને બળપૂર્વક છોડાવતાં માનકુંવરે કંઈક ગુસ્સાથી કહ્યું: 'આટલી ઉમ્મરે આવું તે તમને શું સૂઝે છે?' આટલું કહી તે ત્યાંથી ઊભી થઈ ગઈ.

માહસુખભાઈ આજે રંગમાં હશે કે શું, પણ તેણે તેના હાથને જોરથી ખેંચી પોતાની પાસે બેસાડી.

અને તેના મુખ ઉપર તેનો હાથ પડે તે પહેલાં જ માનકુંવર તેના હાથને ખસેડતી બોલીઃ 'હવે રાખો, રાખો. છોકરાં ક્યાંક આવી જશે!'

'હજી નથી આવ્યાં?'

'ના.'

'આવવાં જોઈએ!' આજે માહસુખભાઈ પોતાના તરફ રીઝેલા હોવાનું લાગતાં તકનો લાભ લેતાં માનકુંવરે કહ્યુંઃ

'બધું તો ઠીક, પણ આ જુવાન છોકરાઓ સાથે?' માન-કુંવરની વાતને પૂરી સાંભળ્યા વિના મહાસુખભાઈએ તેના ગાલ ઉપર ટાપલી લગાવતાં કહ્યુંઃ 'ગાંડી રે ગાંડી! ક્યા જુવાન છોકરા સાથે ફરે છે? જયરાજ સાથેને? છોકરીને માટે સારો મુરતિયો તો શોધવો જ પડશે ને? જયરાજ શું ખોટો છે?'

માનકુંવર થોડી વાર ચૂપ રહી. વસ્તુસ્થિતિ સમજી હોય અને માથેથી ભાર હળવો થતો હોય તેમ સુખ અનુભવતી બોલીઃ 'ત્યારે તમારો વિચાર...'

'હા, હા, એમ જ. ભલેને સાથે હરતાંફરતાં!' મહાસુખભાઈએ આટલું કહ્યું કે કોઈનો પગરવ સંભળાતાં માનકુંવર બહાર આવી. સુમનને બારણા આગળ ઉભેલી જોઈ બોલીઃ

'આવી ગયાં સૌ? જયરાજ આવ્યો?'

'ના, બા; તે તો તેમનું ઘર આવતાં વચ્ચેથી જ ઉતરી ગયા.'

'તો આગ્રહ કરવો 'તો ને? તેને ત્યાં રસોયો પણ નહિ આવ્યો હોય! સાંજના જમશે ક્યાં?'

'એ તો હું તદ્દન ભૂલી જ ગઈ બા!'

'ઠીક સારું ! ટેલીફોન કરી બોલાવી લે ત્યાં હું રસોઈ કરું. શું ખાવું છે ?'

'તેં કંઈ રાંધ્યું નથી બા ?'

'મને તો કંઈ ગમતું નહોતું.'

'સારું !' એટલું કહેતાં જ તે તેના રૂમમાં આવી, ત્યારે રજની કપડાં બદલી રહી હતી.

સુમને આવતાં વેંત કહ્યું : 'બાએ હજી કંઈ રાંધ્યું નથી રજની !'

'તે શું છે ? આપણે સપાટામાં રસોઈ તૈયાર કરી નાંખીશું ! તું કપડાં બદલ. હું જાઉં છું.'

'સાજન ! ક્યાં છે સૌંદર્યના દેશ.
ક્યાં છે સૌંદર્યના દેશ !'

ગણગણતી સુમન આયના પાસે આવી. સાડી ઉતારતી, આયનામાં પોતાના દેહને નીરખી રહી !

તેની કલ્પના કંઈક તીવ્ર બની. તેને લાગ્યું કે તેનો કોઈ સાજન હોત તો ? આયના તરફ આંગળી કરી કહેતઃ 'સજની, ત્યાં છે સૌંદર્યના દેશ !'

અને ખરેખર તે સુંદર હતી. 'સૌંદર્યના દેશ !' કહી તેનો સાજન પુકારી શકે એટલી તે સુંદર હતી !

અને કલ્પનાની પાંખો હવાને જાણ્યે વીંઝવા લાગી. પોતાના જ પ્રતિબિંબને જોઈ મોહમુગ્ધ થતી તે સૌંદર્યના દેશમાં વિહરવા લાગી.

પણ...પણ...તેનો સાજન કોણ હતો ?

કોઈ નહિ ? અને સાજન વિનાની સજની કોને પૂછી રહી હતી ? ખરેખર તેનો કોઈ સાજન નહોતો ? તેની મનોસૃષ્ટિ આગળ જુવાનોની હારમાળા ઊભી થવા લાગી. સુરેશ...રમેશ...મનોહર...છી : છી : બધાયે માયકાંગલા ! કોઈ તેને યોગ્ય હતો ? નહિ. નહિ. કોઈ નહિ ! જયરાજ !

ઓહો ! જયરાજ ? જયરાજ તેની કલ્પનામાં ક્યાંથી આવ્યો ? જયરાજ પાસે પોતે કેટલી નાની હતી ?

વયે ? ના, વયે નહિ, પ્રતિભાએ !

છતાં જયરાજ તેનો સાજન હોય તો ?

તો ? ખરેખર, તે આયનામાં જોઈને કહે ખરો:

'સજની, ત્યાં છે સૌંદર્યના દેશ !'

અને બદનને ઉન્નત કરતી ગર્વથી તે બોલી: 'હા, હા, જરૂર કહેજે.'

અને આત્મભાનની જ્યોતિ જાગૃત થતી હોય તેમ તે ચિંતવી રહી: 'જયરાજને માટે પોતે યોગ્ય જ છે.'

અને જયરાજની મૂર્તિ તેના હૃદયમાં ઘર કરવા લાગી. તેને થયું—અત્યારે જ અહીં જયરાજ હોત તો ?'

તે શરમાઈ. આંખો ઊંચી કરી, અને દ્વાર તરફ જોતાં રજનીને તેની સામે ઉભેલી તેણે જોઈ. તે ગભરાઈ હોય તેમ ઉતાવળે તૈયાર થવા લાગી.

રજનીએ હસતાં હસતાં કહ્યું:—'સુમન ! હજી કપડાં બદલી રહી નથી ? શું કરતી હતી ?'

'ચાલ, ચાલ, રસોઈ તૈયાર થવા આવી છે.'

આશ્ચર્ય અનુભવતાં સુમને કહ્યું: 'એટલી વારમાં ?'

'હા, પૂરી શાક તથા દૂધ જ તૈયાર કરવાનું બાએ કહેલું.'

'વારુ, હું જરા જયરાજને ટેલીફોન કરી દઉં !'

'આવશે અત્યારે ? ત્યાંથી જ સાથે આવવાનું કહેવું હતુંને ?'

પરંતુ જવાબ આપવા ન રોકાતાં સુમન પાસેના ખંડમાં દોડી ગઈ. ટેલીફોન હાથમાં લઈ, નંબર આપી જવાબની રાહ જોઈ રહી, પરંતુ જવાબમાં 'જયરાજ હમણા જ બહાર ગયા !' તેમ સાંભળતાં તે નિરાશ થઈ.

રસોડામાં આવી માનકુંવરને તેણે કહ્યું ત્યારે ફરીથી આવી ભૂલ ન કરવા માટે માનકુંવરે તેને શિખામણ આપી.

કોઈ દિવસ નહિ અને આજેજ બાને જયરાજ પ્રત્યે આટલી મમતા બતાવતી જોઈ સુમનને દીલમાં નવાઈ લાગી અને જમતાં જમતાં તે વિચારોના વમળમાં ગોથાં ખાવા લાગી. બા આજે કંઈક આનંદમાં હતી. શા માટે? તે વિચારોની સાંકળ મેળવવા લાગી. તેણે બાબાપુને વાર્તાલાપ કરતાં ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં જયરાજ વિષે કંઈક બોલતાં સાંભળ્યાં હતાં.

તે ફરીને આવી ત્યારે કોઈ દિવસ નહિ અને આજે જ બાર વાસેલાં જોઈ તેને ઉત્કંઠા જાગી હતી અને છૂપી રીતે તે બેએક મિનિટ બારણાં આગળ ઊભી રહેલી. બાબાપુનો વાર્તાલાપ તે સમજી નહોતી, પરંતુ વાતવાતમાં એકબે વખત જયરાજનું નામ આવતાં તેણે સાંભળેલું. ત્યાર પછી જયરાજને માટે આટલી ઈંતેજારી રાખતી બાને જોતાં પોતાનું અનુમાન કદાચ સાચું હોય તેમ તેને લાગ્યું અને વિચારોનું અનુસંધાન આ રીતે મળતું હોય તેમ લાગતાં, તેના આનંદનો પાર રહ્યો નહિ

જમી રહ્યા પછી પણ અન્યમનસ્ક દેખાતી સુમનને જોઈ રજનીએ કહ્યું: 'સુમન, આજે એકાએક આટલી ગંભીર ક્યાંથી બની ગઈ?' સુમને કંઈક હસવાનો ડોળ કરતાં કહ્યું: 'ના રે ના!'

અને રજની પણ પોતાની માનસિક સ્થિતિની અસ્થિરતા અનુભવતાં, પોતાના ખંડમાં આવી કબાટમાંથી પુસ્તક ફેંદવા લાગી.

રજનીએ હાથમાં પુસ્તક લીધું તો ખરું, પરંતુ તેનું ચિત્ત તેમાં લાગ્યું નહિ. તે વિચારે ચડી.

વર્ષો પહેલાં છાત્રાલયના વાર્ષિકોત્સવમાં ગાયેલું કવિ નાનાલાલનું આ ગીત, એ જ ઢબથી, પરંતુ કંઈક બીજાજ ભાવથી તેણે આજે ગાયું.

તેના હૃદયમાં કંઈ અવનવી કલ્પનાઓ દોડવા લાગી હતી. ઘેર આવ્યા પછી પણ તેનું મન અસ્થિર હતું. જયરાજ જાણ્યે તેના તરફ જોઈ રહ્યો હતો. તે શરમાતી હતી. આ સ્થિતિમાં તેણે રસોઈ કરી, જમી અને પુસ્તક હાથમાં લીધા પછી પણ એ જ સ્થિતિ કાયમ રહી કે જાણ્યે જયરાજની આંખો તેના ઉપરથી ખસતી જ નહોતી. તેને લાગ્યું કે તેનાં હૃદય અને કલ્પનાશક્તિ વધારે દુર્બલ થતાં જતાં હતાં. મનને વારી વધારે દૃઢ થવાનો સંકલ્પ કરી તે પુસ્તકનાં પાનાં ફેરવવા લાગી.

અને એકાએક તેને કાંત યાદ આવ્યો. તે ગયો તે ગયો જ, પાછો દેખાયો નહિ. તે ક્યાં રખડતો હશે? શું કરતો હશે? તેની ટ્રંક તથા પહેરવાની કપડાંની એક જોડ અહીં પડી છે. અહીંના ઠેકાણાનો પણ તેને ખ્યાલ નથી. તેને ક્યાં શોધવો? કઈ રીતે શોધવો?

સુમનને ઉદ્દેશીને તેણે કહ્યું: 'સુમન, બિચારો કાંત, કોણ જાણે ક્યાંયે રખડતો હશે? તેનાં કપડાં–બિસ્તરો અહીં પડ્યાં છે? તેને શોધવો ક્યાં?'

સુમને પુસ્તકમાંથી મુખ કાઢી કહ્યું: 'રજની, કાલે આપણે તેની જરૂર તપાસ કરાવીશું.'

અને બીજું કંઈ બોલવાની ઇચ્છા ન હોય તેમ તેણે ફરી વાંચવું શરૂ કર્યું.

## ૧૦

કાંતે જ્યારે આંખો ઉઘાડી ત્યારે રસ્તા ઉપર પાણી છંટાઈ ગયું હતું અને થોડી થોડી વારે થતો ટ્રામનો ઘરઘરાટ સવારની શાંતિનો ભંગ કરી રહ્યો હતો. સ્ત્રીઓનાં તથા પુરુષોનાં નાનાંનાનાં ટોળાં ભજનો ગાતાં, ગંગાસ્નાન કરી પાછાં વળતાં હતાં.

કાંતે બાંકડા ઉપર બેઠા બેઠાજ 'ઉઠ જાગ મુસાફિર ભોર ભયો, અબ રૈન કહાં જો સોવત હૈ ?' ની બેત્રણ લીટીઓ ધીમેથી લલકારી.

દુકાનના અંદરના ભાગમાં સુતેલા ભૈયા જાગી ઊઠયા હતા. એક વૃદ્ધ જેવા લાગતા ભૈયાજી જેનું નામ રામપ્રસાદ ચૌબે હતું તે ગંગાસ્નાન કરી આવ્યા પછી પૂજા કરવા બેઠા હતા.

કાંતના ગણગણાટથી જ જાણે જાગ્યો હોય તેમ રાજમોહનસિંહ આળસ મરડી ઊભો થયો અને બોલ્યો : 'વાહ ભૈ વાહ! તૂ તો પુરા ઉસ્તાદ બી હૈને ?'

પૂજા કરીને ઊઠયા પછી ચૌબેજીએ લોટામાં ભરી રાખેલ ગંગાજળ ચોતરફ છાંટયું અને રાજમોહસિંહ તરફ જોઈ કહ્યું: 'બિચારા લડકાકો સતાના નહીં રાજમોહન !'

'વાહરે દાદા અચ્છી કહી તુમને. કીસીકા નહીં તો લડકકા મૈં સતાઉં ! વાહ ભૈ વાહ !' અને તે હસી પડયો.

ચૌબેજીએ તેના હસવા તરફ ન જોતાં કહ્યું: 'આજ મૈં સુરજમલ શેઠસે ઇનકે લીયે સિફારસ કરૂંગા.'

એટલું કહી કૂડતું પહેરી 'સીયારામ ! સીયારામ' કરતા ચૌબેજી ચાલતા થયા.

અને રાજમોહને કાંતને કહ્યું: 'સ્નાન કરના હો તો લે યહ મેરા અંગોછા.' અને ફરી તે અંગોછા ફેંકતાં બોલ્યો.

'સ્નાન ક્યા કરેગે ? ખાક ? કપડા તો કુછ હૈ નહીં !'

ફાટ્યાંતૂટ્યાં કપડાં ચાર દિવસની ગાડીની મુસાફરીથી વધારે મેલાં અને કાળી શાહી જેવાં લાગતાં હતાં. કાંતને અત્યારે જ ખ્યાલ આવ્યો કે રજનીને ત્યાંથી તેની ટ્રંક તથા બિસ્તરો સાથે લેતાં તે ભૂલી ગયો હતો અને તેનું ઠેકાણું પૂછ્યા વિના તે ચાલ્યો આવેલ હતો. હવે શું !

પાણીના નળ આગળ આવી તેણે હાથપગ ધોયા. માથું સાફ કર્યું અને અંગોછાથી લૂંછ્યું.

કાળાં શાહી જેવાં કપડાંમાં તેનો ઉજળો વાન વધારે દીપતો લાગ્યો અને તેના તરફ જોઈ રાજમોહને કહ્યું: 'વાહરે ! માલુમ તો હોતા હૈ જૈસા રાજાકા લડકા ઔર બેટેકા પહનનેકે લીયે ચિંથડા ભી નહીં હૈ !'

પછી કાંતને કહ્યું—'અબ યહાંસે સીધા ધરમતલા ચલે જા. હવા ખા આવ' અને ગણગણ્યો: 'હાં ભૈ, દિનભર ચક્કર કાટતે રહો.'

કાંતે ચાલવું શરૂ કર્યું કે તે બોલ્યો: 'યહ સોના પટ્ટી હૈ. ખ્યાલ રખના ઔર રાતકો યહાં ચલે આના.'

અને આ દયાળુ માણસ તરફ આભારની દૃષ્ટિ ફેંકતો ક્યાં જવું છે તેનો ખ્યાલ વગર કાંત ચાલતો થયો.

ઠંડીનો અનુભવ થતાં તે વધારે ઝડપથી ચાલવા લાગ્યો.

સાતેક વાગ્યે જ્યારે સૂર્યનારાયણનાં દર્શન થયાં; ત્યારે કાંત મોન્યુમેન્ટના મેદાન આગળ આવી ઊભો હતો.

તેણે પોતાના જેવી જ ભાષા બોલતા થોડા જુવાનોને ગ્રાઉન્ડ ઉપર ક્રિકેટ રમતા દૂરથી જોયા અને તે આનંદથી ઉભરાતે હૃદયે ત્યાં આવી ઊભો.

આ ચિંથરેહાલ નવા છોકરાની હાજરીથી ક્રિકેટ રમતા જુવાન છોકરા કંઈક આશ્ચર્ય અનુભવવા લાગ્યા. પછી તેની મશ્કરી કરતા રમતમાં ગુંથાયા.

વીકેટ-કીપીંગ કરતો પંદરેક વર્ષનો એક છોકરો ઘડી ઘડી વારે કાંત તરફ જોતો હતો.

કાંતે જોયું કે આ છોકરાઓ દેખાવે તેમ જ સંસ્કારે દેશના તેના સાથીઓ કરતાં વધારે સારા હતા, પરંતુ રમતમાં પછાત હતા. ફિલ્ડર્સ નબળા હતા. આ રમનારાઓમાં એક પણ સારો બોલર નહોતો.

તેને બોલિંગ કરવાની તક મળે તો ?

થોડી વાર પછી વીકેટ-કીપર બોલીંગમાં આવ્યો ત્યારે તેણે પાસે ઉભેલા કાંતને સ્નેહથી પૂછ્યું: 'ક્યાં રહો છો તમે ?'

'દેશમાં ?

'ના, ના. અહીં ?'

'સોનાપટ્ટીમાં.'

'સોનાપટ્ટીમાં ? કોને ત્યાં ઉતર્યા છો ?'

અહીં મારું કોઇ ઓળખીતું નથી.'

'ત્યારે ?'

'સોનાપટ્ટીમાં એક દુકાનને ઓટલે પડ્યો રહું છું.'

'હં !'

અને પ્રશ્ન પૂછનારના દીલમાં જાણ્યે દુઃખ થયું હોય અને એ વાતને વધારે છંછેડવી યોગ્ય ન લાગતાં તેણે કહ્યું: 'તમને રમતાં આવડે છે?'

'હા.'

'બોલિંગ કરી જાણો છો?'

'હા.'

'લ્યો ત્યારે.' એમ કહી તેણે બોલ તેના હાથમાં આપ્યો.

કાંતનો પહેલો 'બોલ' પાણીના રેલા પેઠે સીધો સ્ટિકની અંદર અથડાયો અને આ નવા આવનાર પ્રત્યે અણગમાની દૃષ્ટિથી જોનાર છોકરાઓ 'આઉટ! આઉટ' કરતા કાંતને માનભરી નજરે જોઈ રહ્યા.

દાવ લેનાર કંઈક ચિડાયો હોય તેમ હાથમાંથી બેટને ફેંકતાં બોલ્યો, 'આવા હાર્ડ બોલ તે ફેંકાતા હશે!' અને કંઈક બબડતો તે ત્યાંથી તે ખસી ગયો.

છએક બોલમાં જ્યારે ત્રણ દાવ લેનાર ઊડી ગયા, ત્યારે રમનારાઓમાં ખળભળાટ જાગ્યો અને 'બોલર'ને બદલવાની દરખાસ્ત મૂકતાં એક છોકરાએ કહ્યું: 'અશોક, હવે તમે બોલ લો.'

કાંત અશોકના હાથમાં બોલ આપી ઊભો રહ્યો. અશોકે તેને પૂછ્યું: 'તમારું નામ?'

'કાંત!'

'વાહ! નામ સુંદર છે! વારુ કાંત, તમે વિકેટમાં ઊભા રહેશો?' અને કાંત વિકેટ–કીપર તરીકે ઊભો રહ્યો, ત્યારે ઉત્સુકતાપૂર્વક છોકરાઓ તેને જોઈ રહ્યા.

થોડી વાર પછી સૌને લાગ્યું કે એક પણ દડો વિકેટમાંથી છટકવા ન દેનાર કાંત વિકેટ–કીપર તરીકે તેની ટીમમાં તો પહેલો નંબર લઈ જાય તેમ હતો.

છેવટે બધાના દાવ લેવાઈ રહ્યા ત્યારે કાંતને દાવ લેવા અશોકે કહ્યું અને તેની સામે તેની ટીમમાં સૌથી હાર્ડ બોલ ફેંકી જાણનાર રમેશને બોલ ફેંકવાની સૂચના કરી પોતે વીકેટ–કીપિંગમાં ઊભો રહ્યો.

આ નવા દાવ લેનારને પહેલા જ બોલે હંફાવવાની–આઉટ કરવાની તાલાવેલીથી રમેશે પોતાનું બધું બળ એકઠું કરી જોરથી દડો ફેંક્યો.

અને કાંતના ફટકા સાથે દડો બાઉન્ડરી વટાવી ગયો. તેની બેટિંગની રીત ઉપરથી રમેશને લાગ્યું કે આ દાવ લેનારને જોરથી નહિ, પરંતુ ધીમા બોલિંગ આપવામાં જ ફસાવી શકાશે. એટલે બીજો બોલ તેણે કાંત ધારે તે કરતાં ખૂબ ધીમો આપ્યો. કાંતે જરા આગળ વધી ફટકો લગાવ્યો.

લગભગ પંદરેક મિનિટ સુધીમાં બધા 'બોલરો' પોતાની કરામત અજમાવી ચૂક્યા, છતાં કાંત આઉટ થયો નહિ. ત્યારે થાકીને હવે નવેસરથી રમત શરુ કરવાની છે તેમ અશોકે કહ્યું. કાંતે એટલે બેટને છોડી દીધું.

અને નવી ટીમની ચૂંટણીમાં જ્યારે તેના માટે બન્ને પક્ષ તરફથી ખેંચતાણ થઈ પડી, ત્યારે કાંતે પોતે જ 'મીડલમેન'–અમ્પાયર તરીકે રહેવું જ પોતાને ફાવશે તેવી દરખાસ્ત મૂકી. બન્ને પક્ષને એ દરખાસ્ત ગમી અને બન્ને પક્ષ વતી તેને બોલિંગ કરવાની તક આપવી તેમ નક્કી થયું.

રમત શરુ થઈ અને પુરી થઈ ત્યાં સુધીમાં નિષ્પક્ષપાત રીતે તકરારને પતાવવાની કાંતની નિપુણતાથી 'અમ્પાયર' તરીકે બજાવેલી ફરજથી બન્ને પક્ષના છોકરાઓ તેના પ્રત્યે ખૂશ હતા અને બીજે દિવસે રમવા આવવા માટે તેને સૌએ આગ્રહ કર્યો.

દૂર ઊભેલો અશોક કંઈક વિચારી રહ્યો હતો. છોકરાઓ જ્યારે ગ્રાઉન્ડ ઉપરથી વિખરાવા લાગ્યા, ત્યારેય અશોક તો ઊંડા વિચારમાં

ઊભો હતો. દૂરથી એક છોકરાએ પૂછ્યું : 'કેમ અશોકભાઇ ! આવવું નથી ?'

કાંત ચાલતો થયો હતો. એ ઘડી મળેલું રાજ્ય જેમ હાથમાંથી સરી જતું હોય તેવું તેને લાગ્યું. તે નિરાશ થઇ આગળ વધ્યો. અશોકે તેના તરફ નજર ફેંકી અને તેના તરફ દોડ્યો. તેની પાસે આવતાં તેનો હાથ ઝાલી તેણે કહ્યું :

' કાંત, ચાલો મારે ઘેર. '

' પણ...'

' પણ શું...! હું મારા બાપુને કહી તમારે માટે કંઈ રસ્તો કરાવી દઈશ ! '

' તમારા બાપુ ગુસ્સે તો નહિ થાય ને ?'

' ના, ના; મારા પર કદી ગુસ્સે થતા જ નથી ! '

' ત્યારે ભલે ! ' કહેતાં કાંતે તેની સાથે ચાલવા માંડ્યું. વિક્ટોરિયા મેમોરિયલને ચક્કર લગાવી તેઓ ધરમતલા આવ્યા. ત્યાંથી સેંટ્રલ એવન્યુમાં આવતાં સામે જ દેખાતા એક વિશાળ ભુવન તરફ આંગળી ચીંધી અશોકે કહ્યું : ' આ સામે દેખાય તે આપણું ઘર છે. '

' આપણું ઘર છે–' એમ કહેનાર આ છોકરાના વિવેક પ્રત્યે કાંત વિચારી રહ્યો અને દરવાજા આગળ જ્યારે કાંતના પગ અટકવા લાગ્યા ત્યારે તેનો હાથ પકડી અશોક બોલ્યો: ' ચાલો, ચાલો. ' અને એ જ વખતે વરંડામાં ઊભેલી યુવતીએ પૂછ્યું, ' કેમ અશોક આવી ગયો ? સાથે કોણ છે ? '

' માલતીબ્હેન, એ તો મારા મિત્ર છે ! '

અને આ નવા મિત્ર તરફ માલતી આશ્ચર્યની દૃષ્ટિએ જોઈ રહી. તેના ચહેરાની પ્રતિભા અને તેના કઢંગા પહેરવેશનો મેળ મળતો નહોતો તેમ અનુભવતાં જિજ્ઞાસાથી તે અશોકના રૂમમાં આવી.

## ૧૧

પરિણીત જીવન વિના સ્ત્રીથી જીવી જ ન શકાય, એ માન્યતાને ખોટી પાડવાનો પોતે નિર્ધાર કર્યો હતો. સ્ત્રીની પરાધીનતાનું મુખ્ય કારણ તો પોતાના પગ ઉપર ઊભા રહેવાની આવડત કે શક્તિ તેણે કેળવી ન હતી તે હતું. પુરુષોની જોહુકમીની, અત્યાચારની વાતો અતિ ગૌણ હતી. પુરુષોને વખોડનાર સ્ત્રીએ પ્રથમ તો પોતાની જાતને જ સુધારવાની જરૂર છે. પોતાની પરાવલંબી દશાને ટાળવાના પ્રયત્નોમાં પુરુષાર્થ એ જ એના જીવનની પ્રથમ સાધના છે. એ સાધના વિના સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો વ્યર્થ છે.

રૂપેરી ચાદર બિછાવેલા આકાશમાં પ્રકાશના પુંજ પથરાઇ રહ્યા હતા, ત્યારે બિછાનામાંથી બેઠી થતી રજની આ વિચારોને હૃદયંગમ કરતી ઊઠી.

કાલે અનુભવેલા હૃદયદૌર્બલ્ય માટે તેને શરમ આવી. પુરુષ જાતિના આ ક્ષણિક સાન્નિધ્યે તે આટલી નિર્બળ બની જાય તો ગુજ-રાતની યુવતીઓમાં પ્રાણ પૂરવાનો તેણે સંકલ્પ કર્યો છે—જીવનનો નવો

પ્રદેશ ખેડવાને તે દૃઢપ્રતિજ્ઞ થઇ છે, તે કાર્ય કઇ રીતે તે પાર પાડી શકશે ?

અને પુરુષોથી દૂર ભાગ્યે પણ ક્યાં આરો આવવાનો છે ? તેણે તો તેની વચમાં જ ઘૂમીને દુર્બલતાના ચેપી રોગથી દૂર રહેવાનું છે ! વિચારોના આ વમળમાં તણાતી તે બિછાનામાં બેઠી થઇ અને આળસ મરડતી સુમનના દેહ તરફ જોઇ રહી !

તેના હૃદયમાં વિદ્યુતગતિએ એક વિચાર પસાર થઇ ગયો. આ સૌંદર્ય ! આ યૌવન ! સાથી વિના – સહચાર વિના–કરમાઈ ન જાય ?

અને ફરી તેને પોતાની જાત માટે તિરસ્કાર ઉત્પન્ન થયો ! આવા વિચારો શા માટે તે કરી રહી છે ?

મધુર સ્વપ્નમાંથી જાણ્યે વાસ્તવિક જગત ઉપર સરી પડી હોય તેમ સુમનના ગુલાબી ચહેરા પર એક મધુર હાસ્ય ફરકી રહ્યું હતું. ઘણા વખતના જૂના પરિચય પછી નવી જ દૃષ્ટિએ જયરાજની સાથે સુમનના પરિચયે હૃદયમાં કંઇક નવો જ પમરાટ પાથર્યો હતો. તેના જીવનની ક્યારીમાં કંઇક નવું જ જળ સિંચાયું હતું.

તેનું હૃદય આશા, ઉમંગ અને ઊર્મિઓથી ભર્યું ભર્યું લાગતું હતું. રાતદિવસ તેને સોણલાં આવતાં હતાં. સવારની ગુલાબી નિદ્રામાં તેને મધુર સ્વપ્ન આવ્યું હતું. ઊઠતાંવંત એ ભુલાતા સ્વપ્નને ફરી તાજુ કરવાની તે કોશિશ કરી રહી હતી.

સ્મૃતિમાંથી સરી જતી એ કલ્પનાસૃષ્ટિને મનઃચક્ષુ આગળ ખેંચી લાવવા તે પ્રયત્ન કરવા લાગી.

અને એ કલ્પનાસૃષ્ટિના ટૂકડેટૂકડા કરતો અવાજ આવ્યો, ' સુમન ઊઠતું નથી ? '

અવાજમાં મિઠાશ હતી, પરંતુ સુમનને તે કર્કશ લાગ્યો. કંઇ

જવાબ આપ્યા વિના રજાઇને ઓઢવાનો પ્રયત્ન કરતી તે પાછી સૂઈ જવા લાગી.

રજનીએ તેની પાસે આવી રજાઇને ઉંચકતાં કહ્યું : 'કેમ, ઠીક નથી સુમન ?'

જવાબમાં માત્ર 'ઉંહું' સંભળાયું.

અને તેને સૂવા દઇ રજની પોતાના કામે લાગી. બપોરના જમીને પરવાર્યાં પછી તે તેના રૂમમાં આવી ત્યારે પાસેના ખંડમાં તેણે માહસુખભાઈ તથા મંગળદાસને નીચે મુજબ વાતો કરતા સાંભળ્યા.

'માસાનો કાગળ હતો.' માહસુખભાઇએ કહ્યું.

'અરિહંત ! અરિહંત ! બિચારા માણેકલાલ ! બાપડાના માથેથી હજી ભાર ઉતર્યો નહિ. જેવી કરમની ગતિ !'

'રજનીને મોકલવાનું લખે છે.'

'એમ તે કંઈ બને ? રજનીને અહીં ફાવી ગયું છે ને ?'

'પણ માસા લખે તો મોકલ્યા વિના છૂટકો છે ?'

'હા એ યે ખરું !—જેવી ધરધણીની મરજી. પણ મારી રજનીને પૂછી જોઉં ત્યારે ખબર પડે !'

'રજની તો હઠ લઈ બેઠી છે.'

'છોકરું છે, એને તો ફાવે ત્યાં રહે.'

રજનીને તો અહીં રહેવું છે, પણ પોતાની મેળે ગુજરાન ચલાવી શકે તે માટે કંઈ કામ શોધી રહી છે !'

'અરિહંત ! અરિહંત !! એવું તે કંઈ હોય ?'

અહીં શી ખોટ છે ? પ્રભુની પુનાઈ છે અને હવે આપણે ઘેર તે કેટલા દી !—ઉંમરલાયક દીકરી તો સાસરે જ શોભે ને ?'

માહસુખભાઇએ ચર્ચાને લંબાવવી વ્યર્થ લાગતાં કહ્યું : ' હું મામાને લખી નાખું છું. એકાદ બે માસ હમણાં રજની અહીં જ રહેશે. '

વાતો બંધ પડી એ જ વખતે રજનીએ જયરાજને રૂમમાં પ્રવેશ કરતો જોયો અને તેની પ્રતીક્ષા કરતી તે દ્વાર આગળ ઊભી. દ્વારમાં પ્રવેશ કરતા જયરાજને જોઈ માહસુખભાઇએ પ્રશ્ન કર્યો :

'કેમ ! અત્યારે જયરાજ ?'

'હા, જરા અગત્યની ચર્ચા કરવાની હતી એટલે ઓફિસ કરતાં ઘર જ ઠીક ગણાય, તેમ લાગતાં હું અહીં આવ્યો.' જયરાજે કહ્યું..

'હં !' માહસુખભાઈ ટૂંકો જવાબ આપતા પ્રતીક્ષા કરી રહ્યા.

'આપણી દરખાસ્તથી મજૂરોને સંતોષ ન થયો ! કામદાર સંઘના સેક્રેટરી મારી પાસે હમણાં જ આવી ગયા.' જયરાજે કહ્યું.

'એ તો આવ્યા જ કરશે. એનું પેટ પહોળું થતું જાય છે. મારાથી એને નહિ પહોંચાય. મીલ કાલે બંધ થતી હોય તો ભલે આજે થાય. તેને સાફ સાફ સંભળાવી દો કે આથી વધારે કંઈ થઈ શકે તેમ નથી. '

મહાસુખભાઈના આ ઉતાવળા નિર્ણયથી અચકાતાં જયરાજે કહ્યું: 'ના, ના; એમ તો નહિ બને. તમારો નિર્ણય કંઈક ઉતાવળો લાગે છે ! '

'જયરાજ ! તમે મજૂરોની વકીલાત કરવા તો નથી આવ્યા ને ?' માહસુખલાલે ઉગ્ર થતાં કહ્યું.

'ના, પણ મને લાગે છે કે આપણા માટે આજે તક છે. બધી મીલો જ્યારે બંધ થઈ રહી છે, ત્યારે આપણી મીલ ચાલુ હશે તો આપણે કદાચ પગભર થઈ જઈશું.' જયરાજ દલીલ કરી.

'મીલો બંધ થશે એમાં નુકસાન શું છે? માલના ભાવો અચુક વધવાના જ.'

'એ તો વધશે જ. એ વધારાનો લાભ પણ મળશે અને નવા ઉત્પાદનના પણ સારા ભાવો મળશે.'

'કામદારોને વધારો આપી રહ્યા છીએ તેનું?'

'તે બહુ નજીવો છે.'

'અંદાજ કરી જોયો છે?'

'હા, લ્યો; આ આંકડા!'

જયરાજે તેની સામે ચાલુ સ્ટોકના નવા ઉત્પાદનના વધવા જોઈતા ભાવ વગેરેનો અંદાજ મૂક્યો. તે સામે વધારાના ખરચાના આંકડા મૂક્યા હતા.

આંકડા સમજવાનો પ્રયત્ન કરતા મોહસુખભાઈએ જયરાજ તરફ જોયું અને કંઈક નવી ગૂંચ ઉકેલવા મથતાં તેણે કહ્યું: 'પણ બીજી મીલોના માલિકો સાથેનો આપણો સંબંધ?'

'આજની મોંઘવારીને અંગે ઊભી થયેલી મજૂરોની હાડમારીનો પ્રશ્ન વધારે અગત્યનો છે. તે બીજાઓ ન સમજે તો આપણે શું? અને મિલમાલિકો કરતાં મજૂરો સાથેનો સંબંધ વધારે જાળવવાનો છે!' જયરાજે કહ્યું.

મોહસુખભાઈને જયરાજની આ ચાલ ગુંચવાડાભરેલી લાગી. તેને દીલમાં થયું જયરાજ તેને છેતરી તો નહોતો રહ્યો ને? સમાજવાદનો વિરોધ કરતો આ જુવાન હંમેશાં મજૂરોની તરફેણ કરતો અને એ તરફેણ એ મજૂરોના હિત કરતાં માલિકના હિતમાં વધારે છે, એવું તે ઠસાવવા મથતો.

એ શું સાચું હતું?

ખરેખર એ સાચું હતું કે જયરાજ પરિસ્થિતિની 'તક'નો લાભ લઈ રહ્યો હતો ?

બીજી મીલો બંધ રહે એટલે ભાવો વધવાના જ અને તેની મીલનું ઉત્પાદન માલની અછતને લીધે એક સેકંડમાં ચટ થઈ જાય. સાથે સાથે વધતી જતી બજારોનો પણ લાભ મળે, પણ મીલમાલેકોમાં પોતે અળખામણો નહિ થઈ પડે ?

એમ તો થશે જ, પણ જનતાની દૃષ્ટિએ તે ઉદાર ગણાશે. પ્રગતિવિરોધી નહિ, પરંતુ પ્રગતિના કદમ સાથે કદમ મિલાવતા વ્યાપારી તરીકે તેની પ્રતિષ્ઠા જામશે અને આવા વિચારોની ભાંજગડ કરતાં તેણે જયરાજને કહ્યું: 'તને ઠીક લાગે તેમ કર.'

અને જયરાજ આ જવાબથી સંતોષ પામતો દ્વાર સુધી પહોંચ્યો કે મોહસુખભાઈએ તેને સંબોધી કહ્યું:—

'જયરાજ જરા ઊભા રહો તો. પેલી વાતનો કંઈ નિર્ણય આવ્યો ? જગમોહનદાસ શેઠને મળી આવ્યા ?'

'ના, જી. કાલે મળવાનો હજી તેમણે 'ટાઇમ' આપ્યો છે.'

'ત્યારે કાલે તેમને મળવા જાવ તે પહેલાં મને જરૂર મળી જજો.'

'જી.'

'સુરેશબાબુને મળ્યા હતા ?'

'હા. પણ તેમને હજી મનાવવા રહેશે !'

'એમ ? જરા ચક્રમ છે. સંભાળીને તેનાથી કામ લેજો. અને જુઓ; આમ આવો !'

જયરાજ પાસે આવ્યો. ત્યારે તેણે તેના કાન સુધી મોઢું લઈ જઈ તેણે કહ્યું: 'જગમોહનદાસ શેઠને કહેજો કે બીજા કાઉન્સિલરોને મનાવવામાં બેપાંચ હજારનો ધુમાડો કરવો પડે તોયે હરકત નહિ.'

'હં.' જયરાજે જરા વિચારમગ્ન થતાં કહ્યું.

'જરા બાહોશીથી કામ હાથમાં લેશો, તો ફતેહ છે. સમજ્યા? બસ ખાસ બીજું કંઈ કહેવાનું નથી.'

અને જયરાજને ત્યાંથી જતો જોઈ તે મમતાથી તેના તરફ મીટ માંડી રહ્યા.

માહસુલાલને મુંબઈથી અહીં આવી મીલ શરુ કર્યે હજી બેઅઢી વર્ષ થયા હતાં. રીસીવરના હાથમાં ગયેલી પાંચેક લાખ રૂપિયાની કિંમતની આ મીલ દોઢ લાખ રૂપિયામાં તેને મળી ગઈ હતી.

અમદાવાદ અને મુંબઈની મીલો ઉપર જ આધાર રાખતા બંગાળમાં આ ઉદ્યોગને વિકસાવવો કઠિન હોવા છતાંયે લાભપ્રદ હતો, તેમ લાગતાં, નિવૃત્તિમય જીવન ગાળવાની ઇચ્છા હોવા છતાંયે મુંબઈ છોડી મહાસુખલાલ શેઠે કલકત્તા વસાવ્યું હતું. શરૂઆતના એકાદ વર્ષમાં મારવાડીને બદલી બંગાળી વ્યવસ્થાપક તેણે રોકેલ, પરંતુ તેનાથી તે નિરાશ થયેલા અને અહીં આવી ભરાયા હોય તેમ તેને લાગેલું.

પરંતુ જુવાન જયરાજ સાંપડયા પછી પોતાના માથેથી ભાર હળવો થશે તેવી તેને આશા બંધાઈ અને દોઢેક વર્ષમાં તેની આશા ફળી હોય તેમ તેને લાગ્યું.

દોઢ વર્ષમાં જયરાજે પોતાની વ્યવસ્થશક્તિથી – બાહોશીથી– મીલને પગભર કરી એટલું જ નહિ, પરંતુ તેની મીલમાં બનેલો માલ બંગાળના ગામડે ગામડે લોકપ્રિય થઈ પડયો. તેની સ્વસ્તિક ડીઝાઇનની સાડી માટે લોકો પડાપડી કરતા. તેણે આવતાં વેંત સારા કારીગરોને પ્રોત્સાહન આપી પોતાની મીલમાં રોકયા. ૨૫–૫૦ નો વધારે પગાર આપી, જુવાન ડીઝાઇનરોને દાલખ કર્યા.

તેણે મજૂરોને સંતોષી વધારે પ્રમાણમાં તેમ જ સરસ કામ લેવું શરૂ કર્યું.

ફટાઈ ગયેલી મશીનરીને બદલે નવી મશીનરી વસાવી. શરૂ-શરૂમાં તો શેઠને જયરાજની આ પદ્ધતિ ખર્ચાળ લાગી; પરંતુ જયરાજના દૃઢ મનોબળ આગળ તેણે પ્રથમ મૌન સેવ્યું અને પછી તેની ઇચ્છાને અનુકૂળ થવામાં જ તેણે પોતાનું હિત જોયું. આમ દિવસો જતાં જયરાજ તેનો જમણો હાથ થઈ પડયો.

નાનપણથી જ માહસુખભાઈની જીવન જીવવાની રીત કલાત્મક હતી. ઊર્મિભર્યું જીવન જીવવામાં તે માનતા હતા. યૌવનભર્યા જીવનનેય તેણે માણ્યું હતું. માનકુંવર યુવાન અવસ્થામાં ખૂબસુરત હતી. ઝાઝુ ભણેલી તો નહોતી, પરંતુ રસિક હતી. આજે પ્રૌઢાવસ્થામાંયે તેનું મુખ તેના સૌંદર્યનું સાક્ષી પૂરતું, પરંતુ થોડા વર્ષ પહેલાં જ તેનો જુવાન પુત્ર સુરેશ અવસાન પામ્યો હતો. એ અવસાનને માહસુખભાઈ વીસરી ગયા હતા.

એમની પ્રકૃતિ જ એવી હતી, પરંતુ માનકુંવર ભૂલી શકી નહોતી. જુવાન પુત્રના અવસાનનો ઘા હંમેશાં તેના હૃદયમાં તાજો જ રહેતો, એટલે તેના જીવનમાં ઉત્સાહ કે રસવૃત્તિને સ્થાને નૈરાશ્ય અને વિરક્તિ ઘર કરી ગયાં હતાં.

પહેરવાઓઢવાની, ખાવાપીવાની તેને જરાયે અભિલાષા રહી નહોતી. છતાંયે તે સુમનના કે શિરીષના અભિલાષની આડે ન આવતી.

માહસુખભાઈ છેલ્લાં બે એક વર્ષ થયાં તેનામાં ઓછો રસ લેતા અને પોતાના જીવનને બીજી જ રીતે ઘડવાનો, મનને વ્યાપારમાં રોકવાનો પ્રયત્ન કરતા, પરંતુ જયરાજની અતિ નિયમિતતાએ તેને અનિયમિત બનાવ્યા હતા. તેના અતિ ખંતે તેને કંઈક બેદરકારી સેવતા કર્યા હતા.

આ જયરાજને તેના પરિશ્રમનો કઈ રીતે બદલો આપવો, તેની વિચારણા આજના પ્રસંગ પછી ફરી જાગૃત થઈ.

સુમનને માટે આથી વધારે સારો વર મળવાનો નથી, તેની ખાત્રી થતાં તેણે પોતાનો વિચાર સુમનને તેની સાથેજ પરણાવવાનો દૃઢ કર્યો હતો.

માનકુંવર આગળ તેનો ઈશારો પણ કરી દીધેલો હતો. આજે તેને ધંધામાં – વ્યાપારમાં–આથી વધારે યોગ્ય સાથી સાંપડવો અશક્ય હતો તેમ લાગતાં તેને પગારદાર નહિ પરંતુ ભાગીદાર બનાવવાની તે ગણતરી કરી રહ્યા હતા.

પોતાના રૂમ પાસેથી પસાર થતા જયરાજને રોકતાં સુમને કહ્યું:

‘ આવોને ? ’

અને તેની પ્રતીક્ષા કરતી રજનીએ પણ આગ્રહ કરી તેને ઊભો રાખતાં કહ્યું: ‘ તમને મોડું તો થશે, પણ મારે થોડી અગત્યની વાત કરવાની છે ! ’

અગત્યની વાત સાંભળવાને ઉત્સુક થયેલો જયરાજ આ યુવાન સ્ત્રી તરફ જોઇ રહ્યો અને રૂમમાં આવતાં તેણે કહ્યું: ‘ કહો, શું કહેવાનું છે તમારે ? ’

‘ ગુજરાતની નારી જાતિને સ્વાશ્રયી બનાવવાના મારા પ્રયાસમાં સાથ આપશો કે નહિ ? ’ રજનીએ સીધો પ્રશ્ન કર્યો.

‘ કઈ જાતનો ? ’ જયરાજે સામો પ્રશ્ન કર્યો.

‘ એ તો પછી. પહેલાં વચન તો આપો ! ’ રજનીએ કહ્યું.

‘ વાહ ! એમ તે વચન અપાતાં હશે ? ’ જયરાજે સ્મિત કરતાં કહ્યું. પછી જરા અટકી તે બોલ્યો: ‘ રજની, આપણે નિરાંતે આ બાબતની ચર્ચા કરીએ તો ? ’

સુમનને પણ એ જ ઠીક લાગતાં તેણે જયરાજના અભિપ્રાયને સંમતિ આપી.

' ત્યારે ફરી આપણે ક્યારે મળીશું ?' રજનીએ ઇંતેજારીથી પૂછ્યું.

' કાલે સવારે જ તમે બન્ને આવો તો લેઈક ઉપર ફરવા પણ જઈએ અને સાથે સાથે વાતો કરવાની પણ મજા પડશે !' જયરાજે કહ્યું.

સુમનને એ વાત ગમી. તેણે હોંશથી કહ્યું – ' ત્યારે ઠીક. ૭ વાગ્યે અમે તમોને બોલાવીશું.'

' સારું ત્યારે. '

અને સુમને તથા રજનીએ તેને નમસ્કાર કર્યા.

સીડી ઉતરતાં જયરાજને એકી ટશે સુમન જોઈ રહી.

૧૨

અશોક રૂમમાં આવતાં જ પોતાની બેગ ઉઘાડી કપડાં કાઢવા લાગ્યો અને કાંતને સલુનમાં લઈ જવાની ત્યાં ઉભેલા નોકરને સૂચના કરી. કંઈક અચકાતા મને કાંત નોકરની પાછળ ગયો.

પંદરસોળ વર્ષનો અશોક શરીરે કદાવર તેમ જ દેખાવડો હતો. હજી હમણાં જ તેણે બી. કોમ. ની પરીક્ષા આપી હતી. તેનો ખ્યાલ તો આગળ અભ્યાસ કરવાનો હતો, પરંતુ તેના પિતાશ્રીની ઇચ્છા પોતાના કામમાં જ તેને જોડવાની હતી.

પરીક્ષાનું પરિણામ હજી આવ્યું નહોતું. તેના મિત્રોમાં કોઈ ધનિક પિતાના પુત્ર તો કોઈ નોકરિયાત વર્ગના જુવાનો હતા.

સંસ્કારી અને જીવનની દૃષ્ટિ ઘડતા આ જુવાનો ગુજરાતથી ખૂબ દૂર વસેલા અહીંના ગુજરાતીઓમાં જીવન અને સંસ્કારની દૃષ્ટિએ કંઈક આગળ વધેલા ગણાતા. ઠંડીના દિવસોમાં ફરવા નીકળવાની ગણત્રીએ આ મિત્રમંડળ પહેલાં તો થોડા દિવસ નિયમિત મેદાનમાં ફરવા આવવા લાગ્યું. પછી કંઈક રમતગમતની દૃષ્ટિએ ક્રિકેટની રમત રમવાનું નક્કી કર્યું. થોડા દિવસની પ્રેક્ટિસ પછી ગુજરાતી શાળાના

વિદ્યાર્થી સાથે તેઓએ ' મેચ ' ગોઠવી. આ ' મેચ 'માં કાંત તેને ખૂબ ઉપયોગી થઈ પડશે, એ દૃષ્ટિએ તેનો પરિચય સાધવાનું અશોકને દિલ થયું અને ત્યાર પછી તો તેની સમગ્ર વિચારણા કાંતને મિત્ર બનાવી લેવામાં તથા તેને ઠેકાણે પાડવાનાં સ્વપ્નાં ઘડવામાં ચાલી. માલતી પાસે તેણે કાંતની ક્રિકેટિયર તરીકેની ખૂબ પ્રશંસા કરી.

વીસેક વર્ષના કાંતના ચહેરા પર અભણ છતાંયે સંસ્કારિતાની છાપ હતી. તેના ચહેરા ઉપર નિશ્ચિંતતા તરવરતી હતી. તેના શરીરમાં સ્ફૂર્તિ અને હૃદયમાં સાહસ છલોછલ ભર્યાં હતાં.

નાજુક દેખાતી માલતીના હૃદયમાં કાંત પ્રત્યે આકસ્મિક મમતા જાગી અને અશોકને પ્રેરણા આપી કાંત આવે તે પહેલાં તે ત્યાંથી ચાલી ગઈ.

સલુનમાંથી કાંત આવ્યો ત્યારે તેના ચહેરા ઉપર ઓજસ્ નીતરતું હતું. અશોકે તેને નાહી આવવા કહ્યું અને પોતાનો લેંઘો તથા શર્ટ આપતાં બાથરૂપ દેખાડી !

લેંઘો તથા શર્ટ હાથમાં લેતાં કાંત અશોકના શરીર તરફ જોઈ રહ્યો અને અશોકના શરીરનો બાંધો લગભગ પોતાના જેવો જ હોવાની ખાત્રી થતાં તે સ્નાનગૃહમાં ગયો.

સ્નાનગૃહમાંથી નીકળી આયના પાસે આવી તે બાલ સમારવા લાગ્યો.

પોતાનાં રૂપરંગ જાણે તદ્દન ફરી ગયાં હોય તેમ લાગતાં તેણે અશોક તરફ નજર કરી અને અશોકે સ્નેહભર્યું સ્મિત કર્યું.'

આ અજ્ઞાત જગ્યાએ દોરી લાવનાર વિધિના અજબ વિધાનને ઉકેલવા મથતો, મુંઝાતો, હર્ષ પામતો તે અશોક તરફ જોઈ રહ્યો. ક્યાં અશોક અને ક્યાં પોતે ?

આ મિત્રતા ટકી શકશે ? તેના જેવો અભણ ગામડિયો, અશોકનો મિત્ર હોઈ શકે ?

સામેની દિવાલ ઉપરની ઘડિયાળમાં અગીઆરના ટકોરા થયા. અશોકે કાંતનો હાથ પકડતાં કહ્યું : 'ચાલો; આપણે કારખાને જઈ આવીએ !'

જગમોહનદાસ શેઠનું આ લોઢાનું કારખાનું માત્ર સાધારણ કારખાનું ન હતું. એ કારખાનાનો વિસ્તાર એકાદ નાના ગામ જેવડો હતો. લગભગ દશેક હજાર મજૂર આ કારખાનામાં કામ કરતા હતા. ગંગાને સામે કાંઠે આવેલા બેલૂરથી થોડે દૂર આ કારખાનું ઊભું કર્યું હતું અને ધીમેધીમે એ કારખાનું એક નાના શહેરના રૂપમાં ફેરવાઈ ગયું હતું. ત્યાંની વસ્તીના લોકો તેને જગમોહનપુરના નામથી સંબોધતા.

અને સુરેશ બાબુના હાથમાં કારખાનાની વ્યવસ્થા આવ્યા પછી આ નાના ગામને નાનાશા શહેરનું સ્વરૂપ સાંપડ્યું હતું.

વિદ્યાલય, બાલમંદિર, હોસ્પિટલ, રાત્રિશાળા, પ્રસૂતિગૃહ વગેરે નાની નાની સુંદર સંસ્થાથી આ નાનું ગામ શોભી રહ્યું હતું.

અને જગમોહનદાસનું આ કારખાનું બીજાં ઘણાંયે મોટાં કારખાનાં કરતાં વધારે પ્રતિષ્ઠા પામ્યું હતું. આ કારખાનું જોયા પછી મૂડીવાદના કટ્ટરમાં કટ્ટર વિરોધીનો ઉગ્ર વિરોધ પણ શાંત થઈ જતો.

જગમોહનપુરની મુખ્ય સડકના દ્વાર આગળ ગાડી આવી ઊભી ત્યારે કાંતને લાગ્યું કે, કોઈ બીજા શહેરમાં તેઓ પ્રવેશી રહ્યા છે !

'અહીંથી આપણા કારખાનાની હદ શરુ થાય છે !' અશોકે કહ્યું.

અને ગાડી અરધોએક માઈલ વટાવતી 'શાટ્સ' ડીપાર્ટમેંટ આગળ આવી ઊભી રહી.

આ રાક્ષસી યંત્રોમાંથી બહાર પડતાં લોઢાનાં પતરાંના અવાજ કાનને ફાડી નાખતા હતા. બીજી તરફ ખૂબ ઊંચી લોઢાની ચીમનીઓ–કોઠીઓ જેની ઉંચાઈ નીચે જાણે ઉતરનારના માથે હમણાં આવી પડશે તેમ ડારતી ઊભી હતી.

જમીન આ મશીનોના હલનચલનથી ધ્રૂજી રહી હતી. દૂર ફૂલની વેલોમાં છુપાયેલ એક નાના બંગલા તરફ અશોક વળ્યો અને ગાડીમાંથી ઉતરી કાંતની સાથે તે કેબિનમાં દાખલ થયો.

કેબિનમાં કાર્યવ્યસ્ત સુરેશબાબુને તેણે નમસ્કાર કર્યા અને કાંતે પણ તેનું અનુકરણ કર્યું.

આ નવાગંતુક જુવાનનો સુરેશબાબુએ પરિચય પૂછ્યો. અશોકે કાંતનો પોતાના મિત્ર તરીકેનો પરિચય આપતાં કોઇ કામકાજમાં તેને ગોઠવી શકાય તેમ હોય તો કંઈક વ્યવસ્થા કરવાની ભલામણ કરી. સુરેશબાબુ સરળ સ્વભાવ તેમ જ મજૂરો પ્રત્યેની હમદર્દીને લીધે મજૂર વર્ગમાં પ્રિય થઈ પડ્યા હતા. મજૂરોને તેના ઉપર અજબ શ્રદ્ધા હતી.

જગમોહનદાસ અજબ ખેલાડી હતા. સમાજવાદ, મજૂરોનું હિત કે એવી બીજી કોઈ શ્રેણીમાં તે માનનારા નહોતા. તે સ્વભાવે, સંસ્કારે પાકા મૂડીવાદી હતા. તે દાવ ખેલી જાણતા. પોતાના સ્વાર્થને માટે જાળ બિછાવી જાણતા. સુરેશબાબુ જે કંઈ મજૂરોના લાભમાં તેની પાસે કરાવી શકતા અને સફળ થતાં ફુલાતા તે તો ભલાભોળા સ્વભાવને લીધે જ. બાકી જગમોહનદાસ તો સુરેશબાબુની ભલમનસાઈનો લાભ લેતા. મજૂરોના માટે આવા નાના નાના ખરચાની મંજુરી આપતા અને એ રીતે તેની મોટી માંગોને ભુલાવી દેતા.

સુરેશબાબુને મજૂર-સ્ત્રી માટે પ્રસૂતિગૃહની જરૂર લાગતાં જગમોહનદાસ આગળ દરખાસ્ત મૂકતા. અને જગમોહનદાસબાબુ જવાબમાં કહેત. : 'આ તે તને શી લત લાગી છે ? આમ મજૂરોના ભલા માટે જ રાત દિવસ ફીકર રાખ્યા કરશો તો બીજાં કામ ક્યારે સંભાળશો ?' અને થોડીવાર કંઇક વિચારીને કહેતા-'જુઓ, આ બાલમંદિર, પ્રસૂતિગૃહો એમ એક પછી એક ખરચા વધારવાની યોજના ઘડ્યા કરશો, તો આર્થિક દૃષ્ટિએ પણ આપણે સંકટમાં આવી પડીશું અને આટલું

કરતાં યે મજૂરોને ક્યાં સંતોષ છે? બીજા ક્યા કારખાનામાં મજૂરોનું આટલે સુધી ધ્યાન રખાય છે?'

અને ખૂબ રકઝક પછી તેઓ મંજૂરી આપતા. સુરેશબાબુ આ ભલા શેઠની ઉદારતા વિષે ઇશારો કરી મજૂરોને ખંતપૂર્વક કામ કરવાની ભલામણ કરતા.

અશોકે કાંત માટે ભલામણ કરી. સુરેશબાબુને પોતાની નીચે કામ કરી શકે તેવા એક ઘરના જેવા જ વિશ્વાસુ માણસની જરૂર હતી.

કારખાનાની આ નાની નાની મજૂરો માટે સ્થાપેલી સંસ્થાની વ્યવસ્થા પોતે એકલા જાળવી શકતા નહોતા, કારણકે ઓફિસનાં અનેક કાર્યોના બોજા નીચે પોતે દબાયેલા રહેતા.

માત્ર સેવા અર્થે જ ચાલતી આ સંસ્થાના સંપર્કમાં વધારે સમય તેમનાથી ગાળી શકાતો નહિ. મજૂર વર્ગની આંતરિક સ્થિતિ તેમ જ તેમનાં દુઃખ જોવાની પણ પોતાની ફરજ હોય તેમ તેમને લાગતું, પરંતુ તેમના સંપર્કમાં રહેવા જેટલો તેને સમય ક્યાં મલતો હતો?

અને પોતાની આ પરિસ્થિતિનાં—સમયના અભાવનાં—તેણે અશોક આગળ રોદણાં ગાયાં.

આ ભલા માણસ માટે અશોકને માન હતું. તેને લાગ્યું કે આ કામમાં કાંત તેને જરૂર ઉપયોગી નીવડશે. એ બહાને આગળ જતા—મજૂરોના ખૂબ સંપર્કમાં આવતા. તેમનું દીલ જીતી લેતાં—ભવિષ્યમાં ક્યારેક મૂડી—મજૂરીના સંઘર્ષ વખતે તે તેને પોતાને જ ઉપયોગી થઈ પડશે.

સુરેશબાબુ કાંતને પોતાની સાથે લઈ જગમોહનદાસની કેબિનમાં આવ્યા. સિગારેટના ધુમાડા કાઢતા જગમોહનદાસ એક હાથ લમણે મૂકી કંઈક વિચારી રહ્યા હતા.

સુરેશબાબુ થોડી વાર ઊભા રહ્યા. જગમોહનદાસની તેના પર નજર પડતાં કહ્યું—'કેમ ? શું કાંઈ પૂછવાનું હતું ?'

મજૂરોની ભરતી કે ઓફિસ અર્થે જે કંઈ ફેરબદલી કરવી પડતી તે સુરેશબાબુ શેઠને પૂછ્યા વિના કરતા. અને એવી નાની નાની બાબતો જોવાની શેઠને ફુરસદેય નહોતી. પરંતુ કેટલાક ઓફિસ સાથે સંબંધ ન ધરાવતા કાર્યો માટે તેઓ અચૂક શેઠને પૂછતા. જગમોહન શેઠના પ્રશ્નોનો જવાબ આપતાં સુરેશબાબુએ કહ્યું-' અશોકના આ મિત્ર છે. અશોકભાઈએ ઓફિસનાં કોઈ કાર્યમાં તેમને ગોઠવવાની મને ખાસ ભલામણ કરી છે. મજૂરોના સંપર્કમાં આવવાની તેમ જ તેને માટે ચાલતી સંસ્થાની દેખરેખ રાખવાનો મને કંઈક ઓછો સમય મળે છે. મને લાગ્યું કે આ જુવાન માણસ મને એ રીતે ઉપયોગી થઈ પડશે ! એટલે એ વિષે આપને પૂછવા આવ્યો હતો. '

' વાહ, બહુ સારી દરખાસ્ત લાવ્યા છો ! આજે મજૂરોના સંપર્કમાં આવવાની, કાલે મજૂરોના સુખદુ:ખના નિવારણની અને ત્યાર પછી મજૂરોને મીલના ભાગીદાર બનાવવાની તમે તો દરખાસ્ત લાવશો ! તમારા સ્વભાવને મારે ક્યાં સુધી સંતોષવો તે જ મને તો સૂઝતું નથી.' આટલું કહી જગમોહનદાસે કાંત તરફ જોયું. એ અશોકનો મિત્ર હતો તેનો ખ્યાલ કર્યો. આ જુવાન માણસ ઉપયોગી નીવડશે એમ લાગતાં તેણે કહ્યું :

' સારું ! તમને ઠીક લાગે તેમ કરી લેતા હો તો ? આવી નજીવી બાબતોને શા માટે મારી પાસે લાવો છો ?' અને પાસે પડેલું છાપું ઉપાડી તે વાંચવા લાગ્યા. મુંઝવણ અનુભવતા સુરેશબાબુ ત્યાંથી નમસ્કાર કરી કાંત સાથે બહાર નીકળ્યા. કાંત જગમોહન શેઠને પાણીદાર લાગ્યો. અને અશોકનો આ મિત્ર અશોકની કારકિર્દીમાં ઉપયોગી નીવડશે તેમ તેને લાગ્યું. કાંતને તેને સંભાળવાના કાર્યની રૂપરેખા સમજાવી. સુરેશબાબુ આગળ બેસવાની તેને ભલામણ કરી. પોતે બપોરે તેને લેવા આવશે તેમ કહી અશોક ચાલતો થયો.

## ૧૩

સાધારણ કુટુંબમાં ઉછરેલા જગમોહનદાસ શેઠ પોતાના બુદ્ધિબળ, સ્વાશ્રયીપણું તથા પુરુષાર્થના બળે અસાધારણ સ્થિતિએ પહોંચ્યા હતા. અઢળક ધનસંપત્તિના તે માલીક હતા. કોરપોરેશનના તથા એસેમ્બલીના તેઓ સભ્ય હતા. એક સાધારણ કાપડની દુકાનમાં શરૂઆતમાં કામ કરતાં તે લોકસેવાના કાર્યમાં રસ લેવા લાગ્યા. બડા બજાર વોર્ડની શેરીઓમાં રહેતી ગંદકી કે કોઇના મકાન પાસે એકઠો થયેલો કચરો, તે વોર્ડમાં ફેલાતાં જતાં તાવ કે બિમારીનું મૂળ છે–તેવો લોકોમાં તે પ્રચાર કરતા. તેના વોર્ડના કોરપોરેશનના સભ્યનું ધ્યાન ખેંચતા, પત્રવ્યવહાર ચલાવતા અને જવાબમાં સભ્યો તેને પ્રેમપૂર્વક મુલાકાત આપતા. તેની સૂચના માટે આભાર પ્રદર્શિત કરતા. અને આમ કંઈને કંઈ બહાને જગમોહનદાસ મોટા માણસોના પરિચયમાં આવવા લાગ્યા હતા.

અને આ પરિચયને પરિણામે તેમણે એક વૃદ્ધ પરંતુ નવી દૃષ્ટિના તેમ જ સંસ્કારી મારવાડી શેઠની પ્રીતિ સંપાદન કરી. તેના નાના પ્રમાણમાં ચાલી રહેલા કારખાનાના ભાગીદાર બન્યા અને છેવટે પોતાની

બુદ્ધિબળે જમાવેલા કારખાનાના તે એકલા માલિક થઈ પડ્યા. આર્થિક સ્થિતિએ સદ્ધર થતાં કોરપોરેશનની ચૂંટણીમાં ઊભા રહ્યા અને તેનો મીલનસાર સ્વભાવ, વાક્પટુતાને લીધે તેઓ ગુજરાતી પ્રજાના એક જ પ્રતિનિધિ તરીકે ચૂંટણીમાં સફળ પણ થયા. કોરપોરેશનમાં આવ્યા પછી તેમની લાગવગ ખૂબ વધી અને એ લાગવગને પરિણામે આજના જગમોહનપુરના પાયા નંખાયા. આય ધીમેધીમે પ્રગતિ કરતું કારખાનું આજની પરિસ્થિતિએ પહોંચ્યું.

આર્થિક પ્રતિષ્ઠા જામતાં તેઓએ બંગાળ એસેમ્બલીમાં પગપેસારો કર્યો અને ત્યાર પછી તરત જ તેમને 'સર'ની ઉપાધિ મળી.

જમીને ઊઠ્યા પછી તેઓ સોફા ઉપર આરામ કરતા પડ્યા હતા ત્યાં માલતીએ આવી કહ્યું: 'બાપુજી! અશોક પાસ થયો છે. હમણાં જ તાર આવ્યો.' અને જગમોહનદાસ કંઈ બોલે તે પહેલાં જ અશોકે આવી તેને પ્રણામ કર્યા. તેણે અશોકની પીઠ થાબડતાં કહ્યું: 'અશોક, મેં તો ધાર્યું જ હતું કે તું પાસ થઈશ હં, હવે તારો શો ખ્યાલ છે? આગળ અભ્યાસ કરવો છે કે કારખાનામાં જોડાઈ જવું છે?'

'જી, જેવી આપની ઇચ્છા!' અશોકે કહ્યું.

'ના, ના, તારી ઇચ્છા તો કહે!' જગમોહનદાસે પૂછ્યું.

માલતીએ વચમાં જ કહ્યું: 'બાપુજી, અશોકને તો હજી ભણવું જ ગમશે. પછી તો તમને જે યોગ્ય લાગે તે ખરું!'

માલતીએ યોગ્ય સમયે સહાય આપી હોય તેમ અશોકને લાગ્યું અને પ્રેમભરી દૃષ્ટિએ તે તેને જોઈ રહ્યો.

'હં—' કહેતાંક જગમોહન શેઠ પોતે બિછાવેલી જાળ તરફ જોઈ રહ્યા હોય તેમ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓનું અવલોકન કરવા લાગ્યા. તેઓએ એકાએક અશોક તરફ જોઈ પૂછ્યું.

'કુમાર વિજયસિંહજી સાથે તારે પરિચય ખરો કે નહિ?'

'ના જી.'

'કેમ નહિ? વત્સલા તારી સાથે જ ભણતી હતી ને?'

'વત્સલા? હા, વત્સલાને તો હું ઓળખું!'

'તે કુમારની બહેન થાય.'

'જી, મને એ ખબર નહોતી.'

'હં–' અને સોગઠીના દાવ ફેંકતા હોય તેમ તેણે કહ્યું.

'રાયબહાદુર કામેશ્વરસિંહને ઓળખે છે ખરો?'

'જી, ના.'

'વાહરે! આવા લોકોનેય ઓળખતો નથી ત્યારે તું કોને ઓળખે છે? સિધ્ધેશ્વર તો તારી સાથે જ ભણતો હશે?'

'ના, જી; મારાથી એક કલાસ તે પાછળ છે.'

'એમ?'

અને માલતી તરફ જોતાં તેણે કહ્યું: 'હં માલતી, અશોક પાસ થયો તેના ઉપલક્ષમાં એક પાર્ટી ગોઠવજે. અશોકના તથા તારા મિત્રોની સાથે વત્સલા તથા સિધ્ધેશ્વરને જરૂર આમંત્રણ આપજે.'

'જી.'

અશોક તરફ નજર કરી તેણે કહ્યું: 'અશોક, મને લાગે છે કે તું કંઈ કામ સંભાળતાં શીખ એ જ બહેતર છે. હં...અને કાંતને જરા કહી દેજે. મજૂરોના સંપર્ક બંપર્ક તો ઠીક છે મારા ભાઇ–બાકી સુરેશ બાબુની સાથે રહી ઓફિસનું કામ જોવામાં–શીખવામાં વધારે ધ્યાન આપે.'

'જી.'

'છોકરો લાગે છે તો ઉત્સાહી!'

'જી.'

'સારું જાવ. તેને અગવડતા ન આવે તેનું ધ્યાન રાખજે.' જગમોહનદાસે કહ્યું. માલતી નમસ્કાર કરી ચાલતી થઇ. પ્રણામ કર્યાં પછી અશોક પણ સીધો પોતાના રૂમમાં આવ્યો ત્યારે કાંત પુસ્તકના કબાટમાં ચોપડીઓ જોઈ રહ્યો હતો.

આવતાંવેંત પુસ્તકોનો પરિચય આપતો અશોક તેને જુદા જુદા વિષયનાં પુસ્તકો બતાવવા લાગ્યો.

'જો, આ કોંગ્રેસનો ઇતિહાસ. એમાં શરૂઆતથી આજ સુધીની કોંગ્રેસની પ્રવૃત્તિઓ તથા ઠરાવોની નોંધો છે.'

'આ 'ગાંધીવાદ અને સર્વોદય.' આ 'સમાજવાદ ઓર ગાંધી-વાદ'–આ 'કાર્લમાર્કસ.' એમ એક પછી એક પુસ્તક તે તેના તરફ ફેંકવા લાગ્યો.

કાંત મુંઝવણ અનુભવતો બોલ્યો, 'પણ મને હિંદી કે ઈંગ્લિશ કંઈ ન આવડે ને! બંગાળી જાણ્યા વિના આ લોકો પાસેથી હું કેમ કામ લઈ શકીશ?'

'જો કાંત, તારી ઇચ્છા તીવ્ર ઇચ્છા હશે તો છ મહિનામાં હિંદી અને બંગાળી તો તું શીખી જઇશ! અને આ બધાં પુસ્તકો વાંચ્યા પછી અત્યારની આપણા દેશની પરિસ્થિતિનો રાજદ્વારી, તેમ જ આર્થિક સ્થિતિનો તને સંપૂર્ણ ખ્યાલ આવી જશે!'

'ખરેખર?'

'હા, જરૂર.'

'ઠીક ત્યારે.' કોઈ રણસંગ્રામમાં જવાની તૈયારી કરતા સૈનિકની અદાથી તેણે પુસ્તકોના ઢગલામાંથી બે ત્રણ પુસ્તકો લીધાં, પોતાના મેજ ઉપર મૂકયાં અને એક પુસ્તક લઈ તેણે વાંચવું શરૂ કર્યું.

'કાંત! આ શનિવારે આપણે આ સ્કૂલના વિદ્યાર્થીઓ સાથે મેચ લીધી છે. ખબર છે ને?'

'હા.'

'તેને માટે તારે તૈયાર રહેવાનું છે!'

'હું.'

અશોક કંઈ બોલે તે પહેલાં જ તેના રૂમમાં તેના મિત્રો એક પછી એક આવવા લાગ્યા.

તેને અભિનંદન આપતા સૌ તેની આસપાસ ફરી વળ્યા. જયરાજનો, સુમનનો, રજનીનો સૌની સહી સાથેનો સંદેશો મહાસુખભાઈનો માણસ આપી ગયો હતો તે ખોલી તેણે વાંચ્યો. અને તે પત્ર તેણે ટેબલ ઉપર મૂક્યો.

બીજા બે ત્રણ તાર પણ આવ્યા હતા. કાંતને માટે આ બધી નવી વસ્તુઓ હતી. આવા આવા પ્રસંગે તે કંઈક ક્ષોભ અનુભવતો.

માલતીએ સૌને ચાપાણીનો આગ્રહ કર્યો. છેવટે આનાકાની કરતાં આઈસ-સોડા લેમન વગેરે જેને જે ઠીક લાગે તે આપવામાં આવ્યાં. નવા આવનારામાંના કેટલાક કાંતને ઓળખતા હતા.

મેદાનમાં જોયેલ કાંત અને અત્યારનો કાંત જાણે જુદો જ હોય તેમ સૌએ અનુભવ્યું.

કાંતે સૌની સાથે હસ્તધૂનન કર્યાં. અને આવતી મેચમાં 'અમારી લાજ તમારા હાથમાં છે' તેમ કહેતાં રમેશે તેને મેચની યાદી આપી ત્યારે કાંતે જરા સ્મિતથી કહ્યું: 'ઘણા દિવસ થયાં મને પ્રેકટિસ તો નથી, છતાંયે વાંધો નહિ આવે.'

સાંજે ઓફિસેથી આવ્યા પછી કાંત પોતાના રૂમમાં આવી વાંચવા બેસી ગયો. અશોકે તેને જમવા બોલાવ્યો ત્યારે જ તે ઊઠ્યો.

જમ્યા પછી ફરવા જતી વખતે કાંતે અશોકને એકલા જવાને કહ્યું અને પોતે વાંચવામાં તલ્લીન થઈ ગયો.

રાત્રે અગિયારે અશોક ફરીને આવ્યો, ત્યારેય તે એકધ્યાનથી તલ્લીન થઈ વાંચતો હતો.

અશોકે તેને સૂઈ જવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું: ' અશોક, મને હજી નિંદર નથી આવતી. તમે સૂઈ જાઓ. '

રાતના દોઢેક વાગ્યે જ્યારે અશોક એક નિંદર કરી ઊઠ્યો ત્યારે ય કાંત વાંચતો હતો.

આવો ગજબનો વિદ્યાર્થી અશોકે જોયો નહોતો. તેણે પથારીમાંથી ઊભા થઈ કાંતના હાથમાંથી પુસ્તક ઝડપતાં કહ્યું, ' કાંત! તબિયત બગાડવી છે કે શું? અભ્યાસની આટલી શી ઉતાવળ છે?'

અને કાંત પથારીમાં પડ્યો તો ખરો, પરંતુ અનેક આળપંપાળોમાં–કલ્પનાસૃષ્ટિમાં તેનું મસ્તિક ઘૂમવા લાગ્યું!

# ૧૪

સવારના ઠીક પોણા છ વાગ્યે સુમન તથા રજનીએ જયરાજના બંગલામાં પ્રવેશ કર્યો ત્યારે જયરાજ સ્નાનગૃહમાં હતો.

બેઠક--રૂમમાં આવતાં જ અસ્તવ્યસ્ત પડેલાં કપડાંને સુમન ઠીક કરવા લાગી. ટેબલ ઉપર પડેલાં પુસ્તકોને રજની ગોઠવવા લાગી. પીંછીથી તેણે ટેબલને સાફ કર્યું.

બારણા આગળ પડેલા વર્તમાનપત્રને ટેબલ ઉપર મૂક્યું ત્યાં જ જયરાજે નાહીધોઈ કપડાં બદલી રૂમમાં પ્રવેશ કર્યો. સુમન તથા રજનીને જોઈ બોલ્યો: 'ઓહો ! બરોબર ટાઈમસર આવી પહોંચ્યાં ને શું ?'

'ટાઈમસર કેમ ? પંદર મિનિટ વહેલાં !' બોલકણી સુમને જવાબ આપ્યો.

ઘડીઆળ સામે જોતાં જયરાજે પોતાની ભૂલ કબૂલી અને રૂમમાં તેણે દૃષ્ટિ ફેંકી. બધું વ્યવસ્થિત અને સાફસુફ જોતાં તેણે કહ્યું: 'શા માટે આ તકલીફ લીધી ?'

'તકલીફ શાની ?' સુમને જવાબ આપ્યો.

રજની તરફ જોઇ જયરાજે કહ્યું: 'આપણે ચાલતાં જ જઈશું કે ગાડીમાં જઇશું ?'

'ના, ના; ચાલીને જવામાં જ મઝા પડશે!' રજનીએ કહ્યું અને ત્રણેયે ચાલવું શરૂ કર્યું. ઠંડી હવા જોરથી વહી રહી હતી. ધુમ્મસમાં આખું શહેર ડૂબી ગયું હતું. દૂરના રસ્તા દેખાતા નહોતા. આકાશમાં છુટાછવાયા વેરાયેલા શ્વેત વાદળના ટૂકડાની પેઠે થોડે થોડે દૂર અદૃશ્ય થવા મથતા હોય તેમ ભવ્ય ઇમારતોનાં ઊંચાં ધવલ શિખરો—ગુંબજો ઘડીમાં દેખાતાં હતાં, તો ઘડીમાં અદૃશ્ય થતાં હતાં. મૌનને તોડતાં રજનીએ કહ્યું: 'ઓહો! વાસ્તવિક જગત કરતાં આંધીમાં ઘેરાયેલું આ જગત આંખોને કેટલું સુંદર લાગે છે!'

સુમને ટકોર કરતાં કહ્યું, 'ઝાંઝવાનાં જળ જેવું ખરું ને ?'

'પણ પાણીની તૃષાએ તરફડતો મુસાફર કેટલી આશાથી એ મૃગજળ પાછળ દોડે છે!' જયરાજે સૂર પુરાવ્યો.

ધીમે ડગલે ચાલતી રજનીના મષ્તિષ્કમાં અચાનક એક આંચકો આવી ગયો. પોતે ખરેખર આવાં ઝાંઝવાનાં જળ પાછળ તો નહોતી દોડી રહીને? ધુમાડાના બાચકા તો નહોતી ભરી રહી ને ?'

ચાલતાં ચાલતાં તેઓ ઇડન ગાર્ડનમાં આવી પહોંચ્યાં. બૌદ્ધ પેગોડા જોતી રજની અવનવા ભાવ અનુભવી રહી. પત્થરની કંડારેલી બૌદ્ધની મૂર્તિ જોઇ અશોકકાલીન સમય તેની કલ્પનાસૃષ્ટિમાંથી પસાર થઈ ગયો.

અને...ઇડન ગાર્ડન વટાવી તેઓ ચાંદપાલ ઘાટ આગળ આવી ઊભાં. ગંગાનાં નિર સ્થિર હતાં.

ગંગાનું ડહોળું પાણી જોઇ રજનીના હૃદયમાં કૌતુહલ સાથે કેટલાયે તરંગો આવ્યા.

'આ ગંગા મૈયા! ભગીરથના એકસો પુત્રને તેણે તાર્યા હતા! આ મોક્ષદાયિની ગંગા! વર્ષો થયાં પાપભીરૂ હિંદુઓને જે મુક્તિ આપી રહી હતી!

અહીં પાપીઓ સ્નાન કરવા આવતા. પાપનો ભાર ઓછો કરવાને અહીં પૂણ્યશાળીઓ આવતા. વધારે પુન્ય પ્રાપ્ત કરવાને અહીં રંક આવતા, શ્રીમંત આવતા, સાધુઓ આવતા, ચોર અને લબાડો આવતા. ગંગા મૈયાના પૂનિત દર્શને પાપ ધોવાને–પવિત્ર થવાને.

પતિત પાવની આ ગંગા પૃથ્વીનાં મળમૂત્ર કીચડકાદવને સાફ કરતી. જગતનાં પાપ ધોતી, પોતાના પ્રિયતમને ભેટવા–સાગરને મળવા–ઠેઠ હિમાલયથી નીકળી, બંગાળના ઉપસાગર સુધી અધીર બની વહી રહી છે!

'તેના ઉદરમાં કોણ જાણે શું શું ભર્યું હશે?' ગંગાનાં જળને હાથમાં લેતી રજની બોલી.

'સુમન જો તો ખરી. ગંગાનાં નીર કેટલાં શીતળ અને નિર્મળ છે! તેની ગોદમાં જાણ્યે સમાવાનું દીલ થાય!'

ગંગાનાં ડહોળાં પાણી તરફ જોતી સુમન હસી. 'રજનીબહેન, એકાદ કાવ્યમાં તમારી આ કલ્પના ખરેખર સુંદર લાગે તેવી છે હો!'

જયરાજે વાસ્તવિક વસ્તુની વિચારણા ઉપાડવાના ઈરાદાથી કહ્યું: 'સુમન, આપણે અહીં જ બેસીએ તો?'

અને ડેક ઉપર પડેલી સીડી ઉપર તેઓ બેઠાં! રજનીએ દૂર નજર ફેંકી તો તેણે જોયું કે દૂર દેખાતી મોટી સ્ટીમરો ભોં ભોં કરી રહી હતી. નાના મછવાઓ તરવા લાગ્યા હતા અને સામે કાંઠે આવેલી મીલોનાં ભૂંગળાંમાંથી નીકળતા ધુમાડાના ગોટેગોટા અદ્ધર આકાશમાં એકઠા થવા લાગ્યા હતા. જયરાજે મૌન તોડતાં રજનીને કહ્યું, 'હમણાં કંઈ લખો છો કે નહિ?'

'ના, કંઈ ખાસ તો નહિ!' રજનીએ જવાબ આપ્યો અને વિચારમગ્ન થતી તે ફરી સામે કાંઠે જોઈ રહી.

જયરાજે વિચારમગ્ન રજનીને ઢંઢોળવા પ્રયત્ન કર્યો: 'તમારા સ્ત્રીજાતિ વિષેના ખ્યાલો તો હું જાણું છું અને અમુક અંશે તેને મળતો પણ થાઉં છું; પરંતુ તે માટે નક્કર કાર્યક્રમ શો હોઇ શકે?'

રજની જાણે જાગૃત થતી હોય તેમ ટટ્ટાર બની અને તેણે કહ્યું: 'મારી તો એક જ માન્યતા છે કે સ્ત્રી પોતાના પગ ઉપર ઊભાં રહેતાં શીખશે તો પોતે મુક્ત શ્વાસ લઈ શકશે. અને સાથે સાથે પુરુષને પણ મહાન ચિંતામાંથી બચાવી લેશે.

આપણી સ્થિતિ તો જુઓ! કમાનાર એક અને ખાનાર અનેક! સારી ગણાતી કોમ સિવાય એકેએક જ્ઞાતિમાં પુરુષની પડખે સ્ત્રી ઊભી જ છે અને એ જાતિમાં અત્યાચારનો-ગુલામીનો ભોગ થતી નારી જવલ્લેજ દેખાશે. ભોગ થતાં તેને પોતાનો રસ્તો કરી લેવાની પણ છૂટ છે!' અને દલીલની જરુર ન હોય તેમ થોડી વાર વિચારીને તે બોલી: મને લાગે છે કે સ્થાનિક પ્રવૃત્તિઓ જેવી કે ઉદ્યોગશાળા, ગૃહઉદ્યોગ, પ્રાથમિક શિક્ષણ એવું એવું તો કેટલુંયે અહીં થઈ શકે. એ સિવાય આખા નારીસમાજમાં વિચારો જગવી શકે-કેળવી શકે તેવા એકાદ સાપ્તાહિક પત્રની જરૂર છે! આમાંની એકાદ સ્થાનિક પ્રવૃત્તિમાં એકાદ પત્રથી હું શરૂઆત કરવા ઇચ્છું છું. તમારા સાથની કઈ રીતે આશા રાખું?' રજનીએ કંઇક સંદિગ્ધ ભાષામાં કહ્યું.

'પત્રની યોજના વિચારવી પડશે. કાગળ દિનપ્રતિદિન મોંઘા થતા જાય છે. એટલે તેમાં કેટલા અંશે સફળ થશું તે વિચારવું રહ્યું. એ સિવાયની સ્થાનિક કોઈ પણ પ્રવૃત્તિમાં હું તમને સાથ આપી શકીશ!' જયરાજે તાત્કાલિક જવાબ આપ્યો.

ઉપકારવશ દૃષ્ટિએ જયરાજ તરફ જોતાં રજનીએ કહ્યું: "હું તો તમારો અભિપ્રાય પૂછી રહી છું. હજી ખાસ નિર્ણય ઉપર નથી

આવી; પરંતુ તમને નથી લાગતું કે આવી બધી પ્રવૃત્તિ હું માહસુખ-ભાઈને ત્યાં રહીને નહિ, પરંતુ સ્વતંત્ર રીતે રહીને જ કરી શકું ?'

'એ તો અનુભવથી જ સમજી શકાય.' જયરાજે ટૂંકો અને ટચ જવાબ આપ્યો.

સુમનને રજનીનો આ વિચાર ગમ્યો નહિ. તેણે કંઈક વિરોધ કરતાં કહ્યું–' બાપુજી, કંઇ આવી પ્રવૃત્તિના વિરોધી નથી. આવો વિચાર તને કેમ આવ્યો રજની ?'

' બાપુજી વિરોધી નથી એ હું જાણું છું. તેમ સુમન, તને આ બાબતનો હજી પૂરો ખ્યાલ નહિ આવી શકે, પરંતુ ધીમેધીમે તને ખાત્રી થશે કે વડીલ વર્ગ જ આ જાતની પ્રવૃત્તિઓ સાંખી શકશે નહિ. સાંખી શકે જ નહિ અને પાણી આવ્યા પહેલાં પાળ બાંધવી જોઈએ. કોઈ પણ પ્રવૃત્તિને સાંગોપાંગ પાર ઉતારવા આગળ-પાછળનો બધો વિચાર કરવો જ જોઈએ ' રજનીએ ઉતાવળથી જવાબ આપ્યો.

જયરાજે ડોકું ધુણાવતાં રજની તરફ જોઈને કહ્યું : ' તમારી વાત સાચી છે.'

'અને મને લાગે છે કે મારી પ્રવૃત્તિના સમર્થનમાં—મારા વિચારોને ન્યાય આપવા ખાતર મારે પોતે મારા પગ ઉપર ઊભા રહેતાં શીખવું જ જોઈએ.'

' પરોપદેશે પાંડિત્યમ્' ન ચાલી શકે.' રજનીએ કહ્યું.

' એટલે તમારો શો ખ્યાલ છે ?' જયરાજ તેના તરફ જોઈ રહેતાં પૂછ્યું.

'મને લાગે છે કે પત્ર પગભર ન થાય ત્યાં સુધી મારે આર્થિક દૃષ્ટિએ બીજી પ્રવૃત્તિ શોધવી જોઇએ. જેમકે શિક્ષિકા તરીકેનો ધંધો મને ફાવે અને કાલની સ્ત્રી અને આજની વિદ્યાર્થિનીને હું આજથી જ ઘડવાની શરુઆત કરું.'

જયરાજને લાગ્યું કે રજની કંઇક કરવાને જ તૈયાર થઈ બેઠી છે. તેણે સમગ્ર દષ્ટિએ વિચારણા કરી લીધી હોય તેમ લાગે છે અને તેની આ યોજનામાં પોતે કઇ રીતે ઉપયોગી થઈ શકે તે તેણે વિચારવું રહ્યું. તેણે રજની તરફ જોઇ કહ્યું: 'તમારા વિચારો પ્રત્યે મારી સહાનુભૂતિ છે. સહાનુભૂતિ છે એટલું જ નહિ પરંતુ આ બધું જાણે મારે કરવું જોઇએ તેમ મને લાગે છે. પરંતુ આ યોજના કઇ રીતે ઘડવી—પાર ઉતારવી તે વિષે હું વિચાર કરી જોઇશ અને આપણે ફરી મળીને બધું નક્કી કરીશું.'

ઘાટ ઉપરની ઓફિસની ઘડીઆળમાં નવના ટકોરા થયા અને ત્રણેય ઊઠયાં. ત્વરિત ગતિએ ચાલતાં જયરાજે કહ્યું: 'મારે ઠીક દશ વાગ્યે ઓફિસે પહોંચવું જોઇએ.'

'મારી ઉતાવળને માટે મને માફ કરજો રજની!' અને એટલું કહેતાં તે ઝડપથી પગલાં ભરવા લાગ્યો.

રજની તથા સુમન પાછળ રહી ગયાં. તે બન્ને જ્યારે ઘેર પહોંચી ત્યારે દશ થવા આવ્યા હતા. જેવી તે પોતાના રૂમમાં ગઈ કે રામાએ ખબર આપ્યા: 'સુમનબહેન, તમારો ટેલીફોન છે!' સુમને ટેલીફોન આગળ આવી, ભૂંગળું હાથમાં લીધું અને થોડીવાર પછી પાછું નીચે મૂક્યું.

માલતીનો ટેલીફોન હતો. કાલે રવિવારના રોજ સાંજના ૭ વાગ્યે રજની તથા શિરીષને લઇને મિજલસમાં આવવાનું સુમનને આમંત્રણ આપ્યું હતું. અશોક પાસ થયો તેના ઉપલક્ષમાં મિજલસ ગોઠવી હતી.

## ૧૫

**મા**લતી આજે સવારથી જ તૈયારી કરવા લાગી હતી. અશોક તથા કાંત પણ વ્યવસ્થા કરવામાં રોકાયા હતા.

ઓફિસનાં પાંચ–છ બૈરાંને આજે ઘરકામ માટે બોલાવેલાં હતાં.

વિદ્યાગૌરી, જગમોહનદાસ શેઠની પત્ની કેળવણી અને સંસ્કારે ખૂબ આગળ વધેલાં હતાં. નવીન વિચારોના પ્રવાહમાં તે સૌથી આગળ રહેતાં. છેલ્લામાં છેલ્લી ફેશનને તેઓ અપનાવતાં.

જગમોહનદાસ શેઠે ધીમે ધીમે ધપવા માંડ્યું. વિદ્યાગૌરીએ પ્રેરણા આપી. જગમોહનદાસ મોટા માણસ ગણાયા. અને એ વિકાસક્રમમાં વિદ્યાગૌરીનો હિસ્સો કંઈ ઓછો નહોતો. કેટલીક વખતે ચૂંટણીના સમયે તેઓ પોતે જ ‘ વોટ ’ કેન્વાસિંગ કરવા નીકળી પડતાં. નાની નાની સભાઓ ભરી વ્યાખ્યાનો આપતાં. ગુજરાતી નારીની વાક્પટુતા, નીડરતા, હિંમત જોઇ પરપ્રાંતીય લોકો આશ્ચર્ય અનુભવતા. સૌના મુખમાંથી પ્રશંસાના ઉદ્દગારો સરી પડતા. વિદ્યાગૌરીની આ પ્રવૃત્તિના પરિણામે જગમોહનદાસ શેઠ સફળ થતા.

માલતી અને અશોકને તે નાનપણથી જ પોતાની રીતે ઘડતાં. ઘરવ્યવસ્થા કે કૌટુંબિક જીવનની જવાબદારીમાંથી તેમણે જગમોહનદાસ શેઠને મુક્ત રાખ્યા હતા. એટલું જ નહિ પરંતુ કારખાનાના ઉત્પાદનના–ખપતના આંકડાઓ એકઠા કરી તે જગમોહનદાસને આપતાં. તેને લગતી સૂચના આપતાં. અને જાહેર જીવન–પ્રવૃત્તિ અંગેના શેઠ ઉપર આવતા પત્રોના તે પોતે જ પોતાને ફાવે તેમ જવાબ આપી દેતાં. કયારેક અજાણ્યા જગમોહનદાસ શેઠ આ ગુંચવાડાથી મુંઝાઈ જતા. બહુ જ ઓછા લોકો જાણતા કે શેઠની ચોતરફ સાંપડેલી સફલતાની ચાવી તો વિદ્યાગૌરી હતાં. વિદ્યાગૌરીના ભાગે કેટલી કઈ સફલતા જાય તેમ હતી તે કહેવું મુશ્કેલ હતું. જગમોહનદાસ શેઠની બધી પ્રવૃત્તિઓમાં તે ઓતપ્રોત હતાં.

આજ સવારથી જ તેઓ માલતીને સૂચના આપતાં હતાં. અશોકને યાદી આપતાં હતાં.

'માલતી ! ફૂલના ગજરાનો ઓર્ડર આપી દીધો ?' વિદ્યાગૌરીએ પૂછ્યું.

'હા. બા ! એ તો ક્યારનોય આપી દીધો છે !'

'અને આ ગેઇટને શણગારવાનું માળીને કહી દેજે ! પેલા ખંડમાંથી ગોળાકાર આરસના મેજ અહીં મુકાવી દેજે. હું હમણાં આવી.'

આટલું કહેતાં તે બીજા ખંડમાં ગયાં. અશોક, માલતી, કાંત નોકરને ઓર્ડર આપતાં તેને મદદ પણ કરતાં અને એમ આ વિશાળ રૂમને શણગારી રહ્યાં.

'આ પોર્ટ્રેઈટ ?' કાંતે પૂછ્યું.

'રાજારામમોહનરાયનો !' અશોકે જવાબ આપ્યો.

'અને આ ?'

'દાદાભાઈ નવરોજજીનો !'

સાંજના પાંચ વાગ્યે લગભગ બધી તૈયારીઓ થઈ ચૂકી હતી. મહેમાનોની આવવાની રાહ જોતા કાંત અને અશોક વાતે વળગ્યા.

થોડી વાર પછી કંપાઉન્ડમાં એક મોટરે પ્રવેશ કર્યો. જયરાજ, સુમન, રજની, શિરીષ ગાડીમાંથી ઉતરી સીધા આ વિશાળ હોલમાં આવ્યાં.

રજનીએ અશોક તરફ નજર ફેંકી અને તેણે કાંતને તેની પડખે બેઠેલો જોયો. ઘડીભર તે વિમાસણમાં પડી. 'આ કાંત ?' પરંતુ કાંતને તે ભૂલી શકે તેમ તો નહોતી.

ગામડિયો કાંત આજે ગામડિયો નહોતો લાગતો. તેને આ બદલાયેલા સ્વરૂપમાં નિહાળી આનંદ અનુભવતી તે બોલીઃ

'કાંત, મને તો ખબરજ નહોતી તું અહીં છે!'

'અને મને પણ હમણાં જ ખબર પડી કે તું અહીં છે!' કાંતે હસતાં હસતાં કહ્યું.

માલતી–અશોક આ નવા પરિચયે ખુશ થયાં.

એક પછી એક મહેમાનો આવવા લાગ્યા. કોલેજના મિત્રો આવ્યા. ઓફિસના મેનેજર ને કલાર્ક આવ્યા. ક્રિકેટ ટીમના મિત્રો આવ્યા અને સુરેશબાબુ આવતાં હવે કોઈની રાહ જોવાની હતી નહિ તેમ સૌએ માન્યું. રમેશે આવતાં જ કાંત તરફ જોઈ કહ્યું, 'તમે તો અશોક-ટીમનું નાક રાખી દીધું કાંત ?'

કાલે રમાયેલા વિદ્યાર્થી સાથેના મેચમાં અશોકની ટીમ જીતી હતી અને એ જીત કાંતને જ આભારી હતી, તેમ સૌએ સ્વીકાર્યું હતું. કાંત ન હોત તો વિદ્યાર્થીઓ અશોક ટીમને હરાવત અને નાના વિદ્યાર્થીઓએ આપેલી હારની શરમ આ જુવાનોને વધારે પડતી મૂંઝવત.

એ મુંઝવણમાંથી કાંતે તેમને સૌને બચાવી લીધા હતા. અશોકે

હસતાં હસતાં કહ્યું: ' આજની આ મિજલસ માત્ર મારા માટે જ નહિ, પરંતુ અશોક ટીમની વિજયની ખુશાલી નિમિત્તે પણ છે અને તે અંગેના અભિનંદન આપણે ' કાંત 'ને જ આપવાના છે. '

જયરાજ કાંત તરફ અનિમેષ નયને જોઈ રહ્યો. આ નવતર જુવાન તેને આકર્ષક લાગ્યો. પોતાની મીલમાં મદદનીશ તરીકે આ જુવાનને તે મેળવી શકે તો !

અને કલ્પનાના તરંગોમાં રમતા જયરાજે સૌને ઊભા થતા જોયા ત્યારે પોતે પણ ઊભો થયો.

સામેથી વિદ્યાગૌરીને તેમણે આવતાં જોયાં. તેમની સાથે વત્સલા અને સિધ્ધેશ્વર હતાં.

આ નવા મહેમાનોની મહત્તા સૌથી વિશેષ હતી તેમ બીજાઓએ અનુભવ્યું અને એ મહત્તા સકારણ હતી, એમ તેમના ચહેરા કહી આપતા હતા.

સૌથી આગળના મેજ આગળ ગોઠવાયલી ખુરશી આ નવા મહેમાનોએ લીધી.

મહેમાનોને એક બીજાનો પરિચય કરાવવાનું શરૂ થયું. આવનાર મહેમાનોમાં કાંત અને રજની નવાં હતાં. વત્સલા અને સિધ્ધેશ્વર પરિચિત હોવા છતાંયે અપરિચિત હતાં. થોડા વખતમાં વાર્તાલાપ, પરિચયની વિધિ પત્યા પછી સૌને સોડાલેમન તથા શરબત પોત-પોતાની રુચિ પ્રમાણે આપવામાં આવ્યાં. સૌએ અશોકને અભિનંદન આપ્યાં અને કાંતને પણ.

વિદ્યાગૌરીએ માલતીને પિયાનો વગાડવાનું કહ્યું અને શિરીષને કંઈક સંગીત સંભળાવવાનો આગ્રહ કર્યો. થોડીવાર આનાકાની કર્યા પછી શિરીષ તૈયાર થયો.

સાડીને સંકોચતી, મૃદુહાસ્ય કરતી, ઘડીમાં કાંતને જોતી, તો ઘડીમાં સિધ્ધેશ્વર તરફ નજર કરતી, શરમાતી, ક્ષોભ અનુભવતી માલતીએ પિયાનો વગાડવો શરૂ કર્યો.

અને ધીમે પ્રવાહે શિરીષે સંગીત શરૂ કર્યું.
રે ! જાગો, જુવાનો જાગો !
રે જાગો જુવાનો જાગો !

બાર વર્ષની વયના શિરીષના મુખમાંથી સરતી કાવ્યની આ લીટીએ જુવાનોને સભામાં બેઠેલા સૌને જાણ્યે જાગૃત કરી દીધા અને ઊંચે સ્વરે સંગીત આગળ વધ્યું.

પવન ફરીને વાવા લાગ્યો,
વાદળ માંડયું છે ઘેરાવા,
કદીં કદીં વીજળી કરે સળાવા
રે, જાગો, જુવાનો જાગો.

વિશાળ ખંડમાંથી જાણ્યે પડઘા પડયા. ચારે દિશાઓ રણકી ઊઠી ! અને ગીત આગળ ચાલ્યું.

પ્રચંડ વાવાઝોડું થાશે,
વટોળા ચઢશે આકાશે,
ઘરઘરના આંગણુ ઘેરાશે
રે ! જાગો, જુવાનો જાગો.

બહારથી સંભળાતા પવનના સુસવાટાથી ઘડીભર સૌને લાગ્યું કે ખરેખર વટોળ ચઢી રહ્યો છે. ખરેખર વાવાઝોડું તો નહોતું આવી રહ્યું ને ? સૌના હૃદય કંઈક નવું થવાની રાહ જોવા લાગ્યાં. સૌ બારી તરફ જોઈ રહ્યાં. સૌના હૃદયમાં વટોળ ચઢયો.

શિરીષે આંખોને બંધ કરી કરુણ સ્વરે આગળ ચલાવ્યું.

સચિંત દુઃખના ભારે સોતી
જનની મુખડાં જોતી જોતી
ઊભી છે રણવગડે રોતી
રે ! જાગો જુવાનો જાગો !

અને સૌ પોતપોતાના હૃદયને ઢંઢોળી રહ્યા !

માતા, દૂર દૂર રણવગડામાં વિલાપ કરી રહી છે! અને દેશના આ નવયુવાનો કર્ત્તવ્યમૂઢ બની શિથિલ બની નિદ્રામાં ઘોરી રહ્યા છે. અને શિરીષના ગળાનો રણકાર વાયુમાં પ્રસરી રહ્યો.

આંખ મહીંથી ઊંઘ ઉડાડો
સકલ આપણો સાથ જગાડો
યૌવનની રણતૂર વગાડો
રે ! જાગો, જુવાનો જાગો

જુવાનોના હૃદયમાંથી એક અવાજ ઊઠ્યો—

ક્યાં છે યૌવન? ક્યાં છે યૌવનનાં શૌર્ય? અને ક્યાં છે યૌવનની રણતુર?

અને શિરીષ છેલ્લી કડી પૂરી કરતો બેઠો, ત્યારેય જાણે હવામાં શબ્દો ગૂંજી રહ્યા હતા, ‘ રે ! જાગો જુવાનો જાગો. ’

પિયાનામાંથી સરતું સંગીત જાણે અદ્ધર ચડી હવામાં પાછું અથડાયું અને માલતી પિયાના ઉપરથી ઊભી થઈ પોતાની જગ્યાએ આવી.

બીજા પ્રોગ્રામની ઉત્સુકતાપૂર્વક સૌ રાહ જોતું હતું. માલતીએ રજનીને કંઈ ગાવાને આગ્રહ કર્યો. જયરાજે સુરેશબાબુને એકાદ બંગાળી ગીતનો સ્વાદ ચખાડવા કહ્યું અને વિદ્યાગૌરીએ વત્સલાને એકાદ નૃત્ય બતાવવાને આગ્રહ કર્યો.

સ્મિત વેરતી વત્સલા તેની જગ્યાએથી ઊઠી અંદરના ખંડમાં જઇ વેશપરિવાન કરી આવી અને ઘોર અંધકારમાં વીજળી ઝબુકી ઊઠે તેમ વીજળી પેઠે તે સૌથી દૂર વિશાળ ખંડની વચ્ચે આવી ઊભી. તેણે દેવદર્શનનું નૃત્ય શરૂ કર્યું. નૂપુરનો ઝંકાર હવામાં વીંઝી રહ્યો

હાથમાં પૂજનનો થાળ લઇ તે મંદિરે આવી. તેના ચલનમાં નૃત્ય હતું. તેના દેહમાં ભક્તિભાવનો થનગનાટ હતો. તેના હૃદયમાં અનેરી ઊર્મિઓ હતી. પોતાનું ઇચ્છિત મેળવવાની દૃઢતા તેના મુખ ઉપર તરવરતી હતી.

તેણે મંદિરે આવી દેવાધિદેવ શંકરની મૂર્તિ ઉપર ફૂલ વેર્યાં. દશેદિશામાં તેણે નજર કરી. પછી તેણે દેવને રીઝવવા આરતી નૃત્ય શરૂ કર્યું.

ચોદિશને ભરી દેવા મથતી હોય તેમ તે નૃત્ય કરી રહી. તેના અંગેઅંગમાંથી નૃત્ય સરતું હતું. થોડીવાર પછી ધબાક કરતો થાળ તેના હાથમાંથી નીચે જમીન ઉપર પટકાયો અને વત્સલાનો દેહ સાષ્ટાંગ પ્રણિપાત કરતો કૈલાસપતિના ચરણ આગળ ઢળી પડયો.

થોડી ક્ષણો એમને એમ પસાર થઈ. ભગવાને તેને ઇચ્છિત વરદાન આપ્યું અને સુંદરી પૂજા કરી પાછી ફરી. તેના ચહેરા ઉપર સંતોષ હતો—આનંદ હતો. તે મંદિરનાં પગથિયાં ઉતરી રહીઃ જાણે આકાશમાંથી ઉર્વશી ઉતરતી હતી! હાસ્યફૂલડાં વેરતી સુંદરી ઘેર આવી!

નૃત્ય પૂરું થયું. પવનમાં ફરફર થતી બારીક સાડીમાંથી દેખાતા થનથન થતા વત્સલાના દેહ પ્રત્યે અશોક મીટ માંડી રહ્યો હતો. જય-રાજ ઘડીમાં વત્સલા તરફ, ઘડીમાં રજની તરફ, તો ઘડીમાં સુમન સામે જોઈ રહ્યો હતો. જાણે ત્રણેની સરખામણી કરી રહ્યો હતો.

પ્રેક્ષકોના હૃદયમાંથી અચાનક આનંદના ઉદ્ગાર સરી પડયા. વત્સલા બહારના ખંડમાંથી વેશપરિવર્તન કરી પાછી પોતાની જગ્યાએ

આવી બેઠી. વિદ્યાગૌરીએ તેની હડપચી દબાવી અને કંઈક કાનમાં કહ્યું. વત્સલાએ ડોકું ધુણાવ્યું. હવે રજનીનો વારો હતો. માલતી ફરી પિયાનો વગાડવા બેઠી અને ન છૂટકે રજનીએ ગાવું શરૂ કર્યું.

દીવો ધરો હો ! દીવો ધરો,
ભૂલ્યાંને પન્થ, સન્ત ! દીવો ધરો હો !
જગની ઝાડી ઘોર, ભીષણ ભુલામણી
અંધારાં કારમાં એનાં હશે !
ભૂલ્યાને પન્થ, સન્ત ! દીવો ધરો હો !

જગતની આ ભૂલભુલામણીમાં કોણ ભૂલું પડ્યું નથી ? કોણ પંથ ભૂલ્યું નથી ! શ્રોતાઓના હૃદયમાં ધ્વનિ ઊઠ્યો !

આ અંધકારમાં–આ ભુલભુલામણીમાં જ્ઞાનદીવડો નિત્ય પ્રગટતો રાખનાર સંતો ક્યાં હશે ?

અને રજનીએ જાણ્યે એ જ પ્રશ્ન પૂછતી હોય તેમ ગાવું શરૂ કર્યું.

કોટિ કોટિ હઈયાંને નિત્ય અજવાળતો,
કહોને હશે ક્યાં એ ચેતનઝરો ?
ભૂલ્યા જે પન્થ સન્ત દીવો ધરો હો.
ઓથારદાબ્યાં ઉરને જગાડી
આશાનાં તેમાં કિરણો ભરો !
નિજના–પરાયાને, ભેદો ભુલાવતા.
જગને ચોકે કોટિ દીવા કરો !
ભૂલ્યાંને પંથ સંત દીવા ધરો હો!

રજનીનું ગીત પૂરું થયું. 'ભૂલ્યાંને પન્થ સંત દીવો ધરો હો'– એ લીટી સૌના હૃદયમાં જડાઇ રહી. વિદ્યાગૌરી રજનીને ધારી ધારી જોઇ રહી. અશોકે સુરેશને આગ્રહ કર્યો. પરંતુ સુરેશબાબુએ ફરી

ક્યારેક ગાવાને માટે કહ્યું અને સમય પૂરતો થયો હોય તેમ લાગતાં વિદ્યાગૌરીએ નાસ્તો લાવવાને નોકરોને ઈશારો કર્યો.

ગોળ આરસપહાણના ટેબલની આસપાસ ત્રણચાર ટૂકડીઓમાં સૌ ગોઠવાઈ ગયાં અને ડીશો આવવા લાગી. સંદેશ, રસગુલ્લાં, બદામનીકટારી, ચેવડો—બધું ડીશમાં આવી રહ્યું એટલે હસતાં–વિનોદ કરતાં સૌએ નાસ્તાને ઈન્સાફ આપ્યો. પછી ચા–કોફી આવ્યાં અને છેલ્લે છેલ્લે ફૂલના ગજરા અપાયા બાદ સૌ વિખરાયાં.

વત્સલા અને સિધ્ધેશ્વરને રોકાવાનો વિદ્યાગૌરીએ આગ્રહ કર્યો. અશોકે તથા કાંતે જયરાજ, સુમન તથા રજનીને રોકાવાની ખેંચ કરી; પરંતુ લગભગ આઠ થવા આવ્યા હતા એટલે ફરી મળવાનું કહી સૌ છૂટાં પડયાં.

## ૧૬

કાંતને કલકત્તામાં આવ્યે દોઢેક વર્ષ થવા આવ્યું હતું. રાત અને દિવસના અથાગ પરિશ્રમ, ખંત અને કાળજીથી તેણે હિંદી, બંગાળી તથા અંગ્રેજીનો સારો અભ્યાસ કરી લીધો હતો.

તેમ જ દેશની પરિસ્થિતિ, તેનું આર્થિક જીવન, રાષ્ટ્રીય કોંગ્રેસ વગેરે વિષય પર છટાપૂર્વક તે બોલી શકતો. સુરેશ બાબુના સતત સહવાસે તે સમાજવાદી વિચારશ્રેણીનો બન્યો હતો.

મજૂરવર્ગનું આંતરજીવન જોઈ તે સમસમી રહ્યો હતો. જયરાજ સાથે, અશોક સાથે તે ઘણી વખત ચર્ચામાં ઉતરતો, પરંતુ દલીલોમાં તે ફાવતો નહિ. જયરાજના ઉંડાણને તે સમજી શકતો નહિ. તેને લાગતું કે જયરાજની બુદ્ધિમત્તા આગળ દલીલથી હંમેશાં તે હારી જતો હતો; પરંતુ સત્ય પોતાના પક્ષે હતું. જગમોહનદાસ સાથે વધારે ચર્ચા તો ન થઈ શકતી, પરંતુ મુત્સદ્દીપણાથી તે તેને રીઝવવાનો પ્રયત્ન કરતા. આવી ઝીણવટમાં ન ઉતરવાને કાંતને સમજાવતા અને તેનું મન વ્યગ્ર થતું. તે કાંતના આ ઊગતા વિચારોને ડામી

દેવા મથતા અને આ ઝેરી રોગનો ચેપ અશોકને ન લાગે તે માટે સાવચેત રહેતા. વધારે દૂરદેશીની દૃષ્ટિએ કાંતનું મહત્ત્વ ધીમે ધીમે ઘટાડી તેને અળગો કરવાની વિચારણા તેમના મનમાં ક્યારેક ઘોળાતી પણ ખરી.

અશોક બુદ્ધિમાન હતો. કાંતના હૃદયને સમજી શકતો, પરંતુ પોતાના જ પગ ઉપર પડતા કુહાડાના ઘા ઝીલવા તે તૈયાર નહોતો. એ ઉપરાંત હવે તો તે કારખાનાનો જવાબદાર માલિક હતો. જગમોહનદાસે પોતે નિવૃત્ત થતા હોવાનું જણાવી બધો ભાર અશોકને સોંપ્યો હતો. અને દિનપ્રતિદિન વ્યાપારની ઉન્નતિ કેમ થઈ શકે, તેના રસ્તાઓ–સૂચનાઓ તેને બતાવતા અને કહેતા કે, 'વ્યાપારમાં ભાવુકતાને સ્થાન નથી. ચોખ્ખા આંકડા સાથે કામ છે તે હંમેશાં ધ્યાનમાં રાખજે અશોક!'

રજનીએ 'સ્ત્રી સંદેશ' શરૂ કરી દીધું હતું. જયરાજના પ્રયત્નથી જગમોહનદાસ શેઠે આ પ્રવૃત્તિ અંગે સારી મદદ આપી હતી અને એ મદદ આપવામાં તેનો હેતુ હતો.

દર ચૂંટણી વખતે તેઓ ગુજરાતી જનતામાં પ્રચાર કરવા પાછળ સારો પૈસો ખર્ચતા. 'સ્ત્રી સંદેશ' તેના પ્રચારનું સાધન થઇ શકે તેમ હતું. અને પોતાના કારખાનાના માલની ચાલુ જાહેરખબર સાથે ચૂંટણી વખતે તેને માટે પ્રચાર અર્થે ખાસ અમુક પેઇજ રોકવા એ શરતે તેઓએ 'સ્ત્રીસંદેશ' અંગેનો તૂટતો ખર્ચ આપવાનું વચન આપ્યું હતું.

પોતાના ગુજરાન અર્થે રજનીએ 'એંગ્લો ગુજરાતી સ્કૂલ' માં શિક્ષિકા તરીકે નોકરી સ્વીકારી હતી.

માનકુંવરે તથા મહાસુખભાઈએ આ પ્રસંગે વિરોધ ઉઠાવ્યો

હતો. તે પોતાના ઘેર રહીને જ તેને મનગમતી પ્રવૃત્તિ કરે તેમાં તેમને કશીયે હરકત નહોતી એમ જણાવી રજનીને અનેક રીતે સમજાવી હતી. સુમનને પણ લાગી આવ્યું હતું ત્યાં રજનીના ભાઇ રમેશને તેના પિતાએ કલકત્તા મોકલ્યો અને રમેશને પોતાની મીલમાં ગોઠવી રજની અને રમેશ હવે જુદાં રહે તો હરકત નહિ, એવું સમજાવી જયરાજે રજનીને માર્ગ કરી આપ્યો.

જયરાજના બંગલાથી થોડે દૂર એક નાના સરખા બંગલામાં રજની તથા રમેશ રહેતાં. ત્યાંથી જ 'સ્ત્રીસંદેશ' પ્રગટ થતું.

બી. એ. પાસ થઈ આવેલ રમેશ ચપળ અને તીવ્ર બુદ્ધિનો હતો. જયરાજને એક સારો મદદનીશ મળ્યાનો સંતોષ થયો.

મહાયુદ્ધની શરૂઆત સાથે જ મોંઘવારી વધી રહી હતી અને મજૂર વર્ગનો અસંતોષ તીવ્ર થતો જતો હતો.

ઠેરઠેર હડતાલનો પવન ફુંકાઈ રહ્યો હતો. જયરાજની બુદ્ધિમત્તાને લીધે એક વખત તો એ સંકટમાંથી માહસુખભાઇ બચી ગયા હતા અને સુરેશ બાબુ પ્રતિની પ્રગાઢ શ્રદ્ધાને લીધે જગમોહનપુરના મજૂરો શાંત હતા, પરંતુ બહારની ચળવળ જોર પકડતી જતી હતી અને જગમોહનપુર હવે તેમાંથી બચી જાય તેમ લાગતું નહોતું.

કાંત કદાચ મજૂરોને ભડકાવતા હોય તેવી શંકા સુરેશબાબુને રહ્યા કરતી.

કોરપોરેશનની ચૂંટણી વખતે અપાતાં વચનો માંહેલું કંઇ પણ થતું નથી. માત્ર પ્રજાને ભરમાવવા પૂરતો જ એ પ્રચાર છે—એવી જાતનું આંદોલન પણ અંદરખાનેથી ચાલી રહ્યું હતું. પ્રજા જાગતી થઇ હતી અને નવી ચૂંટણી વખતે પોતે સફળ થશે કે નહિ તેની ચિંતા જગમોહનદાસ શેઠને સતાવ્યા કરતી હતી.

માહસુખભાઈને પોતાના મીલના વિસ્તાર માટે હરિજન વાસની જગ્યા જોઈતી હતી. કોરપોરેશનની માલિકીની એ જગ્યા મેળવવા તેઓ દોઢ વર્ષ થયાં પ્રયત્ન કરી રહ્યા હતા. જયરાજ જગમોહન શેઠને મળ્યા પછી બીજા કેટલાયે પ્રતિનિધિઓને મળી આવ્યો હતો. સુરેશ બાબુને પણ સમજાવી શકયો હતો અને આડકતરી રીતે હરિજનોમાં એ પ્રચાર પણ કરી રહ્યો હતો.

તેનાથી વધારે સારી જગ્યા અપાવવાની, પાણીના પંપની સારી સગવડ કરાવી આપવાની તથા બીજી અનેક લાલચો અપાતી. પરંતુ વિરોધી પક્ષ તરફથી થતી દલીલો હરિજનોના હૃદયમાં અસર કરી જતી અને તેઓ મરણાંતે પણ હરિજન વાસ છોડવા રાજી નહોતા.

જયરાજના પાસા અવળા પડતા હતા તેમ માહસુખભાઇને લાગ્યું અને કંઈક બીજી રીતે પ્રયત્ન કરી જોવાની વિચારણા તે કરી રહ્યા હતા.

જયરાજનો સુમન પ્રત્યે અને સુમનનો જયરાજ પ્રત્યેનો પ્રેમ ગાઢો થતો જતો હતો. મોડી રાત સુધી તેઓ એકલા ફરવા જતા. સાથે સિનેમા જોવા જતા અને માનકુંવર તથા માહસુખભાઈ આડકતરી રીતે તેમને આવી રીતે છૂટથી હરવાફરવાની, મળવાની, સાથે રહેવાની સગવડ કરી આપતા.

રાજમોહનસિંગને ચોકિયાત તરીકે કાંતે કારખાનામાં નીમ્યો હતો અને વૃદ્ધ ચૌબેજીને ઓફિસમાં જ તેણે જગ્યા અપાવી હતી.

એક દિવસ ફરવાને બહાને તે કાંતને મુન્નીજનને ત્યાં લઈ ગયેલ, પરંતુ કાંતે તેને ફટકાર્યો હતો અને પેટને અર્થે પાપાચારમાં પડેલ આ ગરીબ સ્ત્રી પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેના સુધારની વિચારણામાં તે ગરકાવ થયો હતો.

વત્સલાની તથા સિધ્ધેશ્વરની આવજાવ વધી હતી. અશોક તથા વત્સલાની મૈત્રી જામી હતી.

કાંત અને સિધ્ધેશ્વર બન્નેમાં આકર્ષાતી માલતી હજી સિદ્ધેશ્વર સાથે છૂટથી ભળી શકતી નહિ.

રજની અને માલતીના આકર્ષણે અથડાતો કાંત મોટા ભાગે રમેશને ત્યાં જ રહેતો, પરંતુ માલતીના આગ્રહે મહિનામાં આઠેક દિવસ તો તે અશોક સાથે જ જમતો અને રહેતો.

# ૧૭

તંત્રીસ્થાનેથી લખાઇ રહેલો લેખ અધૂરો મૂકી રજની સ્ટવ સળગાવવા લાગી. પોતાના જીવનસ્વપ્નને સફળ થતું જોઇ આનંદ અનુભવતી તે વરંડાની બહાર જોઇ રહી. રમેશની આવવાની રાહ જોતી તે ચા બનાવવા લાગી. ઘડિયાળનો કાંટો આઠથી ત્રણેક મિનિટ દૂર હતો.

ઉકળતા ચાનું ધ્યાન રાખી ફરી તે મેજ આગળ ગઇ. કલમ હાથમાં લેતાં જ કંપાઉંડમાં પ્રવેશતા જયરાજને જોઈ તે બોલી, ' આવો, આવો ! '

' કેમ ! શું કરી રહ્યાં છો ? રમેશ નથી ? ' જયરાજે આવતાં જ પ્રશ્ન કર્યો.

' આ જુઓની 'સ્રીસંદેશ' નો તંત્રીલેખ લખી રહી છું. રમેશ તો હજી ફરીને નથી આવ્યો. ઊભા કેમ ? આવોને ! '

' ના, ના. હું તો જઇશ. આ ફરતો ફરતો નીકળ્યો તે થયું કે અહીં થઇને જઉં ! '

'હવે આ પીને જ જજો!' આટલું કહી રજની ઉભરાતા ચાના ટોપિયા પાસે દોડી.

હાફ પેન્ટ અને હાફ શર્ટમાં શોભતા જયરાજ પ્રત્યે તે મીટ માંડી રહી. જયરાજે ખૂરશી ઉપર બેસતાં રજનીનો અધૂરો લેખ વાંચવો શરૂ કર્યો.

ચાનું ટોપિયું નીચે ઉતારી તે જયરાજની પડખે જ ખૂરસી ઉપર બેઠી અને કુદરત સામે બળવો પોકારવા મથતી રજની જયરાજના સાન્નિધ્યે કંઇક બેચેની અનુભવી રહી.

વાંચી લીધા પછી જયરાજે લેખને ટેબલ ઉપર મૂક્યો. તેમ કરવા જતાં રજનીના હાથ સાથે તેનો હાથ અથડાયો.

એ સ્પર્શનો ઝણઝણાટ બન્નેએ અનુભવ્યો અને બન્નેએ કંઈ ન બન્યું હોય તેમ સ્થિર થવાનો પ્રયત્ન કર્યો. રજનીએ નજરને બીજી તરફ ફેંકતાં કહ્યું–'કેમ લાગ્યો લેખ?'

'આર્થિક હેતુસરની અને પગભર થવા પૂરતી ઝુંબેશ તો બરોબર છે; પરંતુ પરણ્યા વિના ચલાવી શકાય એમ હું માનતો નથી.' જયરાજે કહ્યું.

'હું એ માનું છું.' રજનીએ કહ્યું.

'કુદરત સામે એ તો બાથ ભીડવા જેવું છે.'

સ્વાનુભવે દૃઢ થયેલી માન્યતાથી તેણે કહ્યું.

'આપણી નબળાઇ એમ બોલાવે છે.' રજનીએ બીતાં બીતાં જવાબ આપ્યો.

'ખરેખર, તમે આ રીતે જ જીવવા માગો છો? લગ્ન કરવાનો તમારો ઈરાદો જ નથી?' જયરાજે સીધો પ્રશ્ન કર્યો.

'જયરાજ, તમે હજી મને ઓળખી નહિ?' રજનીએ કહ્યું.

'આ રીતની સ્પષ્ટ વિચારણા આપણે ક્યારેય કરી નથી!'

'તમને એમ લાગ્યું હશે. બાકી અનેક વાર હું તો મારો નિર્ણય જાહેર કરી ચૂકી છું અને મારા લખાણોમાં એ જ ધ્વનિ ગુંજે છે.'

અને પોતાનો લેખ આગળ ધરતાં રજનીએ કહ્યું, 'જુઓને, આ ફકરો વાંચી જુઓ!'

'કુદરતી રીતે જ આપણે ક્યારેક દુર્બલતા અનુભવીએ છીએ, પરંતુ એ દુર્બલતા જીતવી એ જ માનવી તરીકેનો આપણો પુરુષાર્થ છે અને કુદરત પણ એમ જ ઇચ્છે છે. એમ ન હોય તો આપણામાં અને બીજા પશુપક્ષીઓમાં ફેર શો?'

અને પોતે વાંચી સંભળાવેલા આ ફકરા ઉપર જયરાજનો મત જાણવા તે ઈંતેજાર બની રહી.

'માત્ર સિદ્ધાંતોથી જ જીવાતું નથી. કુદરત સિદ્ધાંતોને અનુસરતી નથી.' જયરાજે મત ઉચ્ચાર્યો.

'એ તમારો મત છે. મારો મત એથી જુદો છે.' રજનીએ ભારપૂર્વક કહ્યું.

અને કંઈક ઉતાવળ હોય તેમ ઊભા થતાં જયરાજે કહ્યું, 'ઠીક ત્યારે હું જઉં?'

'શી ઉતાવળ છે? ચા તો હવે તૈયાર છે.' રજનીએ કહ્યું. થોડીક વારે ઉમેરીને કહ્યું:

'તો આજે અહીં જ જમી લોતો! આ હું હમણાં જ તૈયાર કરી નાંખું છું.'

'ના, ના. એવું મોડું કંઈ થયું નથી. મા'રાજ સપાટામાં બનાવી નાંખશે!'

'ભલેને બનાવી નાખે. આજે અહીં જમો તો ખોટું શું છે?' રજનીએ સવાલ કર્યો.

'પરંતુ વિના કારણે ?'

'તેમાં વળી કારણ શું ?' આજે સાથે જમીશું. પછી મહારાજના હાથ વિના બીજાના હાથની રસોઈ ભાવતી ન હોય તો લાચાર !

જયરાજ હસી પડ્યો. આવી જાતનો પ્રશ્ન પૂછનાર રજની તેને ભોળી લાગી. તેણે કહ્યું : 'રજની, મહારાજના કરતાં તમારા હાથની રસોઇની મિઠાશ ક્યાં ઓછી છે ?'

'એટલે વધારે તો નહિ જ ને ?' રજનીએ કહ્યું.

અને ત્યાં જ કાંત તથા રમેશને આવતા તેણે જોયા. જયરાજને પોતાને જ ત્યાં જોઈ રમેશે કહ્યું: 'હું તો તમારે ત્યાં જઇ આવ્યો.'

'હું જરા ફરીને આ તરફ નીકળ્યો.' અને કાંત તરફ જોતાં તેણે કહ્યું, 'કેમ કાંત ! શું ખબર છે ? કંઈ નવાજૂની ?'

'ખાસ તો કંઇ નથી. આ મજૂરોની બેચેનીએ હમણાં તો મુંઝાઉં છું.'

'એમ મુંઝાયે ચાલે ? માત્ર મજૂરોના જ હિતની ફીકર કર્યે કંઇ વ્યાપાર થાય ?'

આજે બજારો તેજ હોવાને લીધે થતી સારી સરખી આવકની ગણત્રી ઉપર ખરચ વધારવાની તો વાતો કરીએ છીએ, પરંતુ એકાએક બજારો બેસી જશે ત્યારે નુકસાની કેટલી લાગશે તેનો અડસટ્ટો કર્યો છે ક્યારેય ? એ નુકસાનીમાં મજૂરો પાસેથી ભાગ પડાવી શકાશે ?'

'એ કોણ સહન કરશે ?'

કાંત આ સીધા પ્રશ્નથી ઘડીભર તો મુંઝાયો, અને એ મુંઝવણનો લાભ લઇ જયરાજે ચાલુ રાખ્યું.

'બે લાખનો ક્યારેક મીલ નફો કરે છે. અને ક્યારેક પાંચ લાખનું નુકસાનેય કરે છે. નુકસાન ભોગવવાની જવાબદારી જેને માથે

હોય, તે નફો કઈ રીતે વેડફી નાખે! તમે સમાજવાદીઓ આંકડા સાથે વાતો નથી કરતા, માત્ર હવાઈ કિલ્લાઓ ઊભા કરો છો અને વાદળ સાથે વાતો કરો છો!'

રમેશ જયરાજ સામે જોઈ રહ્યો. તેને લાગ્યું કે જયરાજને જડબાંતોડ જવાબ આપી શકાય તેવી દલીલ પોતાની પાસે હતી, પરંતુ દલીલોથી કંઈ વળે તેવું હતું નહિ. તેની દલીલો તો માત્ર અસત્યને છુપાવવા પૂરતી હતી અને સત્ય બહાર આવતાં સ્વાર્થ નગ્ન સ્વરૂપમાં આવીને ઊભો રહેશે.

શ્રમ અને મૂડી વચ્ચેનો નિરંતર ચાલી રહેલો આ સંઘર્ષ માત્ર દલીલોથી–વાતોથી ટાળી શકાય તેમ નથી. તેને લાગ્યું કે જયરાજ સાથે દલીલ કરવી તેના માટે તો અસ્થાને હતું. સૌને મૌન જોઈ શાકનો વઘાર દેતાં રજની બોલી: 'ચાલો, ચાલો, સૌ નાહી લો. હું રોટલી બનાવું છું.' અને કાંત તરફ જોઈ તે બોલી: 'કાંત, તું યે આજે સાથે જ બેસી જજે.'

'અશોકને મેં કહ્યું નથી. તે રાહ જોશે.' કાંતે રજની તરફ જોતાં કહ્યું.

'હરકત નહિ. તે તો સમજી લેશે.'

અને વધારે દલીલ કર્યા વિના કાંતે રજનીની દરખાસ્ત સ્વીકારી.

રોટલી વણતી રજની કાંતને જોઈ રહી, જયરાજને જોઈ રહી અને તેના હૃદયમાં દ્વંદ્વ ચાલ્યું.

બન્નેનો પોતા પ્રત્યે સદ્ભાવ હતો. કાંત પ્રત્યે તો ઘણા વખત થયાં તેને મમતા હતી–સ્નેહ હતો. કાંત તેને પોતાનો લાગતો. જયરાજ પ્રત્યે તે આકર્ષાતી, છતાંયે તે હજી પરાયો લાગતો. કાંતના સાન્નિધ્યમાં તે સ્વસ્થ રહેતી. જયરાજ નજીક આવતાં તે બેચેન બની જતી. શા માટે?

જયરાજની સહાનુભૂતિથી-પ્રેમથી તે ગદ્‌ગદિત થતી. જયરાજને તે ચાહતી હતી. કાંતને પણ ચાહતી હતી.

જયરાજને કઈ રીતે ચાહતી હતી તે હજી સુધી તે પોતે સમજી શકી નહોતી. કાંત પ્રત્યેની તેની ચાહના સ્પષ્ટ હતી. પોતાના સ્વજન તરીકે જ નહિ, પરંતુ કાંતે તેના હૃદયના ખૂણાને પોતાનો કરી લીધો હતો. કાંત વિના તેને ચાલે તેમ નહોતું. જયરાજે તેના હૃદયાં દીવો પ્રગટાવ્યો હતો, પરંતુ એ જ્યોત શા માટે જલી રહી હતી? કોને માટે જલી રહી હતી? કાંત માટે જઃ તેના હૃદયે મૂક સ્વીકાર કર્યો.

અને સ્ટવ ઉપર તવી મૂકતાં નાહી આવીને કપડાં બદલી રહેલ કાંત તરફ તે જોઈ રહી.

કાંતે સૌથી વહેલા તૈયાર થઈ ચોકમાં પાટલા મૂક્યા, પાણીના ગ્લાસ ભર્યા અને નેપકિન લાવવા અંદર ગયો. રજનીએ ઊભી થઈ રૂમમાં આવતાં તેના હાથમાંથી નેપકિન ઝડપતાં કહ્યુંઃ 'કાંત, હું આ બધું કરી ન લેત?'

'તે હું શું બહારનો માણસ છું?' કાંતે પ્રશ્ન કર્યો.

રજનીનું હૃદય આનંદવિભોર બન્યું. તેને લાગ્યું કે કાંતનો પ્રશ્ન સ્વભાવિક હતો, તે બહારનો નહિ પરંતુ ઘરનો માણસ હતો. અને લગ્ન સામે બળવો જગાડવા મથતી રજની ફરી પોતાની જાત ઉપર ચિઢાઈ.

તે ઉતાવળી આવી રોટલી શેકવા લાગી. ચૂલા પાસે તૈયાર પડેલાં દાળભાતનાં ટોપિયાં ફરી ગરમ કરવા ચૂલા ઉપર મૂક્યાં. થોડી રોટલી તૈયાર થતાં તેણે રમેશને જમવા બેસવા માટે કહ્યું.

ત્રણેય જમવા બેઠાં. આંખ ઊંચી કર્યા વિના રજની પીરસવા લાગી. અને દાળ શાકની મિઠાશની પ્રશંસા કરતો જયરાજ રજની તરફ જોઈ રહ્યો.

અર્ધ ઉઘાડે માથે બેઠેલી, રોટલી શેકતી રજનીને જોઇ રમેશને બહેન તરફ મમતા પ્રગટી ! તેની કર્તવ્યપરાયણતા માટે હંમેશાં તે ઓછો ઓછો થતો.

પત્ર ચલાવવું, સ્કૂલની નોકરી કરવી અને ઘરવ્યવસ્થા સંભાળવી—બધુંયે હસતે ચહેરે રજની કરી રહી હતી ! કાંત તેને થોડી મદદ આપતો; પરંતુ સાચો ભાર તો રજની ઉઠાવી રહી હતી.

'બસ હવે ભાત લાવો !'—એમ જયરાજે કહ્યું ત્યારે રજનીએ 'ના, એક રોટલી લેવી પડશે.' તેમ કહી આગ્રહ કર્યો અને આગ્રહને વશ થઇ જયરાજે એક રોટલી વધારે લીધી. કાંતને ભાત ન આપતાં તેણે બીજી રોટલી તેની થાળીમાં આપી ત્યારે કાંતે કહ્યું : 'ઓફિસે જવા દેવો છે કે નહિ ?' અને રમેશની પ્રકૃતિને જાણતી રજનીએ કંઇ વધારે આગ્રહ કર્યો નહિ.

જમ્યા પછી જયરાજ તથા રમેશ ચાલતા થયા. અને કાંતને જતો અટકાવી તે બોલીઃ 'કાંત, તારે તો અગિયારે પહોંચવાનું છે. શી ઉતાવળ છે ? હું પણ તારી સાથે જ આવું છું.' અને તે તવી ઉતારતી જમવા બેઠી.

વરંડામાં 'સ્ત્રી સંદેશ' નાં પાનાં ફેરવતા કાંતને બોલાવતાં રજનીએ કહ્યું: 'અહીં બેસ ને !'

અને પોતાની સામે જ ચોકામાં તેણે પાટલો નાંખ્યો.

'તું જમી લે ને ! હું જરા તારો આ અગ્રલેખ વાંચી લઉં !' કાંતે કહ્યું.

'એ તો વંચાશે, જરા અહીં બેસને. ત્યાં હું જમી લઉં.'

'તે બેઠા વિના નહિ જમાય ?'

'ના, તું બેઠો હશે તો જમવામાં મજા પડશે. હું આજે કંઇક વિચારમગ્ન છું !'

'તું કે'દી નથી હોતી ?' કહેતો કે તે રજની સામે પાટલા ઉપર બેઠો.

રજની થોડી વાર તો મૌન રહી ને જમવા લાગી. ફરી કંઈક મુંઝવણ અનુભવતી તે કાંતને જોઈ રહી. ફરી તે નીચું જોઈ કોળિયા લેવા લાગી. થોડી વાર પછી કંઈક ધીમેથી તે બોલી : 'કાંત! ગમે તેમ હોય, પરંતુ જયરાજથી હું ડરું છું !'

'તારી પોતાની જાત ઉપરનો એ અવિશ્વાસ છે, રજની !'

રજની વિચારે ચડી. કાંતે પૂછ્યું,

'મારાથી તો ડરતી નથી ને ?'

અને રજની હસી પડી. કાંતે ફરી કહ્યું : 'શ્રદ્ધાની ઉણપ જ ભય ઊભો કરે છે, રજની !'

અને ટટ્ટાર થતી રજની બોલી : 'ચાલ, કાંત હું તૈયાર છું !'

કાંતના હૃદયમાં પ્રશ્ન ઊઠયો : "ક્યાં ?'

## ૧૮

**અ**શોકે ડ્રોઈંગરૂમમાં પ્રવેશ કર્યો, ત્યારે કાંત 'સમાજવાદ એન્ડ કોંગ્રેસ' નામનું પુસ્તક વાંચી રહ્યો હતો.

કોટ ખીંટીએ ટાંગતાં તેણે કાંત આગળ ખુરસી લીધી અને બેસતાં બેસતાં કહ્યું: 'કાંત ! તારી સામે ફરિયાદ છે !'

ચોપડીમાંથી માથું ઊંચું કરતાં કાંતે તેના સામું જોયું અને બોલ્યો: 'મારી સામે ?'

'હા, તારી સામે !'

'કોની ?'

'બાપુજીની.'

'બાપુજીની ?'

'હા, મજૂરોને તું બગાડી રહ્યો છે. તેમનામાં અસંતોષ પ્રેરી રહ્યો છે તેવો સુરેશબાબુનો તારી સામે આક્ષેપ છે. બાપુજીએ તેને કહ્યું કે–કાંત ઘરનો માણસ થઈને આવું પગલું ભરે નહિ. મને તો તેણે સાધારણ સૂચના કરી કે કાંતની ભૂલ થતી હોય તો સમજાવજે.'

'અશોક! મજૂરોને તેમની સ્થિતિ સમજાવવી, તેમનું આત્મભાન જાગૃત કરવું—એ જો ભૂલ હોય...'

કાંત વાક્ય પૂરું કરે તે પહેલાં અશોકે કહ્યું: 'હા, એ ભૂલ જ છે!'

'તું યે પણ એમ જ માને છે?'

'માનવા–ન માનવાપણું આમાં કંઇ છે જ નહિ. બાપુજીને મન એ ભૂલ છે, એટલે મારે એને ભૂલ સમજવી જ રહી.'

'પરંતુ મને એમાં કંઈ ભૂલ લાગતી નથી.' કાંતે કહ્યું.

'તારે તારી મર્યાદા સમજવી જોઈએ.' અશોકે જવાબ આપ્યો.

'એટલે?'

'એટલે એમ કે તું એક સાથે મજૂરોનો અને મીલમાલિકનો બન્નેનો પ્રતિનિધિ રહી શકતો નથી.'

'હું બન્નેનું હિત ચાહું છું.'

'એ તારી માન્યતા છે. એ માન્યતા બાપુજીને માન્ય નથી.'

'ત્યારે?' કાંતે વ્યગ્ર થઇ પૂછ્યું.

'તારે તારી પ્રવૃત્તિ બંધ કરવી જોઇએ.'

'એ ન બની શકે તેમ હોય તો?'

'તો બાપુજીને તારે સંકટમાંથી ઉગારી લેવા જોઈએ! તારી આ પ્રવૃત્તિ તો મને ય રુચતી નથી. તારે કારખાનામાં રહેવું જ હોય તો તેમની ઇચ્છાને માન આપવું જોઈએ. એ તારાથી ન બની શકે તેમ હોય તો તને કંઈ કહેવું પડે એ પહેલાં તારે સમજી જવું જોઇએ.'

ઊંડા વિચારમાંથી જાગતો હોય તેમ કાંતે કહ્યું:

'ઓહો! સમજ્યો! બાપુજી ઇચ્છે છે કે મારે કારખાનામાંથી છૂટા થવું જોઇએ.'

'ના, બાપુજી એવું નથી ઇચ્છતા. શું કરવું, શું ન કરવું એ તારી ઇચ્છાનો પ્રશ્ન છે. એ તો ઇચ્છે છે કે તું રહે, પરંતુ તારાથી રહી શકાય તેમ ન હોય તો પરાણે એ રોકી ન શકે. લાચાર થઇને તને છૂટો કરવો જ પડે.'

કાંત પરિસ્થિતિ સમજી ગયો. તેણે ગળગળાં થતાં કહ્યું: 'સારૂં, અશોક! રાજીનામું દેવા સિવાય મારી પાસે બીજો કોઇ રસ્તો નથી.'

'આથી આપણા સંબંધમાં કંઈ યે ફરક પડતો નથી સમજ્યોને કાંત! ક્યારેક સિદ્ધાંતને ખાતર માણસે થોડું ઘણું વેઠવું પડે છે. કદાચ જગતની દૃષ્ટિએ આપણે પરસ્પર વિરોધી દેખાઇશું. એવી ઘડી પણ આવી પહોંચે કે વિરોધી તરીકે આપણે મોરચા માંડવા પડે, છતાંયે આપણે મિત્ર રહેવાના છીયેં. આ તારૂં ઘર જ છે એમ સમજજે.' અશોકે ગળગળાં થતાં કહ્યું. અને તે પછી બહાર નીકળી ગયો.

કાંતે પાસે પડેલા કાગળને લીધો અને જગમોહનદાસ શેઠ ઉપર લખી નાંખ્યું. તે તેણે ફરી વાંચ્યું. પોતે કંઇ ભૂલ તો નહોતો કરી રહ્યોને? પોતાની આસપાસની પરિસ્થિતિનું ફરી અવલોકન કરી રહ્યો.

દોઢ વર્ષમાં મજૂરોના સંપર્કમાં આવ્યા પછી તેણે શું જોયું હતું? કારમી કંગાલિયતમાં રિબાતા મજૂરોના ઝુંપડામાં તેણે અસહાય માતાઓ જોઈ હતી.

કેટલાં કેટલાં દૃશ્યોએ તેને રોવરાવ્યો હતાં!' આઠ વર્ષના જુવાન બાળકને ટાઇફોડમાં તરફડતો જોઇ માતા ગભરાતી હતી. દવાના ડોઝ સાથે ડોક્ટર સૂચના આપતો હતો. તાવ ઝેરી છે, વધારે ચડે ત્યારે માથે બરફ મૂકતાં રહેજો. બાળકને કંઇ ખાવાનું ન આપતાં. આપજો માત્ર મોસંબીનો રસ—ગ્લુકોઝ બાર્લી વગેરે—"

અને હં, હં કરતી માતા સાંભળતી હતી. ઘેર આવી તરસથી ટળવળતાં બાળકને ઠંડું પાણી આપતી, ભૂખથી વ્યાકુળ થતા બાળકને ક્યારેક રાબ પાતી તો ક્યારેક દૂધના અંશ વિનાનો કાળો ડૂલા જેવો ચા પાતી.

ગંગાડોશી ખબર કાઢવા આવતાં અને બાળકને માથે હાથ મૂકી કહેતાં: 'અરર માડી! તાવ તો બળબળ્યો જાય છે. જાણે ધાણી ફૂટે એવો, મોતી વહુ! છોકરાને માથે બરફ તો રાખ માડી!' ત્યારે મોતી વહુ જવાબ આપતી: 'મા, શરદીનો તાવ રહ્યો. એટલે બરફ થોડો મુકાય છે?'

અને આ આત્મવંચના કરતી માતા ઊંડો નિસાસો મૂકતી. મોસંબીથી શરદી થવાનો ભય છે, તેવું કોઈને જવાબમાં કહેતી. અને ડૉકટરની સૂચના યાદ આવતાં હૃદયમાં કંઇનું કંઈ અનુભવતી.

એથી યે ભયંકર હૃદયને ચીરી નાખે તેવી ઘટનાઓ પોતે પોતાની આંખે જોઇ હતી. અને તેની સામે જગમોહનપુરમાં ઊભી કરેલી સુરેશબાબુની સંસ્થાઓ તરવરી રહી. આ બાલમંદિર! આ વિદ્યાલય! આ પ્રસૂતિગૃહ! ના, ના, એ બધાંયે થીંગડાં છે મજૂરોની મશ્કરી છે? પ્રથમ પ્રશ્ન તો તે માણસની રીતે જીવી શકે તેટલું તેને વળતર મળવું જોઇએ તે છે!

અનેક વિચારો આગળ વધતાં તેને લાગ્યું કે સુરેશબાબુની ભલમનસાઈનો લાભ ઉઠાવાઈ રહ્યો છે. મજૂરોના હિતની દૃષ્ટિએ સુરેશબાબુ પ્રત્યાઘાતી છે.

મજૂરોના સાચા હિતને વાજબી માંગને તે અવરોધી રહ્યા છે. તેમના દ્વારા જ મજૂરોનું શોષણ થઈ રહ્યું છે. અને આ ભલા માનવીને તે સમજાતું નથી. હું સમજાવી રહ્યો છું તે તેને ગમતું નથી. પોતાને સમાજવાદી કહેવડાવતા સુરેશબાબુની વિચારણા કે કાર્યપદ્ધતિમાં ક્યાંય

સિદ્ધાંત નથી. તે પોતાની ધૂન પ્રમાણે–પોતાની મર્યાદા પ્રમાણે કામ કરી રહ્યા છે. અને મજૂરોના સાચા પ્રશ્નને ગુંગળાવી રહ્યા છે.

મારો આત્મા સાક્ષી પૂરે છે કે જે કંઇ હું કરી રહ્યો છું તે બરોબર જ છે. અને આ છેવટનો નિર્ણય કરી રાજીનામાનો પત્ર તે ફરી વાંચી ગયો. તે અચાનક ત્યાંથી ઊઠયો અને બહાર નીકળી ગયો.

લતામંડપમાં માલા ગૂંથતી માલતીએ તેને સાદ પાડયો. તેણે પાછું વાળી જોયું તો બાગમાં ફુવારા પાસે ઊભેલી માલતી હાથમાં માળા લઇ ઊભી હતી.

માલતી તેની પાસે આવતાં અચાનક તેનાથી પુછાઈ ગયું: 'કોના માટે તૈયાર કરી છે?'

'ખબર નથી.' માલતીએ જવાબ આપ્યો. અનિમિષ નજરે કાંત તરફ જોઈ તે જોઈ જ રહી.

થોડી વાર તો શું બોલવું તે ન સૂઝતાં કાંત મૌન ઊભો રહ્યો. માલતીએ જ મૌનનો ભંગ કરતાં પૂછ્યું: 'કઈ તરફ?'

'ખબર નથી.' કાંતે જવાબ આપ્યો.

માલતી મુંઝાઈ. પોતાના જવાબનો આ જવાબ તો નહોતો?

માલતીએ થોડીવાર વિચાર કર્યા પછી ફરી પ્રશ્ન કર્યો:

'અશોક કહેતો હતો કે તમે રાજીનામું આપી રહ્યા છો. એ સાચી વાત છે?'

'હા.'

'બીજો કોઈ ઉપાય નથી?'

'ના.'

'બાપુજીને હું સમજાવીશ!'

'નિરર્થક પ્રયત્ન કરી જોવો હોય તો તમારી ઈચ્છા.'

'સુરેશબાબુને કહું તો?'

'કહી જુઓ. સુરેશબાબુ અને બાપુજી જુદા નથી.'

'હં, ત્યારે તમને હું શી રીતે ઉપયોગી થઇ શકું?'

'માલતી, તમને આવી કફોડી સ્થિતિમાં મૂકવાનું હું ઉચિત ધારતો નથી.'

'મારા હૃદયને હું છેતરી શકીશ નહિ.'

'ઘરમાં કલહ ઊભો કરવાનું તહોમત મારે શિરે આવશે.'

'સમાજવાદી વિચારશ્રેણી તમારા પહેલાં મેં સ્વીકારી છે અને તે વાત સૌ કોઈ જાણે છે.'

'એ સાચું છે, છતાંયે એવી સલાહ હું તમને આપતો નથી.'

'ખેર! પ્રસંગે જોવાશે. બાકી કાંત તમારી હરકોઈ પ્રવૃત્તિમાં હું તમારી સાથે જ છું. અને જુઓ સિધ્ધેશ્વર તમારી માન્યતાને મળતા જ છે; એટલે કંઈક સક્રિય સાથ તમને મળી રહેશે.'

'મારે શું કરવું જોઈએ તે હું પોતે હજી નિર્ણય કરી શકયો નથી. ખેર, માલતી આપણે ફરી મળીશું.'

એટલું કહેતાં કાંત ત્યાંથી ચાલતો થયો. અને દોઢ વર્ષ પહેલાં જોયેલા આ જુવાનની તે વખતની સ્મૃતિ તેના હૃદયમાં તાજી થઈ!

## ૧૯

યૌવનની પાંખે ઉડતી સુમન, સ્વપ્નસૃષ્ટિ સર્જતી, પોતાની રચેલી એ સૃષ્ટિમાં રાચતી અને અવનવા સોણલામાં મહાલતી.

સાંજના વાળુ કર્યા પછી તે પોતાના રૂમમાં આવી. નાના શિરીષ સાથે વાતોએ વળગી. થોડીવાર તો શિરીષ તેની વાતોથી ખૂશી થતો બેઠો, પરંતુ સુમનની વાતો નીરસ લાગતાં તે ત્યાંથી તેને ખબર ન પડે તેમ ધ્યાન ચુકાવી ચાલ્યો ગયો. એકલી પડતાં તે મુંઝાવા લાગી. પોતાના રૂમમાંથી દેખાતી સામેના બિલ્ડિંગની દિવાલો ઊજળી દૂધ જેવી લાગતાં તેને ચાંદનીનો ખ્યાલ આવ્યો. બારી પાસે ઊભી રહી તે ચંદ્રમાને નીરખી રહી. અને દીલમાં કંઈક બેચેની અનુભવતી તે બહાર નીકળી. તેણે ડ્રાઇવરને ગાડી તૈયાર કરવા કહ્યું: અને પોતે વસ્ત્ર બદલવા લાગી.

અને આયનામાં પોતાના પ્રતિબિંબને નિહાળતી તે કલ્પનાના તરંગે ચઢી. જયરાજની મૂર્તિ તેની મનોચક્ષુ સમીપ ખડી થઈ. જયરાજ કોણ હતો? તેના હૃદયમાં જયરાજ શા માટે જડાયો હતો? જયરાજની પાછળ શા માટે તે ઘેલી થતી હતી?

જયરાજની બિમારીના દિવસો તેને યાદ આવ્યા. વાત તો ૭ મહિના પહેલાંની હતી. પરંતુ તે સમયનું દૃશ્ય જાણે આજનું જ હોય, તેમ તેની નજર આગળ તરવરી રહ્યું. સખત તાવમાં સપડાયેલા જયરાજના ઓશીકા આગળ બેસી પોતે કોલનવોટરના પોતાં મૂકતી હતી. બરફની થેલી તેના શિર ઉપર ફેરવતી હતી.

તાવમાં જયરાજ ક્યારેક 'સુમન, સુમન' લવતો હતો અને જયરાજના હાથને દબાવતી. તેના મસ્તક ઉપર હાથ ફેરવતી પોતે કેવી કેવી કલ્પના કરી રહી હતી?

જયરાજની બિમારીથી ક્યારેક ગભરાતી, તો 'જલદી ઠીક થઇ જશે, તેવા પ્રોત્સાહનથી કંઇક કંઇક તરંગો ઘડતી તે. તેની પાસેથી એક ક્ષણ પણ ખસતી નહિ.

તાવનું ઘેન ઉતરતાં આંખો ઉઘાડતો જયરાજ તેની પાસે બેઠેલી સુમનને જોઈ કહેતો : 'સુમન, આમ તો તું થાકી જઇશ. જરા બહાર જઈ આવતી હોય તો!'

'તમને આરામ થઈ જવા દો. હરવું ફરવું તો પછી છેને!' સુમન સામો જવાબ આપતી.

અને કંઈ પણ બોલ્યા વિના જયરાજ આંખો બંધ કરી પડયો રહેતો. ક્યારેક સુમનના હાથમાં અજાણતાં પડેલો પોતાનો હાથ એમને એમ રહેવા દેતો.

માનકુંવર આવતાં સુમન સાવધ થઇ જતી, પરંતુ એક વખત તો શરમની મારી 'જમીન મારગ દે તો સારું!' એવી કફોડી સ્થિતિમાં આવી પડી હતી.

રૂમનું બારણું ઠાલું વાસેલું હતું. કોઇના આવવાની સંભાવના

હતી નહિ. બપોરનો સમય હતો. આડુંઅવળું જોતાં તેણે નીચા નમી જયરાજના કપોલ ઉપર ચુંબન લીધું અને માહસુખભાઈએ પ્રવેશ કર્યો.

તે આ દૃશ્યથી જરા અચકાયા. પરંતુ પોતે કંઈ જોયું જ ન હોય તેમ દેખાવ કરી તેણે કહ્યું: 'કેટલો તાવ છે સુમન! અત્યારે તો કંઈક ઠીક હોય તેમ લાગે છે!'

અને ગભરાતી સુમને જવાબ આપ્યો: 'તાવ તો બહુ ઓછો લાગે છે.'

'હં. સારવારમાં બરોબર ધ્યાન રાખજે!' એટલું કહેતાં માહ-સુખભાઈ ત્યાંથી ચાલ્યા ગયા.

આરામ થયા પછી પણ જયરાજ થોડા દિવસ તેને ત્યાં રોકાયો હતો. અને સુમનને આવી જાતની પ્રેમચેષ્ટા કરતી તેણે પકડી પાડી હતી. અને મજાકમાં તેણે કહેલું: 'લુચ્ચી, આમ કોઈનાં દીલ ચોરાતાં હશે?'

ત્યાર પછી તો કેટલીયે વખતે તેણે પ્રસંગોપાત રોમાંચ અનુભવ્યા હતા અને એ રોમાંચની મધુર કલ્પના તેના દીલને તરબતર કરતી. એક એક પ્રસંગ જે જુદી જુદી રીતે તે દીલમાં વણતી, તેની કલ્પનામાં રાત્રિઓ ગાળતી અને એ જ મધુરા સ્વપ્ન સાથે તે ઊઠતી.

ડ્રાઇવરે હાકલ મારી: 'બહેન, ગાડી તૈયાર છે!' ત્યારે જ પફ, પાઉડરમાંથી અને વિચારોની સૃષ્ટિમાંથી તે પરવારી અને ગાડીમાં બેઠી.

જયરાજના રૂમમાં આવી ઊભી ત્યારે જયરાજે કહ્યું: 'ઓહો! અત્યારે સુમન?'

'હા, આજે તો એકલા એકલા ગમતું નહોતું. દીલમાં થયું કે ચાંદની રાત છે. થોડીવાર ફરી આવીએ !'

જયરાજે તૈયાર થતાં કહ્યું: 'ચાલો, રજનીને બોલાવતા જઇએ. ગાડી રજનીના ઘર આગળ આવી ઊભી, પરંતુ રજની ઘેર હતી નહિ; એટલે લેઇક તરફ જવાનું નક્કી કરી ગાડીને તે તરફ વાળવાનું ડ્રાઇવરને સૂચન કર્યું. લેઇકરોડ આગળ ગાડી ઊભી રખાવી. બંને ત્યાં ઊતરી પડયાં અને ચાલવા લાગ્યાં.

જયરાજે દૂર નજર ફેંકતાં કહ્યું–'આપણે ત્યાં જ પેલા બૌદ્ધ મંદિર આગળ બેસીશું ને ?'

'ઓહો ! એટલે દૂર ? ત્યાં શા માટે ? આ પુલ આગળ જ બેસીએ તો ?'

જવાબ આપતી ~~રજનીએ~~ સુમને જયરાજનો હાથ પોતાના હાથમાં લીધો અને ચાલવા લાગી.

થોડે થોડે અંતરે ટમટમી રહેલા વીજળીના દીવા અજવાળિયામાં ફિક્કા અને નિર્જીવ લાગતા હતા. જયરાજ ઘડીમાં ચંદ્ર તરફ તો ઘડીમાં સુમન તરફ જોતો હતો. કદાચ ચંદ્ર સાથે સુમનની સરખામણી કરી રહ્યો હશે ? આ નીરવ શાંત જગ્યામાં જગતની બધી ભાંજગડ ભૂલી તે શાંત ચિત્તે ચાલ્યો જતો હતો. સુમનનું સાન્નિધ્ય તેને પ્રસન્નતા આપી રહ્યું હતું. આ શાંત પળોએ તેના આંતર–હૃદયને જગાડ્યું. તે પોતાના હૃદયને પૂછી રહ્યો–કોને તે ચાહે છે ? કોણ તેની પ્રિયતમા હતી ? રજની ? સુમન ?

સુમન ? હા સુમનને તે ચાહતો હતો. સુમન તેને ચાહતી હતી. સુમનના સાન્નિધ્યે તેને જીવન ભર્યું ભર્યું લાગતું હતું. સુમનનું સાન્નિ-

ધ્ય તેને પ્રેરણા આપતું હતું. સુમનનું સૌંદર્ય તેની ઊર્મિને–તેની આકાંક્ષાને જગાડતું હતું. તેને જીવન બક્ષતું હતું.

ત્યારે રજની! હા, રજની પ્રત્યે હંમેશાં તે આકર્ષાતો હતો. તેની પ્રત્યે તેને અતિ મમતા હતી. પણ...પણ હૃદયના ઊંડાણમાંથી ધ્વનિ આવ્યો.

'સુમન' તેની પ્રિયતમા થવાને યોગ્ય હતી? રજનીની બુદ્ધિ-પ્રતિભાથી તે અંજાતો હતો. એ સાચું હતું, પરંતુ—ના! હૃદયની ભૂખ માત્ર બુદ્ધિથી જ સંતોષાતી નથી. રજનીના અજબ આકર્ષણે ક્યારેક તેના તરફ તે ઢળતો હતો. એ સાચી વાત હતી. રજનીના કાવ્યે—લેખોએ વર્ષો થયાં તેને આકર્ષ્યો હતો. પરંતુ શા માટે તે સુમન તરફ ખેંચાતો હતો? તે સમજાતું નહોતું. સુમનને જોતાં તે રજનીને ભૂલી જતો હતો. એ વાતે ય સાચી હતી.

બન્ને યૌવના હતી, પરંતુ સુમનનું યૌવન તેને આમંત્રી રહ્યું હતું. રજની પ્રત્યે તો માત્ર સ્નેહ–આકર્ષણ, સદ્‌ભાવ અને સહાનુભૂતિ જ તેના દીલમાં જાગતી. તેના હૃદયે તેણે ફરી વિચારી જોયું અને નક્કી કર્યું: 'સુમન જ તેની પ્રિયતમા થઈ શકે. રજનીની તરફનો તેનો પ્રેમ તો બહેન ઉપર ભાઈનો પ્રેમ જેવો હતો. અને તેના હૃદયે પણ જાણ્યે સાક્ષી આપી હોય તેમ તેને લાગ્યું અને આ નિર્ણયનો સાક્ષી જાણે ચંદ્ર હોય તેમ તેણે ચંદ્ર તરફ જોયું.

તેના મૌનથી અકળાતી સુમને કહ્યું: 'આજે શું મૌનવ્રત લીધું છે, જયરાજ?'

'ના, આજે પ્રેમવ્રત લીધું છે.' જયરાજે કહ્યું અને તે ચંદ્ર તરફ જોઈ રહ્યો.

'ઘડી ઘડી ચંદ્ર સામે શું જોઈ રહ્યા છો તે સમજાતું નથી.' સુમને કહ્યું.

'ચંદ્ર સાથે સરખામણી કરી રહ્યો છું !" જયરાજે કહ્યું.

'કોની ?' સુમને પૂછ્યું.

'તારી !' જયરાજે જવાબ આપ્યો. સુમન જરા શરમાઈ. પુલ પાસે આવતાં બન્ને એક બાંકડા ઉપર બેઠાં.

પાસેથી જ પસાર થતા એક યુવાન બંગાલી–દંપતીને બન્ને જોઇ રહ્યાં અને તેમના ગયા પછી હવામાં ફરફરતાં વસ્ત્રોને સંકોરતી સુમન તરફ જયરાજ એકી નજરે નિહાળી રહ્યો. હવામાં ઊડતા જય-રાજના બાલ તરફ સુમન જોઈ રહી. જયરાજે કહ્યું : "કેમ, શું જોઇ રહી છે ?'

'કંઇ નહિ.'

'ના, ના. કંઈક તો ખરું જ.' જયરાજે કહ્યું.

સુમને જરા સ્મિત કરતાં કહ્યું : 'જયરાજ, તમે પરણવાના છો ક્યારે ?'

'તું ક્યારે પરણવાની છે, સુમન !' જયરાજે પૂછ્યું.

'તમે પરણશો ત્યારે.'

'હું પણ......' 'પણ તને ખબર છે ? તારા માટે તારા બાપુએ એક સરસ ડૉકટરને શોધી કાઢેલ છે !' જયરાજે ગંભીર થતાં કહ્યું.

'જાઓ, જાઓ. ખોટાબોલા નહિ તો ?'

'ખરું કહું છું સુમન !' જયરાજે કહ્યું.

'તો ડૉકટર સાહેબ રખડી પડવાના.'

'કારણ ?'

'હું તો પરણી ચૂકી છું.'

'ક્યારે ? કોને ?' અધીરતાથી જયરાજે પૂછ્યુ.

'અત્યારે જ. આ ચંદ્રને !'

જયરાજે જે સાંભળવાની ઇચ્છા રાખી હતી તે ન સાંભળતાં તે નિરાશ થયો.

વાત ઉડાવવાની સુમનની આ રીતથી તેને ગુસ્સો પણ આવ્યો. પરંતુ સુમન ઊભી થતી બોલી, 'જયરાજ! ચાલો. હવે જઈએ. અને જયરાજ પણ ઊભો થયો. છૂટા પડતાં સુમને કહ્યું, 'જયરાજ, બાપુજીને મારા તરફથી કહી દેજો કે સુમને લગ્ન કરી લીધાં છે. કોની સાથે ? કહું ? – જયરાજ સાથે !'

## ૨૦

વત્સલાની આજે વર્ષગાંઠ હતી. સ્નેહીઓ, સંબંધીઓ અને મિત્રો તરફથી તરેહતરેહની ભેટસોગાદો આવી રહી* હતી. વત્સલાના મિત્રોને સાંજે ટીપાર્ટી આપવામાં આવી હતી. આતુરહૃદયે વત્સલા અશોકની રાહ જોઈ રહી હતી, પરંતુ અશોક આવ્યો નહિ. તેનું હૃદય ડામાડોળ બની ગયું. શા માટે અશોક નહિ આવ્યો હોય?

વિજયસિંહને પણ એ જ પ્રશ્ન મૂંઝવી રહ્યો હતો. વત્સલાનો તેના ઉપર પ્રગાઢ પ્રેમ હતો એ તે જાણતો હતો અને જગમોહનદાસ શેઠ સાથે જે કંઈ વાતો થયેલી તેટલા ઉપરથી વત્સલાનાં અશોક સાથે લગ્ન કરી આપી હંમેશનો સંબંધ બાંધવાને તે ઉત્સુક હતો. તેણે ઓફિસે ટેલીફોન કરી જોયો, પરંતુ 'અશોક અહીંથી ક્યારનોય નીકળી ગયો છે'--તેવા સમાચાર સાંપડયા.

અનેક તર્કવિતર્ક કરતાં બન્નેએ તેની રાહ જોઈ. મિજલસ વિખેરાતાં નિરાશ થયેલી વત્સલા વિજયકુંજમાં આવી હોજની પાળે બેસી કંઈક ગણગણી રહી હતી.

પાણીમાં તરતી સારસની જોડી તેની પાસે આવી આવી દૂર

નાસી જતી હતી. ક્યારેક પાણીમાં ડૂબકીઓ મારી અદૃશ્ય બની જતી હતી. વત્સલાને લાગ્યું, આ દંપતી આજે તેની હાંસી તો નહોતું કરી રહ્યું ને ?

વિશાળ બગીચામાં તે નજર દોડાવી દોડાવી થાકતી હતી. હવામાં ખડખડતાં ઝાડનાં પાન તેને ચોંકાવતાં હતાં. પાસે જ ફુવારામાંથી ઊડતા જલશિકરો તેનો વિચારભંગ કરતા હતા.

ચારે તરફ પથરાયેલી ફૂલવેલો, આરસનો હોજ, થોડે થોડે દૂર ઊડતા ફુવારા બગીચાની શોભાને વધારી રહ્યાં હતાં. આકાશને આંગણે ચંદ્રે પોતાની કલા વિસ્તારી અને આછા આછા અજવાળામાં જગત નાહી રહ્યું.

રાહ જોઈને થાકેલી વત્સલા ઊઠી. ગુલાબના છોડમાંથી તેણે બે–ત્રણ ફૂલો લીધાં અને ગુસ્સાથી પાછાં જમીન ઉપર ફેંક્યાં. આગળ વધતાં મહેકી રહેલાં ડોલરનાં ફૂલ તેને ગમ્યાં અને વાયુ સાથે આવતી એ મહેકથી ખૂશ થતી આરસના ઓટલા આગળ ઊભી રહી.

મોટરનું હોર્ન વાગતું સાંભળી તે બગીચાના દ્વાર તરફ જોઈ રહી. મોટરમાંથી અશોકને બહાર આવતાં તેણે જોયો. તેણે ઉલ્લસિત હૃદયે અશોકને બૂમ મારી,

અશોકે વત્સલાનો અવાજ સાંભળ્યો, પરંતુ વત્સલાને તેણે જોઈ નહિ.

વત્સલા એક કુંજના ઓથે છુપાતી ઊભી રહી. અશોક તેને શોધવા લાગ્યો. તે એક પછી એક કુંજ ફરી વળ્યો. 'વત્સલા'ને સંબોધી તેણે બૂમ મારી.

છેવટે કંઈક ગુસ્સે થતાં, કંઈક નિરાશ થતાં તે એક બાંકડા ઉપર બેઠો. થોડીક ક્ષણો પસાર થઈ. અધીર વત્સલાને લાગ્યું કે અશોકને વધારે ટળવળાવવો તે ઠીક નહિ !

તે કુંજમાંથી બહાર નીકળી. પાછળથી આવી અશોકની આંખોને તેણે દાબી. 'છોડ, છોડ. વત્સલા!'–કહેતા અશોકે તેના બન્ને હાથ પકડયા.

અને હસતી હસતી વત્સલા અશોક સામે આવી ગુસ્સે થતી તેના તરફ રોષભરી નજરે જોઈ રહી.

'મને માફ કરજે વત્સલા!' અશોકે બોલવું શરૂ કર્યું. રોષભરી વત્સલા મૂંગી જ રહી.

'છેક સાંજે જ ખ્યાલ આવ્યો કે આજે તારી વર્ષગાંઠ છે.' અશોકે કહ્યું.

'છતાં યે ભાઇસાહેબથી સાંજે આવી શકાયું નહિ,' વત્સલાએ ગુસ્સાથી કહ્યું.

'તારા માટે શું ભેટ લાવવી તેની શોધમાં ન્યૂમાર્કેટ આખી ફરી વળ્યો.' અશોકે જવાબ આપ્યો.

વત્સલાનો રોષ ઊતરી ગયો. ન્યૂમાર્કેટ ખુંદી અશોક શી ભેટ લાવ્યો હતો તે જોવા તે તલસી રહી.

તે બોલીઃ 'સાંજે ઓફિસે તેમ જ ઘેર ટેલિફોન કરી જોયો, પરંતુ તમે બહાર નીકળી ગયા હતા.'

'હા, હું ત્યાંથી સીધો ન્યૂમાર્કેટ ગયો. ત્યાં કંઇ ન સાંપડતાં 'હોલ એન્ડ એન્ડર્સન'ને ત્યાં ગયો, ત્યાંથી છેવટે નિરાશ થઇ 'વ્હાઇટવે લેડલો'માં ગયો.' અશોકે કહ્યું.

'પછી લાવ્યા શું?' અધીર થઇ વત્સલાએ પૂછ્યું.

'તું કહે જોઉં?' અશોકે કહ્યું.

'ભૂત–ભવિષ્ય જાણવાની મારામાં શક્તિ હોત તો હું તમને પૂછત જ શા માટે?'

'કલ્પના તો કરી જો !'

'હેનરી ફોર્ડની આત્મકથા !' વત્સલાએ વ્યંગ કરતાં કહ્યું.

પોતાના અડગ પુરુષાર્થ અને શ્રદ્ધાના બળે વ્યાપારી જગતમાં આગળ વધેલા આ મહાન નરની આત્મકથાનો અશોક શોખીન હતો. તે વારંવાર તે જ પુસ્તકને વાંચતો. અને વાતવાતમાંથી તેના ફકરાનું ટાંચણ કરતો.

'ખોટી.' અશોકે કહ્યું.

'ચાંદનો ટૂકડો ?' હસતી વત્સલાએ કહ્યું.

'આભ સુધી પહોંચવાની હામ હજી મારામાં આવી નથી.' અશોકે જવાબ આપ્યો.

'ત્યારે કંઈ નહિ !' વત્સલાએ થાકતાં કહ્યું.

'ના, ના; એમ થાકયે ન ચાલે. કંઈક કલ્પના તો કરી જો !' અશોકે કહ્યું.

'કલ્પના કરી શકતી હોત તો સરસ કાવ્યો ન લખત !' વત્સલાએ જવાબ આપ્યો.

અશોકે પાસે પડેલા બંડલમાંથી આરસના પથ્થરનો બનાવેલો—'તાજમહાલ' તેની સામે મૂક્યો.

વત્સલા ઘડીભર જોઈ રહી. પુલકિત હૃદયે બોલી; 'આ તાજ-મહાલ' તમને કયાંથી યાદ આવ્યો ?'

અને ચાંદનીમાં વધારે સુંદર લાગતા તાજમહાલને તેણે હાથમાં લીધો. તેની સામે તે અનિમિષ નયને જોઈ રહી.

સમ્રાટ શાહજહાં તેની નજર સામે જાણે આવી ઊભો. મુમ-તાઝ તેની આંખ સામે તરવરી રહી.

કાશ્મીરની કુંજોમાં હાથમાં હાથ બીડાવી ભટકતા આ સમ્રાટ અને સમ્રાજ્ઞી તેને ઉદ્બોધી રહ્યાં હતાં. તેને કંઈક કહી રહ્યાં હતાં.

ભારતસમ્રાટ શાહજહાંએ જાણે તેને કહ્યું: 'ના, ના. વત્સલા ! તું ભૂલી રહી છે.' આ તાજમહાલ – આરસનો તાજમહાલ નથી. જરા જોતો ખરી. એ તો મુમતાઝ પાછળ ઝુરતા શાહજહાંનું અશ્રુ છે – એ ઢલવાતા અશ્રુ તાજમહાલ રૂપે થીઝી ગયાં છે.'

વત્સલા જાણે નિદ્રામાંથી જાગતી હોય તેમ બોલી:

'અશોક, આ તાજમહાલ નથી. આ તો સમ્રાટ શાહજહાંનાં પ્રેમ–અશ્રુ છે!'

અને હૃદયમાં કંઈક ગમમીની અનુભવતા અશોકે માત્ર 'હ'કારમાં માથું ધુણાવ્યું.

કેટલીયે પળો સુધી તાજમહાલને બન્ને નિહાળી રહ્યાં.

બન્ને એક બીજા તરફ જોઈ રહ્યાં. ચંદ્ર જાણે 'અમી' વર્ષાવી રહ્યો હતો!

ગદ્‌ગદ્ થતી વત્સલાએ કહ્યું: 'મુમતાઝ થવાની ઈશ્વિર મને પ્રેરણા આપે!'

'અને મને?' અશોકે પૂછ્યુ.

'મારા શાહજહાં થવાની.' વત્સલાએ જવાબ આપ્યો.

'વાહ રે!' કહેતાં જ જાણે અશોક વત્સલાના મરોડદાર દેહનું પાન કરી રહ્યો હતો.

'ચાલો, અશોક! આપણે ઘરમાં જઈએ!'

'ચાલો!' અશોકે કહ્યું.

બન્ને દિવાનખાનામાં આવ્યાં. વિજયસિંહ પગથિયાં ચડતી આ જોડીને જોઈ રહ્યો. અને સામે આવી તેણે અશોકનો હાથ પકડી કહ્યું:

'અશોક! આજે તો તેં ખૂબ રાહ જોવરાવી. હું તો નિરાશ થઈ ગયો!' વિજયસિંહે કહ્યું.

નિરાશ થવાનું કંઈ કારણ નથી, તેમ કહેવા માગતી હોય તેમ ' તાજમહાલ 'ને વિજયસિંહ આગળ ધરતાં વત્સલા બોલી :

' અશોક મારા માટે આ ભેટ લાવેલ છે!'

' ઓહો ! નાનો હોવા છતાંયે આબેહુબ તાજમહાલની આ પ્રતિકૃતિ છે.' વિજયસિંહે કહ્યું અને કંઈક વિચારમાં બોલ્યો –' આ તાજ મુગલ–સમ્રાટની પ્રેમકથાનું નિત્યે તને સ્મરણ કરાવતો રહેશે. '

' અને પ્રેરણા આપતો રહેશે.' વત્સલાએ તેના વાક્યમાં ઉમેરો કર્યો; અને લાડમાં ઉછરેલી આ બહેન પ્રત્યે વિજયસિંહ મમતાભરી નજરે જોઈ રહ્યો. તેણે અશોકને સંબોધી કહ્યું:

' અશોક, હમણાં હમણાં તું કંઈક ઓછો આવે છે!'

' હા, કામનો ભાર બાપુજી મારા ઉપર લાદતા જાય છે, એટલે હરવાફરવાનો વખત ઓછો મળે છે.' અશોકે કહ્યું.

વત્સલા તરફ જોતાં વિજયે કહ્યું : ' અશોકનો ભાર ઉપાડવામાં તું યે મદદ કરતી હોય તો!'

વત્સલા તેનો કહેવાનો આશય સમજતી ન હોય તેમ તેના તરફ જોઈ રહી. વિજયસિંહે કહ્યું : ' હું જગમોહનદાસને કહેવાનો છું. સાથીદાર તરીકે વત્સલાનેય અશોકના ભારમાં ભાગીદાર થવું છે! ખરુંને ?'

' હા, હા.' વત્સલાએ ઉત્સાહથી જવાબ આપ્યો.

અશોકે ખુબ સમય થયા હોવાનું કહી રજા માગી અને ગાડી સુધી વળાવવા આવેલી વત્સલાએ કહ્યું :

' હવે છટકી શકાય તેમ નથી, અશોક!'

' તે કોને છટકવું છે!' અશોકે પ્રત્યુત્તર આપ્યો.

અને રસ્તા ઉપર દોડી જતી અશોકની ગાડી તરફ ક્યાંય સુધી વત્સલાએ જોયા કર્યું.

૨૧

વૃક્ષોની ડાળીઓએ ડાળીઓએ ફૂટી રહેલાં કુંળાં પાંદડાં વસંતના આગમનની વધાઈ આપતાં હતા. પ્રાતઃકાલની સમીરલહરી શરીરને સ્પર્શતી હૃદયને ઉલ્લસિત કરી રહી હતી.

સવારના પાંચ વાગ્યે ઉઠેલી રજની ઊઠી તો ખરી, પરંતુ પથારીમાં બેઠાં બેઠાં ઝોલાં ખાવા લાગી.

તે રાત્રે વહેલી સૂતી હતી, છતાંયે આંખો ઘેરાતી હતી. થોડી વાર તો તે પથારીમાં પડી રહી. વસંતની વાયુલહરી ધીમે ધીમે આવી તેને ચૂમી જતી હતી.

અને એના સ્પર્શે ઘેન અનુભવતી રજનીના હૃદયમાં કંઈક મીઠી વેદના થતી હતી.

પથારીમાં પડી પડી તે વિચારી રહી. છેલ્લા કેટલાક મહિના થયાં તેના મનની સ્થિતિ વિચિત્ર હતી. તે કંઈક બેચેની અનુભવી રહી હતી. ક્યારેક ક્યારેક તેનું હૃદય નિરાશાથી ભરાઈ જતું હતું. તેને

લાગતું કે આ વિરાટ વિશ્વમાં જાણ્યે તે એકલી અને અટુલી પડી ગઈ હતી.

પોતાની કહી તેને આશ્વાસન આપનારું, તેને માથે હાથ મૂકી પ્રેમથી પંપાળનારું જગતમાં તેનું કોઈ નહોતું. માતાએ તેને તિરસ્કારી હતી. પિતાએ તેને હંમેશને માટે ત્યજી દીધી હતી. માતાની ગોદમાં ક્યારેક માથું નાંખી તે રોઈ શકત! અને મા તેનાં આંસુ લૂછતી તેને આશ્વાસન પણ આપત! પણ ના; સંસારમાં તે સૌને ખોઈ ચૂકી હતી. હમણાં હમણાં તો તેની સ્થિતિ વધારે વિચિત્ર થઈ પડી હતી. જીવનમાં જાણ્યે રસ રહ્યો નહોતો. આસપાસનું જગત તેને નીરસ લાગતું હતું.

રાત્રિઓ શૂન્યકાર લાગતી. ક્યારેક ક્યારેક નિંદરમાંથી તે જાગી ઊઠતી અને કલાકો સુધી જાગતી રહેતી.

અહીં મિત્રો હતા. સાથી હતા. રાતદિવસ તે કામમાં ગુંથાયેલી રહેતી, છતાંયે તેને નિરાશા ઘેરી રહેતી. છતાંયે તેને એકલતા સાલ્યા કરતી. તેને સોરવતું નહિ. ઘડીઘડીમાં મન ઢીલું થઈ જતું.

શા માટે? તેના જેવી અડગ શ્રદ્ધા ધરાવતી – જીવનવ્રત પાછળ સતત પ્રયત્નશીલ સ્ત્રીનો ઉત્સાહ આમ એકાએક કેમ ઓસરી જતો હતો? તેને શું થતું હતું?

તેને થયું, તેના કૌમાર્યવ્રતવિષયક વિચારો ભ્રમણાજનક તો નહોતા? કુદરતની સામે બાથ ભીડવામાં તે ભૂલ તો નહોતી કરી રહી?

બારીમાંથી આવતી પવનની લહરીએ તેના હૃદયમાં ગુદગુદી ઉત્પન્ન કરી. નવજીવનનો સંચાર થયો હોય તેમ તેના વિચારોએ ગતિ કરી!

'ના, ના; આવી નિરાશાજનક પરિસ્થિતિની કલ્પના કરવી તેને

શોભે નહિ! તે એકલી નહોતી. કાંત, જયરાજ, સુમન વગેરે સૌ તેના જ હતા. તે શા માટે એકલી હતી?

કાંત? હા કાંત! કાંતને તે ચાહતી હતી. અને જયરાજને? જયરાજ તેના હૃદયના દ્વારે ઊભો હતો. પરંતુ હૃદયમાં ઘર તો કરી બેઠો હતો કાંત.'

કાંતની ગોદમાં—કાંતના હૃદયમાં પોતે સમાઈ જાય તો? પણ કાંત—ભોળા કાંતને પ્રેમ શું કહેવાય તેનો યે ક્યાં ખ્યાલ હતો? તે તો પોતાની ધૂનમાં ભટકતો હતો. આદર્શ અને સિદ્ધાંત પાછળ ફના થવાનો તેનો સ્વભાવ જ ઘડાયો હતો. તે કોઈને માટે કંઈ કરી રહ્યો છે તેના કંઈ પણ ભાન વગર તે ઘણુંયે કરી રહ્યો હતો.

તેનામાં જાતીયતા જાગી નહોતી. અને પોતામાં? રજની ઘડીભર વિચારી રહી. ખરેખર પોતે જાતીયતાથી મુક્ત હતી? ના; સ્વપ્ન-જગતમાં ક્યારેક અનિચ્છાએ કેટલાંયે સ્વપ્નો ઘડતી હતી. અનિચ્છાએ ક્યારેક જાતીયતા જગાવે તેવું તે લખી નાખતી હતી.

તે આ વૃત્તિ જ દમવાનો પ્રયત્ન કરી રહી હતી. ક્યારેક તે માઝા મૂકતા તેના હૃદયના તોફાનને દાબી દેતી હતી, પરંતુ ક્યારેક ક્યારેક તેનું મન બે-કાબુ બની જતું હતું–તેની વૃત્તિમાં અસંયમ ડોકિયાં કરી રહેતો હતો. અને આ મનોભાવને દાબવાનો તે જેટલો પ્રયત્ન કરતી તેથી બમણા વેગે હૃદયમાં તોફાન જાગતું હતું.

આ દ્વન્દ્વને પરિણામે ક્યારેક ઉત્સાહ તો ક્યારેક નિરુત્સાહ તે અનુભવતી. સંસાર પ્રત્યે તે ઉદાસીન દેખાતી. જીવન તેને ભારરૂપ લાગતું.

'ત્યારે?'

તેનું હૃદયમંથન ફરી ચાલ્યું. અને તે આ સમસ્ત વિચારોને

દબાવતી, મનને સ્વસ્થ કરતી પથારીમાંથી ઊઠી–'છી, છી, આવા વિચારો શા માટે ?'

ઝીણી ઝીણી વસ્તુના વિચારોનાં ચૂંથણાં શા માટે ? પળે પળે આ વિચારણા શા માટે ?

તોળી તોળીને શું જીવન જીવાતું હશે ? ના, ના; જોઈ લેવાશે ! અને બેફામ બનતી રજની ઊઠી. તેણે બીજા ખંડમાં આવી સ્વીચ દબાવી. અને મેજ ઉપર પડેલા 'સ્ત્રી સંદેશ'નાં કાગળિયાં એકઠાં કરવા લાગી.

'સ્ત્રી સંદેશ' પગભર થવા આવ્યું હતું. છતાં સ્થાનિક ગ્રાહકોની સંખ્યા બહુ ઓછી હતી. લડાઈની સ્થિતિથી ગભરાતા વ્યાપારી વર્ગના લોકોને વાંચનમાં રસ નહોતો રહ્યો.

પરંતુ ગુજરાતમાં 'સ્ત્રી સંદેશ' ઠેર ઠેર પહોંચવા લાગ્યું હતું. અને સાહિત્યજગતમાં સ્ત્રીજગતની આ નવી તારિકા પ્રત્યે લોકોમાં કૌતુહલ પેદા થયું હતું–સન્માન જાગ્યું હતું. દૂર દૂર ગુજરાતથી 'સ્ત્રી-સંમેલન'ના અધ્યક્ષપદે બિરાજવાના આગ્રહભર્યા પત્રો ક્યારેક ક્યારેક આવતા. કેટલાયે આગેકદમમાં અગ્રગામી યુવાનોના આ સ્ત્રીજગતના ઉદ્ધાર અર્થે શરૂ થયેલ રજનીની યોજનાઓમાં પોતે કઈ રીતે ફાળો આપી શકે તેનું સૂચન મેળવવા માટે પત્રો આવતા.

કાંત આવા પત્રોનો જવાબ આપી દેતો. ખાસ પત્રોના જવાબ રજની પોતે આપતી.

'સ્ત્રી સંદેશ' ઉપરાંત ગુજરાતી સ્ત્રીઓનું ગરબામંડળ રજનીની દેખરેખ નીચે ચાલતું હતું અને આ રીતે સ્થાનીય જગતમાં રજની જાણીતી થઈ ગઈ હતી.

સ્થાનિક કેટલીયે પ્રવૃત્તિઓની યોજના તેણે ઘડી રાખી હતી. અને સમયની તે રાહ જોતી હતી.

ઘડિયાળમાં આઠનો ટકોરો થતાં તેણે ઊઠી સ્ટવ સળગાવ્યો. રમેશ સ્નાન કરી તૈયાર થઈ રહ્યો હતો. રમેશને આજે વહેલો તૈયાર થતો જોઈ રજનીએ કહ્યું : 'રમેશ, આજે આટલો વહેલો ?'

'ઓફિસે હમણાં કામ રહે છે !' રમેશે જવાબ આપ્યો.

'ફરવા નથી ગયો ?'

'ના !'

અને ચાપાણી સાથે નાસ્તો લઈ રમેશ ચાલતો થયો.

રમેશના ગયા પછી થોડી જ વારમાં કંપાઉંડ બહાર એક કાર આવી ઊભી રહી. માલતીને ગાડીમાંથી ઉતરતાં જોઈ રજનીએ વરંડામાં આવતાં કહ્યું: 'ઓહો ! માલતી બહેન, તમે આજે આ તરફ ભૂલાં પડ્યાં !'

'હા, તમારું આમંત્રણ હતું તે આવવું જ જોઈએને !' માલતીએ કહ્યું.

માલતીએ પોતે ક્યારે આમંત્રણ આપ્યું હતું તે રજની વિચારી રહી.

માલતીએ કહ્યું–'તે દિવસે તમારા હાથની રસોઈનાં સુમને ખૂબ વખાણ કરેલાં. મને થયું, લાવ, આજે રજનીબહેનના આમંત્રણ વિના યે તેના હાથની રસોઈનો સ્વાદ ચાખતી આવું !'

'સદ્‌ભાગ્ય મારાં !' રજનીએ કહ્યું.

'તમારાં કે મારાં ?' માલતીએ પૂછ્યું.

'મારાં જ ને ? તમારાં પગલાં ક્યાંથી ?'

'વાહ ! એ શું બોલ્યાં ? તમે અને હું સરખાં જ છીએ. રજની બહેન, એવું ક્યારેક દીલમાં લાવતાં નહિ.' અને સ્ટવને ખાલી બળતો જોઇ માલતીએ પૂછ્યું, 'શેનું આંધણ મૂક્યું છે ?'

'એ તો હું મૂકી રહી છું. તમે બેસો !' અને રજનીએ ખૂરસી આગળ કરી.

'ના, ના. હું નીચે જ બેસીશ !' કહેતી માલતીએ 'સ્ત્રી સંદેશ', તેની બીજી પ્રવૃત્તિ વગેરે કેટલીયે વાતો શરૂ કરી અને છેવટે કાંતના રાજીનામાની વાત સાથે, હવે તેણે શી શી યોજના કરી છે તે કંઈ રજનીને ખબર હોય તો તે જાણવાનો તેણે પ્રયત્ન કર્યો.

'મને તો માત્ર તેણે રાજીનામું આપ્યું એટલી જ ખબર છે!' રજનીએ જવાબ આપ્યો.

'બસ, ત્યારે હમણાં તેઓ આખો દિવસ રહે છે ક્યાં?' માલતીએ પૂછ્યું.

'કેમ? તમારે ત્યાં નથી આવતો?' રજનીએ સામો પ્રશ્ન કર્યો.

'ના, ક્યારેક જ અશોક મારી પાસે આવે છે.' માલતીએ કહ્યું.

'મને તો કંઈ ખ્યાલ જ નથી. હમણાં તો તે ક્યાં રહે છે? શું કરે છે? આની મને કશી જ ખબર નથી.' રજનીએ કહ્યું.

'મેં તો જાણ્યું તમે બધું જાણતાં હશો.' માલતીએ કહ્યું.

'મજૂર–પ્રવૃત્તિમાં તમને રસ છે ખરો?' રજનીએ પ્રશ્ન કર્યો.

'કંઇક તો ખરોજ. પરંતુ મને કાંત માટે લાગી આવ્યું.'

'તે એકલા કઈ રીતે ઝઝુમી શકશે?' માલતીએ જવાબ આપ્યો.

'હં!' કંઇક અન્યમનસ્ક થતાં રજનીએ કહ્યું.

કંઈ બોલવું ન સૂઝતાં તેમજ રજનીને મૂંગી રહેલી જોઈ માલતીએ બીજી વાત ઉપાડી.

'સ્ત્રી સંદેશ' તો ખૂબ રસભેર વંચાઈ રહ્યું છે!'

'એમ?'

'હા. અને હવે થોડા વખતમાં તમારે તેનાં પેઈજ વધારવાં પડશે. ખરુંને?'

'કેમ?'

'બાપુજી કહેતા હતા.'

'કે?'

'ચૂંટણીનો સમય નજદીક આવી રહ્યો છે. અને આ વખતની ચૂંટણી કદાચ રસાકસીની થશે. કદાચ કાંત કોઈ નવા ઉમેદવારને બાપુજી સામે ઊભા કરશે.'

'કાંત?' રજનીએ આશ્ચર્યથી પૂછ્યું.

'હા. બાપુજીને કાને તેવી વાત આવી છે.' માલતીએ કહ્યું.

'આ વખતે એકાદ મહિનો આગળથી જ પ્રચારકાર્ય શરુ થશે તેમ જ જગમોહનપુરની સંસ્થાઓના પરિચય પણ પત્રમાં આપવાનો બાપુજીનો વિચાર છે. મજૂરોની હડતાલ સામે એ પણ એક જાતનો પ્રચાર થશે!' માલતીએ કહ્યું.

'મને તો કંઈ ખબર નથી!' રજનીએ કહ્યું.

'આજકાલમાં જયરાજ તમને કહેશે.' માલતીએ કહ્યું.

આ વાત પછી રજનીને કંઈક ગંભીર થતી જોઈ માલતીએ વિષય બદલ્યો.

રજનીના હૃદયમાં પ્રશ્ન ઊઠયો. આ બહાને માલતીને જગમોહન શેઠે મોકલી તો નહિ હોય?

અને કાંત પ્રત્યેની માલતીની આ હમદર્દીથી તેના દીલમાં કાંત માટે શંકા ઉપજી. કાંત માલતીને ચાહતો હશે? માલતી કાંતને ચાહતી હશે?

તો ? નહિ ઘરની કે નહિ ઘાટની જેવી પોતાની સ્થિતિ નહિ થાય ?

મૂંગાં મૂંગાં બન્ને જમી રહ્યાં. કંઈક મહત્ત્વવિનાની થોડી આડીઅવળી વાતો કરી, જમ્યા પછી માલતીએ રજા માગી અને જતાં જતાં કહ્યું:

'રજનીબહેન ! આજે તો તમને ખૂબ હેરાન કર્યાં છે હો !'

'ના, ના, એમાં હેરાન શાના ?' રજનીએ પ્રત્યુત્તર વાળ્યો.

જતાં જતાં માલતીએ રજનીને પોતાને ઘેર આવવાનો આગ્રહ કર્યો અને ઝડપથી કારનાં બારણાં ઉઘાડતી તે ગાડીમાં કૂદી પડી.

અસૂયાથી જાણ્યે સળગતી હોય તેમ રજની તેને જતી જોઈ રહી !

## ૨૨

કાંતનું રાજીનામું મંજુર થયું તે પહેલાં જગમોહનપુરમાં હડતાલ પડી ચૂકી હતી. હડતાલ પડવાનું કારણ તો મોંઘવારીને અંગે ચોતરફ ચાલી રહેલું મજૂરોનું આંદોલન હતું. કોઈ એકાદ વ્યક્તિની ઉશ્કેરણીનું તે પરિણામ નહોતું. માત્ર જગમોહનપુરમાં જ નહિ, પરંતુ બીજાં કારખાનાંઓમાં હડતાળ પડી ચૂકી હતી.

જગમોહનદાસ શેઠને તેમના કારખાનામાં પડેલી હડતાલ કાંતની ઉશ્કેરણીને પરિણામે હતી તેમ લાગ્યું. મજૂર સંઘના મંત્રી વતી કાંતે એક વખત જગમોહનદાસ શેઠ આગળ મજૂરોની લડાઈની મોંઘવારીને અંગે ભથ્થાં વધારી આપવાની માંગણી કરી હતી; પરંતુ એ તો મજૂરો પ્રત્યેના તેના સહાનુભૂતિભર્યા સ્વભાવને લીધે. એટલી વાત તો સાચી જ હતી કે, મજૂરોમાં આત્મભાન પ્રગટે, તેમ જ તેમની માગણી વાજબી હતી, તેનું સમર્થન ક્યારેક મજૂરોની સભામાં તે જરૂર કરતો.

હડતાલ પડી ચૂકી હતી. હવે તેને તે કઈ રીતે મદદરૂપ થઈ શકે તે કાંત વિચારી રહ્યો હતો.

માત્ર મજૂરોનો જ પ્રશ્ન નહિ, પરંતુ તેને પોતાનો પ્રશ્ન પણ વિચારવાનો હતો.

મજૂરોના જીવનના સેવાના કાર્યમાં રસ લેવો, એ તેનો સ્વભાવ હતો. પરંતુ તેમાં જ ઝંપલાવવાની, તેના પાછળ ભેખ લેવાની તેણે ક્યારેય કલ્પના કરી નહોતી. તેને પોતાનું જીવન પોતાની રીતે જીવવાનું હતું. તેને પોતાના આર્થિક પ્રશ્નો હતા. પરંતુ આજે મજૂરોના પ્રશ્ન અંગેજ તેને સહન કરવું પડ્યું હતું.

સેવાનો માર્ગ ત્યાગ તો માગે જ છે; પરંતુ આવો 'ત્યાગ' કરવાનું સામર્થ્ય તેનામાં આવે તે માટે પોતે સ્વમાનપૂર્વક સ્વતંત્ર રીતે આર્થિક દૃષ્ટિએ ઊભો રહી શકે તેવી સ્થિતિ તેણે પેદા કરવી જોઈએ. અને આ વિચારણા ઉદ્ભવતાં તેના દિલમાં અનેક તર્કવિતર્કો ઘડાવા લાગ્યા.

તે બડબડ્યો: 'હં! સિધ્ધેશ્વરને જ મળવું જોઈએ. સિધેશ્વરે એક બે વખત એવી સૂચના કરેલી કે ઉદ્યોગખીલવણીનો ખ્યાલ આવે તો ભાગીદારીમાં સારી સરખી મૂડી રોકવાને તે તૈયાર હતો. માણસ સારો હોવો જોઈએ.'

તે તૈયાર થયો. પરંતુ ના! તેને લાગ્યું કે મજૂરોનો પ્રશ્ન તાત્કાલિક હતો. હડતાલી મજૂરોને મદદ મળે નહિ તો તેઓ ટકી શકે નહિ. રોજની મજૂરી ઉપર જીવનાર પોતાનાજ બળ ઉપર આ ઉદ્યોગપતિઓની સાન કયા રીતે ઠેકાણે લાવી શકશે?

તેણે શું કરવું જોઈએ તે વિચારી રહ્યો. 'કોંગ્રેસ આમાં પોતાની લાગવગ વાપરી નિવેડો લાવવામાં મીલમાલેકોને સમજાવવામાં કંઈ પ્રયત્ન ન કરી શકે?' તેના મનમાં કૌતુક઼ ઉત્પન્ન થયું.

માથે ટોપી મૂકી તેના વોર્ડના કોંગ્રેસ-પ્રમુખ પાસે જવાને તે તૈયાર થયો.

તેણે રૂમમાંથી બહાર નીકળતાં જ રજનીને લમણે હાથ મૂકેલી સ્થિતિમાં કંઈક લખતી જોઈ પૂછ્યું :

'કેમ રજની, માથું દુઃખે છે ? તબિયત ઠીક નથી ?'

'જરા માથું વધારે દુઃખી રહ્યું છે. બાકી ખાસ કંઈ નથી.' રજનીએ જવાબ આપ્યો.

અને રજનીનો હાથ પોતાના હાથમાં લેતાં કાંતે કહ્યું : 'ઓહો ! તાવ પણ ચડી આવ્યો છે ને રજની ! લખવાનું બંધ કરી થોડીવાર સૂઈ જા, ત્યાં આ હું હમણાં આવ્યો !'

રજની કંઈ જવાબ આપે તે પહેલાં જ દરવાજામાં ગાડી આવી ઊભી રહી. માલતીએ પગથિયાં ચડતાં જ કાંતને ઊભેલો જોઈ કહ્યું : 'કઈ તરફ કાંત !'

'હું જરા વાર્ડના કોંગ્રેસપ્રમુખ પાસે જઈ રહ્યો છું !' કાંતે કહ્યું.

'ચાલો; હું તમારી સાથે જ આવું !' આટલું કહેતાં ઉતાવળમાં માલતી પાછી ફરી.

કાંત અને માલતીને જતાં રજની જોઈ રહી. તેનું માથું ફાટફાટ થતું હતું. તેને થયું: કાંત કેટલો કઠોર ? તેનું માથું દાબવાને બદલે તે જતો રહ્યો ? કાંત તેનો સ્વજન હતો ? ના, ના. તે ભ્રમણામાં હતી. સંસારમાં તેનું કોઈ નહોતું. કાંત પ્રત્યે તેને વિશેષ મમતા હતી. પરંતુ તેને લાગ્યું કે કાંતને તેને માટે કંઈ પડી નહોતી.

ત્યારે તે માલતીને ચાહતો હતો ? ઇશ્વર જાણે ! પણ મારા પ્રત્યે તો તે બેદરકાર જ છે.

માલતીને મને બોલાવવાનું યે સૂઝ્યું નહિ ! તે બન્નેની પોતા પ્રત્યેની વર્તણુંક વિચારી રહી ! તેને લાગ્યું કે કાંત માલતીને ચાહતો

હતો. પોતા પ્રત્યેનું તેનું દુર્લક્ષ વધતું જતું હતું. હૃદયમાં થોડી ક્ષણો સુધી વેદના અનુભવ્યા પછી તે જાણે જાગૃત થતી હોય તેમ સ્વતઃ બોલી :

'મારે શું ? શા માટે મારે કાંતને વળગી રહેવું જોઈએ ? માલતીને તે પ્રેમ કરતો હોય તેમાં રજની ! તને આટલું શેનું દુઃખ થાય છે? તારે ક્યાં કોઈને પ્રેમ કરી બંધનમાં બાંધવો છે ! જ્યાં લગ્નબંધનના ફાંસલામાં પડવું જ નથી, ત્યાં આ વ્યથા શા માટે ?'

અને મનને દૃઢ કરતી માથાના દુખાવાને ન ગણકારતી તે ફરી લખવા બેઠી.

રજની પાસેથી નીકળી કાંત જ્યારે પ્રમુખસાહેબને મળ્યો, ત્યારે દીલગીર થતાં તેણે કહ્યું : 'માફ કરજો; આમાં કોંગ્રેસથી કંઈ થઈ શકે તેમ નથી !'

'કારણ ?' કાંતે પૂછ્યું.

કારણ પૂછનાર આ ઉદ્ધત જુવાન તરફ પ્રમુખ સાહેબ રોષપૂર્વક જોઈ રહ્યા. ઘડીભર તેને તુચ્છકારી કાઢવાનું દીલ થયું,...પણ રોષને ગળી જઈ કંઈક મીઠાશથી જવાબ આપ્યો :

'તમે જાણો છો ને કે કોંગ્રેસ કંઈ એકાદપક્ષની સંસ્થા નથી. એ તો સર્વ વર્ગનાં હિત જાળવતી સંસ્થા છે.'

'પરંતુ આ મજૂરો—શ્રમજીવીઓની સંખ્યા દેશમાં ૮૦ ટકાની છે.' કાંતે કહ્યું.

'ઓ હો ! એ તો સાચી વાત છે. પરંતુ તમારા જેવા જુવાન માણસ કેમ ભૂલી જાય છે કે કોંગ્રેસ તો આજે એક મહાન સામ્રાજ્ય સામે લડી રહી છે તે આમ એક વર્ગનો પક્ષ લઈ દેશના જ બીજા વર્ગ સામે કેમ લડી શકે ?'

'હં.'

'મારા ભાઈ! પ્રથમ આ સરકાર સાથે તો લડી લેવા દો! પછી બીજું બધું!'

'આપની વાત સાચી છે. પરંતુ દેશના એક મોટા વર્ગને અમુક ગણ્યાગાંઠ્યા મૂડીપતિઓ તરફથી અન્યાય થતો હોય તો તેમાં વચ્ચે પડી ન્યાય આપવાનું કોંગ્રેસથી ન બની શકે?' કાંતે કહ્યું.

'મને માફ કરજો. કોંગ્રેસને આવા ઝીણા ઝીણા કલહમાં પડવું ફાવે તેમ નથી.'

'પણ...' કાંત કંઈ બોલે તે પહેલાં જ પ્રમુખ સાહેબે કહ્યું: 'વધારે ચર્ચા કરવાનો મને અવકાશ નથી.'

અન્યાયનો પ્રતિકાર કરવા જન્મસિદ્ધ સ્વભાવ પડયો હોવાથી કાંતનો પિત્તો ઉછળ્યો. અને તે કંઈ વધારે બોલે તે પહેલાં જ માલતીએ કહ્યું: 'કાંત; પહેલાં આપણે મજૂર સંઘના મંત્રીને મળીએ તો?'

'મજૂર સંઘના મંત્રી આમાં શું કરવાના?' કાંતે કહ્યું.

'કેમ નહિ? બહેન, ઠીક જ કહી રહ્યાં છે!' એટલું બોલી પ્રમુખસાહેબ ત્યાંથી ઊઠીને ચાલતા જ થઈ ગયા.

અને બહાર નીકળતા કાંતે કહ્યું: 'માલતી! આવી મહાન સંસ્થામાં આવા માણસોનેય સ્થાન છે!'

'એ તો મને દેશનું હજી દુર્ભાગ્ય લાગે છે.' અને તે વાત પડતી મૂકતાં તેણે કહ્યું: 'હજી મારે બેચાર જગ્યાએ જવું પડશે.

'તમને મોડું થતું હોય તો ખુશીથી જાઓ.'

'સિધ્ધેશ્વરને મળ્યા?' માલતીએ પ્રશ્ન કર્યો.

'ના, હજી તેમને મળવું છે.' કાંતે કહ્યું.

'તો, ચાલોને હમણાં ત્યાં જ જઈએ!' માલતીએ કહ્યું.

'ના, એમને સૌથી છેલ્લો મળીશ.' કાંતે કહ્યું.

'ત્યારે હવે આપણે ક્યારે મળીશું?' માલતીએ પૂછ્યું.

'કંઈ કહેવાય નહિ! હજી મારે મજૂર સભામાં જવું છે.'

'પછી?'

'મજૂર સંઘના મંત્રીને મળવું છે. અને પછી રજનીની તબિયત કંઈક અસ્વસ્થ છે; એટલે સીધો ત્યાં જ જઈશ.'

'અરે, હું તો રજનીબહેનને બોલાવતાંય ભૂલી ગઈ. રજની–બહેનને ખોટું તો નહિ લાગ્યું હોય?' માલતીએ અચાનક યાદ આવતાં કહ્યું.

'ના, ના, રજની એવી નથી!' કાંતે જવાબ આપ્યો.

'ઠીક ત્યારે!' કહેતી માલતીએ ટ્રામ પકડી અને ક્યાં જવું તે વિચારતો કાંત ઘડીભર ઊભો રહ્યો. તેના દીલમાં કેટલાયે પ્રશ્નો ઘોળાવા લાગ્યા. ઠેર ઠેર હડતાલો પડી રહી હતી. કાપડની મીલોમાં–લોઢાના કારખાનામાં. પરંતુ સૌના પ્રશ્ન જુદા હતા. યુનિયન હતાં, પરંતુ છૂટાં-છવાયાં. આમાં અખિલ ભારતીય મજૂર સંઘની સંસ્થા શું કરી શકે? કઈ રીતે આ વિભક્ત યુનિયન મદદ આપી શકે?

તેને થયું કે ઉપરથી કદાચ દોરવણી મળી શકે, પરંતુ મજૂરોને આર્થિક મદદ તો મજૂર સંઘોએ પોતાની મેળે જ કરવી જોઈએ! આ રીતે છુટાછવાયા સંઘો માત્ર પોતાના જ બળ ઉપર કેટલો વખત ઝઝૂમી શકે?

બે મીલો ચાલતી જ થઈ જાય અને પચાસ મીલો બંધ રહે તેનો અર્થ પણ શો?

આ ભાંજગડને ઉકેલવા મથતો કાંત જ્યારે જગમોહનપુરની ગેઈટ આગળ આવ્યો, ત્યારે મજૂરોનાં ટોળાંઓ ત્યાં ઊભાં ઊભાં કારખાનામાં જવા માગતા મજૂરોને રોકતાં હતાં, સમજાવતાં હતાં. કેટલાક જેમતેમ બૂમો મારતા હતા.

કાંતને થયું કે, આ લોકોને વ્યવસ્થા અને ધીરજ રાખવાને

શીખવવું પડશે. આમ બૂમબરાડા પાડીને દેડફજેતો કરશે તો તેઓ પોતાના હિતમાં જ નુકસાન કરશે.

સાંજના પાંચેક વાગવા આવ્યા હતા. ગેઈટની સામેના વિશાળ મેદાનમાં મજૂરોની સભા હતી.

અરધી કલાકમાં મજૂર સંઘના મંત્રી બીજા કાર્યકરો સાથે આવી પહોંચ્યા અને મજૂરોનો સમૂહ મેદાન તરફ ઉલટયો.

ઠીક પોણા છએ સભાનું કામ શરૂ થયું. મજૂરોમાં કામ કરતા એક–બે જુવાનિયાએ ગરમાગરમ ભાષણો આપ્યાં. મજૂરો ઉશ્કેરાવા લાગ્યા.

કાંતે અચાનક ઊભા થઈ પ્લેટફોર્મ ઉપર આવી મજૂરોને શાંત થવા કહ્યું. તેણે કોઇ સભામાં કયારેય ભાષણ આપ્યું નહોતું. વ્યવસ્થિત રીતે બોલવાનો તેને ખ્યાલેય નહોતો. છતાં તે પંદરેક મિનિટ બોલ્યો. શ્રદ્ધાપૂર્વક મજૂરો તેને સાંભળી રહ્યા હતા.

મજૂર સંઘના મંત્રીને લાગ્યું કે આ જુવાનનું હૃદય સ્ફટિક જેવું નિર્મળ છે. એના હૃદયમાં ધગશ છે, છતાં એની વાણી ગરવી અને શાંત છે.

કાંતે બોલવું બંધ કર્યું કે તરતજ મંત્રીએ દરરોજ સાંજના આ જગ્યાએ એકત્રિત થવાનું છે, તેવી સૂચના આપી અને શાંતિ જાળવવાની ભલામણ કરી. સભા બરખાસ્ત કરી.

મજૂર સભામાંથી નીકળી કાંત મજૂર ફંડ માટે થોડા સ્થળોએ ફર્યો. ત્યાંથી તે સીધો સિધ્ધેશ્વર આગળ પહોંચ્યો. સિધ્ધેશ્વર પોતાના ડ્રોઈંગ રૂમમાં બેઠો બેઠો પુસ્તકનાં પાનાં ફેરવી રહ્યો હતો. હજી બે વર્ષ પહેલાં જ તેણે ભણવું છોડયું હતું. કોઈ ઉદ્યોગધંધાની તે શોધમાં હતો.

વિચારે તે સમાજવાદી હતો. પરંતુ કોઈ ખાસ સિદ્ધાંતને જીવનમાં અપનાવવાનો નિર્ણય તેણે કર્યો નહોતો.

તેનો સમાજવાદ પણ અમુક મર્યાદાથી બંધાયલો હતો. કાંતે આવી તેને નમસ્કાર કર્યા.

પુસ્તકને ઝડપથી બંધ કરતાં સિધ્ધેશ્વરે કહ્યું : 'આવો, આવો, કાંત !'

કાંતે તેની પાસેની જ આરામખૂરસીમાં ઝુકાવ્યું. સિધ્ધેશ્વરે પૂછ્યું : 'કહો શી ખબર છે ?'

પોતાના રાજીનામાથી માંડી મજૂરોની હડતાલ તેમજ આર્થિક મદદ માટે કરેલી ફંડની શરૂઆત વગેરે વાતો કાંતે કરી.

'કેટલું ફંડ થયું ?' સિધ્ધેશ્વરે પૂછ્યું.

'બહુ નજીવું !' કાંતે જવાબ આપ્યો.

'તોયે ?' સિધ્ધેશ્વરે જાણવાનો આગ્રહ કર્યો.

'લગભગ પાંચેક હજાર.' કાંતે કહ્યું.

'હવે તમારો તમારા પોતા માટે શો ખ્યાલ છે ?' સિધ્ધેશ્વરે પૂછ્યું.

'આજે જ છન્નુમલજીને ત્યાં ગયો હતો. આ ફંડ માટે જ તેઓ વૃદ્ધાવસ્થાને લીધે તેમની બેહાલ પેપર મીલ બંધ કરવાના ખ્યાલમાં છે. કોઈ ખરીદનાર હોય તો ખ્યાલ રાખવાને તેમણે મને કહ્યુ. મને લાગે છે આ દેશી ઉદ્યોગમાં સાહસ કરવા જેવું છે !'

'હં !' કહેતાં સિધ્ધેશ્વર કાંઈક ગણત્રી કરી રહ્યો.

'લડાઇ લંબાતી જશે તો દેશને કાગળની તંગી ખૂબ વેઠવી પડશે. એ સ્થિતિમાં આપણી મીલ દેશને ઉપયોગી થઈ પડશે. એ સાથે પગભર પણ થઈ શકાશે!' કાંતે કહ્યું.

'તમે જરા આંકડા તો મેળવજો. પરદેશથી કાગળો કેટલાક આવે છે? દેશમાં શી ખપત છે?' સિધ્ધેશ્વરે પૂછ્યું.

'આપણી જરૂરિયાતના ૭૫ ટકા જેટલો માલ વિદેશથી આવે છે, તે આવવો લગભગ બંધ થશે. બાકીના ૨૫ ટકામાંયે સરકારનો ઉઠાવ સારો રહેશે. આપણી જરૂરિયાતને અત્યારની મીલો કોઈ રીતે પહોંચી શકે જ નહિ!' કાંતે કહ્યું.

'એમ? ત્યારે કાંત, તમે સહકાર આપશો?'

'શા માટે નહિ?'

'પરંતુ મજૂરો વિના તો ચાલવાનું નથી. તેમની સાથેનો સંબંધ આપણા વિચારોની–ખાસ કરીને તમારા વિચારોની દૃષ્ટિએ કઈ રીતે જાળવી શકાશે? તમે તો રહ્યા સમાજવાદી. મજૂરોને ભાગીદાર બનાવશો?'

કાંત વિમાસણમાં પડ્યો. શો જવાબ આપવો તે તેને સૂઝ્યું નહિ. અને સિધ્ધેશ્વર જાણે દરખાસ્ત મૂકતો હોય તેમ બોલ્યો, 'મારા ખ્યાલ પ્રમાણે એમ થઈ શકે કે નફા–નુકસાનની, સ્થાપનાના ખર્ચની જવાબદારી તથા આપણી સ્થિતિને યોગ્ય લાગે તેટલી આવક રાખી વધારાનો નફો દર વર્ષે મજૂરોમાં 'બોનસ' તરીકે વહેંચી આપીએ!'

કાંતને આ દરખાસ્ત ગમી. તેણે કહ્યું: 'તમારી દરખાસ્ત તો વાજબી છે, પરંતુ આપણે કેટલું લેવું, કેટલું રીઝર્વ રાખવું–એ પ્રશ્નો જરા વિચારણા માગી લે છે. આપણે નિરાંતે એ વિચારી જોઈશું.'

'સારું', પણ તમે એક કામ કરો. છન્નુમલજીને મળી તે કેટલે સુધી મીલ વેચવા રાજી છે તે નક્કી કરી જુઓ, એટલે હું બાપુજીની મંજૂરી મેળવી લઉં!'

'જી! હું રાત્રે તેમની પાસે જતો આવીશ.' અને અચાનક યાદ આવતાં તેણે કહ્યું: 'આ ફંડમાં શું ભરું?'

'એ તો થઇ રહેશે, કાંત! તમને નિરાશ નહિ કરું; પણ આ તક હાથમાંથી ન જાય તેનો ખ્યાલ રાખજો.'

'ના; એ માટે તો હું આજે જ કોશિસ કરીશ!'

અને 'નમસ્તે' કહેતા કાંતે ત્યાંથી ઊઠી સીધી બાલીગંજની ટ્રામ પકડી.

તે આવ્યો ત્યારે રમેશ એકલો ઘરમાં હતો. રજની સુમન તથા જયરાજ સાથે ફરવા ગઇ હતી.

તેની તબિયત સારી હતી તે જાણી તે છન્નુમલજીને ત્યાં જવા ટ્રામમાં બેઠો.

## ૨૩

ફરીને આવ્યા પછી પોતાના રૂમમાં આવી સુમને બત્તી કરી. પોતાના ઘરકામમાંથી પરવારી સ્કૂલ માટે જતાં માનકુંવરે તેને પૂછ્યું:

'સુમન, આજે મોડું થયું ?'

'હા, બા; ઘાટ ઉપર હું તથા રજનીબહેન ફરવા ગયાં હતાં.' સુમને કહ્યું.

'જયરાજ સાથે હતા ?'

'હા.'

'આજકાલ જયરાજની તબિયત કંઈ નરમ રહ્યા કરે છે !'

'ના; ખાસ તો નહિ. કામના બોજાને લીધે ક્યારેક માથાનો દુખાવો તેમ જ સાધારણ શરદી રહ્યા કરે છે.'

'રોજની ઝીણી બિમારી સારી નહિ. તબિયત સારી રહેતી ન હોય તો થોડા દિવસ આરામ લે. ક્યાંક બહાર જઈ આવે.' માનકુંવરે કહ્યું.

'હં !' સુમનને કંઈ જવાબ આપવો સુઝ્યો નહિ.

'ઠીક, સૂઈ જા. હવે મોડું થયું છે.' કહેતાં માનકુંવર ચાલ્યાં ગયાં.

સુમને પલંગમાં પડી સૂવાનો પ્રયત્ન કર્યો, પરંતુ થોડી જ ઘડી પહેલાંની મધુર કલ્પના તેના દીલમાં રમી રહી. હોડી ઉપરનો તાજો જ પ્રસંગ તેના હૃદયમાં અંકાઈ રહ્યો.

હોડી ઉપર ચડતી રજનીનો હાથ ખેંચી જયરાજે કાંઠેથી તેને હોડી ઉપર લઇ લીધી અને હોડી કાંઠેથી જરા દૂર ખસી ગઇ. ભયના માર્યા પોતે કહ્યું: 'મારાથી નહિ ચઢાય જયરાજ ?'

'નહિ ચઢાય કેમ ?'

કહેતાં જયરાજે એક પગ હોડી નીચે કાંઠાના પગથિયા ઉપર રાખતાં તેને અદ્ધર ઊંચકી લીધી.

અદ્ધર ઉંચકતાં તેનું શરીર જરા દબાયું હતું, ત્યારે કેવી મીઠી ઝણઝણાટી તેણે અનુભવેલી ? એવી ઝણઝણાટી રોજ અનુભવવાની હોય તો ?

પલંગની સામે જ ટાંગેલા મોટા આયનામાં અનાયાસે તેનું ખુલ્લું બદન દેખાયું. ભોંઠી પડતી હોય તેમ તેણે કાઢી નાંખેલી સાડી ફરી પહેરી.

હોડીમાં બેઠા પછી જયરાજ સાથે તે વાતોએ વળગી. વાત-વાતમાં તે વિના કારણે હસી પડતી હતી. શા માટે ? તે પાગલ થઇ ગઈ હતી ? કે ઉગતા યૌવન સાથે હાસ્યની પ્રેમગાંઠ બંધાયેલી હોય છે ?

રજની મૂંગી બેઠી હતી. મૂંગી બેઠેલી રજનીને જોઈ તે અકળાઈ. તેણે કહ્યું; 'રજની, કેમ બોલતી નથી ?'

'સહજ જ.' આટલું બોલતાં રજનીના ચહેરા ઉપર ઉદાસી પથરાતી તેણે જોઈ. કોઈ ગંભીર વિચારણામાં પડેલી રજનીને જગાડવા મથતી સુમને કહ્યું; 'સહેજ જ કેમ?'

રજનીએ કંઈ જવાબ આપ્યો નહિ. સુમન તેને છોડે તેમ નહોતી. તેણે કહ્યું: 'એમ જવાબ આપ્યા વિના ચાલશે નહિ રજની! ક્યારેક ક્યારેક તું એકદમ ઉદાસ થઇ જાય છે. શા માટે?'

રજનીએ કહ્યું: 'કંઈ નહિ સુમન, એ તો જરા તબિયત અસ્વસ્થ રહ્યા કરે છે!'

'જયરાજની તો તબિયત નરમ છે. રજની તો અસ્વસ્થ રહ્યા કરે છે. મારે જ શા માટે સ્વસ્થ રહેવું?' સુમન જાણ્યે પોતાને જ પૂછી રહી હોય તેમ છણકો કરતાં બોલી.

'સેવાચાકરી માટે કોઈકને તો સ્વસ્થ રહેવું જ જોઈએ ને!' જયરાજે વચમાં કહ્યું.

અને તેનાં ચક્ષુ આગળ મીઠો ઠપકો આપતી જયરાજની મૂર્તિ તરવરી રહી. મીઠી કલ્પનાના દોર ઉપર તે દોડવા લાગી. તેને ભાગ્યે આપેલો આ તેનો સ્વામી હતો. આ સ્વામી આગળ અર્પણ કરવા જેવું પોતાની પાસે શું હતું?

જયરાજ ક્યારેક પૂછે કે–'સુમન, મારા માટે શું લાવી છે?' ત્યારે મારી પાસે તેની આગળ ધરવા જેવું શું છે? થોડી વાર તે કલ્પના કરી રહી.

ખરેખર, જયરાજ તેને આમ પૂછશે? પૂછે ખરો? હા! હા! એક દિવસ તે પૂછવાનો જ. એ મંગલ દિવસ હવે દૂર ક્યાં હતો? પિતાજીને બા સાથે વાતો કરતા તેણે સાંભળ્યા હતા! જયરાજની અનુમતિની જ તે રાહ જોતા હતા! જયરાજ અનુમતિ આપશે? કેમ નહિ આપે?

હા; આપશે જ. અને એ દિવસે–એ મધુર રાત્રિએ તે મને કદાચ પૂછશે તો ?

તો ? તે વિચારી રહી.

અને કંઈક યાદ આવતાં તે ગણગણવા લાગી.

જયરાજની સમીપ જાણે પોતે ઊભી હતી. જયરાજ તેને કંઈક કહેતો અને જવાબમાં જયરાજને સંબોધી તે ગાવા લાગી.

આજે લાવી છું પ્યારાજી, તારી પાસ, નવલ સુહાસ
મારા રૂપ રંગ રાસ તારા પાયે ધરવા
સારી જિંદગીની સકલ સુવાસ, સકલ મીઠાશ
મારા હૈયાના હુલાસ તારે પાયે ધરવા.

અને હાથમાં પુષ્પથાળ લેતી તેને ચરણે ધરી રહી હોય તેમ કંઈક ધીમે અવાજે બોલવા લાગી.

આજે જીવન–પુષ્પોની થાળી
તારા ચરણોમાં ઢાળી.

અને જાણે જયરાજના કંઠમાં પુષ્પમાળા આરોપતી હોય તેમ ઊભી થઈ બે હાથ ઊંચા કરી બોલી :

કંઠે તારે આરોપું છું માળ.

અને ભીંત ઉપરના આયનામાં જોતી બોલી :

આજે ચંદ્રિકાનાં મુખ મલકાય, બપૈયાઓ ગાય,
મન મરવા લોભાય – તારે ખોળે ઢળવા
આજે આવી છું.

ચંદ્રિકા તરફ જોઈ હસતી સુમન જાણે જયરાજના ખોળે ઢળતી હોય તેમ કલ્પના કરી પલંગમાં પડી અને ગીત આગળ ચાલ્યું:

આજે તારા ઉર–પારાવારે
પ્રાણુ પડવા પોકારે
ડુબીને જો નીરવ થવાય
તારે નયનબીછાને જો પોઢાય, સ્વરગ પમાય
એવી આશાએ આવી છું તારો શ્રમ હરવા
આજે આવી છું.

અને જયરાજની અસ્વસ્થતા હરવા પોતે શું શું કરવું જોઇએ તે વિચારી રહી. બારણા આગળથી કોઈ પસાર થઇ રહ્યું હોય તેમ લાગતાં તેણે અચાનક બારણા બહાર આવી જોયું તો જયરાજને તેના બાપુના રૂમમાં જતો જોયો.

અને સાંભળ્યું હોય તો?

તેણે પોતાનાં કપડાં ઠીક કર્યાં. અને હળવેથી પોતાના રૂમનું બારણું વાસી તે તેના પિતાના રૂમ પાસે આવી અંદર થતી વાતને ધ્યાનપૂર્વક સાંભળવા લાગી. જયરાજને અત્યારે રાતના સાડાદશે આવેલો જોઈ તેને આશ્ચર્ય થયું.

રૂમની અંદર વાત બહુ ધીમે ધીમે થતી હતી, છતાં કંઇક અસ્પષ્ટ વાતો સંભળાતી હતી. તેણે તેના પિતાને બોલતા સાંભળ્યા:

'જયરાજ, કાંત હવે શું આંટા મારે છે? સાવ ગરેડો જ ને!'

'જગમોહનદાસ જેવા શેઠ તેના ભાગ્યમાં કયાંથી હોય?'

'હવે શું કરવાનો? રખડવાનો જ ને!'

'ના, ના; તમે ધારો છો તેથી ઉલટું જ છે. બેહાલા પેપર મીલ કાંતે સિધ્ધેશ્વરની ભાગીદારીમાં શરૂ કરી છે. આમ તો તે ઓછું ભણેલ છે, પરંતુ તેના વ્યક્તિત્વની બીજા ઉપર સારી છાપ પડે છે. આ વખતની ચૂંટણીમાં જ જગમોહનદાસ શેઠને તે ભારે પડશે.'

'એમ?'

'વિશ્વસંદેશ'નાં તંત્રી તેની સાથે છે, એટલે પ્રચારનું તેને સાધન મળી ગયેલ છે. કદાચ ચૂંટણીમાં તે પોતે ઉમેદવાર તરીકે ઊભો રહેશે.' જયરાજે કહ્યું.

'શું કહે છે? વાતોડિયો તો જબરો લાગ્યો. આમ શાંત હોવા છતાં કંઈક તીખો પણ છે. હં.' વાતને ફેરવતાં તેણે કહ્યું–'તમારી તબિયત હમણાં કંઈક અસ્વસ્થ રહ્યા કરે છે? ખરુંને?'

'હા! સાધારણ નરમગરમ રહ્યા કરે છે.'

'તો તમે હમણાં ક્યાંક બહાર હવાફેર કરી આવોને? સુમનને સાથે લઈ જજો. તે પણ કંઈક બહારની દુનિયા જુએને!' મહાસુખલાલે કહ્યું.

'જી, હમણાં તો ક્યાંથી નીકળાય? હડતાલનો પવન જરા જોરથી ફૂંકાઈ રહ્યો છે. આપણી મીલ પણ આ વખતે બચી શકશે કે નહિ તે શંકા છે.' જયરાજે કહ્યું.

'જોયું જશે. એ તો પહોંચી વળાશે. તબિયત સંભાળવી રહીને! મારે તો તમે અને સુમન સરખાં છો! અને જુઓને, સુમને ય મોટી થઈ રહી છે. મારા ભાઈ, આ બધી જવાબદારીઓ છે ને! એમાંથી મુક્ત થાઉં એટલે પછી નિરાંત!'

મહાસુખભાઈ આમ બોલતા જયરાજ તરફ જોઈ રહ્યા.

માહસુખભાઈના કહેવાનો અર્થ પોતાની દૃષ્ટિએ વિચારતો જયરાજ મૂંગો રહ્યો.

મહાસુખભાઈ મૂંગા રહેલા જયરાજને પોતાની વાતનું સમર્થન કરતા માની બોલ્યા! 'ઠીક, એ તો તમારે જ બધું સંભાળવાનું છેને! મારે શી ફીકર?'

અને વાતને બદલતાં બોલ્યા: 'ગયા વર્ષના આંકડા જોઈ લીધાને?'

અને ખિસ્સામાંથી ડાયરી કાઢતાં જયરાજે તેની સામે આંકડા રજૂ કર્યા.

'ધાર્યા કરતાં બહુ સારું પરિણામ દેખાય છે ને?' આંકડા તપાસતા મહાસુખભાઈએ કહ્યું.

'જી!' જયરાજે જવાબ આપ્યો.

'ઓહો! આ મજૂરોનો પગાર તો મેં ધાર્યો હતો તેથી યે બહુ ઓછો થયો!'

'જી.'

'અને નવા વર્ષનો અંદાજ?' માહસુખભાઈએ પૂછ્યું.

'આ રહ્યો.' જયરાજે ડાયરીનાં પાનાં ફેરવતાં કહ્યું.

'હં. હરકત નહિ, પણ કદાચ મજૂરો વીફરશે તો આંકડા ફેરવવા રહેશે.' મહાસુખભાઈએ કહ્યું.

'જી.'

'તમારી નીતિ મને ગમી છે. વારુ, મીલની પાસેનો જમીનનો ટૂકડો મળી જાય, તો કામ સોળેસોળ આના થઈ જાય.

'નવું કામ ઊભું કરતાં લગભગ એકાદ લાખ તો જોઇશે જ ને!'

'જી.'

'હરકત નહિ. જયરાજ આ તમારે ખાતે ઉભેલી રકમ ખરચ-ખાતાની હશે. તેને ઘરખરચ ખાતે માંડી વાળજો.' માહસુખભાઈએ કહ્યું.

'ના, ના. એમ શામાટે? મારા હિસ્સાની રકમ જમા થવાની જ છે ને!' જયરાજે કહ્યું.

'એ તો ઠીક. તમને કહું છું તેમ કરજોને. તમે ને સુમન મારે મન સરખાં છો. મારો તો ખ્યાલ છે કે હમણાં તો તમે અહીં જ રહો તો સારું. જુદા ઘરની શી જરૂર છે?

સુમનની ઇચ્છા થાય અને પછી તેને જુદું રહેવું ગમે તો તમારી બન્નેની જેવી ઇચ્છા.'

મહાસુખભાઈએ આડીઅવળી વાતો કરતાં ફરી એ જ મુદ્દો પકડ્યો.

જયરાજ સ્પષ્ટ રીતે સમજી ગયો. તેણે જવાબમાં કહ્યું:

'આપની મારા ઉપર અનહદ કૃપા છે!'

પોતાની દરખાસ્ત ઉપર મંજૂરીની સીલમહોર લાગતાં માહસુખભાઈએ કહ્યું: 'અરે! એ જગદીશ, જરા શેઠાણીને એક કપ દૂધ તો લાવવાનું કહેને!'

'ના, જી; અત્યારે કંઈ જરૂર નથી.' જયરાજે વિવેક કર્યો.

થોડી વાર પછી સુમન કેસરિયા દૂધના એ કપ લાવી ઊભી રહી. તેને જોતાં માહસુખભાઇએ કહ્યું: હજી તું સૂતી નથી?'

'ના.'

'સુમન, દૂધ તેં બનાવ્યું?'

'હા, મારાં બા સૂઇ ગયાં છે.'

અને જયરાજે મોડી રાતે રજા લીધી. સુમન તેની બારણા આગળ રાહ જોતી ઊભી હતી. ત્યાંથી નીકળતાં જયરાજની સાથે ચાલતાં તેણે તેના કાનમાં કંઇક કહ્યું.

જયરાજે સીડી ઉતરતાં તેના ગાલ ઉપર એક ટપલી મારતાં માત્ર 'લુચ્ચી નહિ તો!' એટલું જ કહ્યું, અને તે સીડી ઊતરી ગયો.

અને બિછાનામાં પડતી સુમન ગણગણી રહી.

'તારે નયનબિછાને જો પોઢાય, સ્વરગ પમાય, એવી આશાએ આવી છું. તારો શ્રમ હરવા.'

## ૨૪

ચૂંટણીનો સમય નજીક આવી રહ્યો હતો. નવા ઉમેદવારો પ્રજાની સામે અનેક જાતના પ્રલોભનો મૂકી રહ્યા હતા. હરીફાઈમાં જીતી જવાને આકાશપાતાળ એક કરવાની તૈયારી કરી રહ્યા હતા. કાંતે જોયું કે આ ઉમેદવારો, લચ્છાદાર ભાષામાં સુંદર જાહેરાતો કરી રહ્યા હતા. અનેક જાતનાં વચનો આપી રહ્યા હતા. એ વચનો માત્ર ભોળી જનતાને ભરમાવા પૂરતા જ હતા. કોરપોરેશનમાં ચુંટાયા પછી જનતાની એક પણ ફરિયાદ સાંભળવાની આ ઉમેદવારોને ફુરસદ પણ નહોતી. તેને થયું જનતાને આ છેતરપીંડીમાંથી ઉગારી લેવી જોઈએ.

'વિશ્વસંદેશ'ના તંત્રી રામનરેશે આવતી નવી ચૂંટણીબાબતમાં પ્રજાનો મત કેળવવા બડા બજાર વોર્ડની સભા ભરી હતી. કાંતને તેણે પાંચેક મિનિટ બોલવાનો સમય આપ્યો. કાંતનું ભાષણ પૂરું થતાં રામનરેશજીએ તેની પીઠ થાબડી. ભાષણ ટૂંકું છતાં સુંદર હતું. ભાષા સાદી છતાં હૃદયવેધક હતી. રામનરેશજી બડા બજાર વોર્ડના કોન્ગ્રેસ પ્રમુખ હતા તથા આવતી ચૂંટણીમાં ઉમ્મેદવાર તરીકે ઊભા રહેવાના હતા. સ્થિતિના તે સાધારણ હતા, છતાં લોકોમાં તેના સેવાભાવી

સ્વભાવની પ્રતિષ્ઠા હતી. તે એક સારા કાર્યકર હોવા ઉપરાંત સારા વક્તાયે હતા. મજૂર–આંદોલનમાં રસ લેતા કાંતને તેણે એકબે વખત મજૂરોની સભામાં બોલતો સાંભળેલો. તેની ટૂંકી નોંધ પણ એકબે વખત તેણે લીધેલી. આજે સભામાંથી બહાર નીકળતા કાંતને તેઓ પોતાની ઓફિસમાં લઇ ગયા અને બન્નેએ એકાદ કલાક વિચાર-વિનિમય કર્યો. રામનરેશજી સમાજવાદી વિચારોના વિરોધી હતા. એટલું જ નહિ, પરંતુ સમાજવાદને નામે ચાલતી પ્રવૃત્તિમાં તેઓ હંમેશાં સક્રિય સામનો કરતા. તે પાકા ગાંધીવાદી હતા.

કાંતના વિચારો તેને અપરિપક્વ અને તદ્દન ઉપરછલ્લા લાગ્યા. તેણે તેને વધારે ઊંડા ઉતરવાનો આગ્રહ કર્યો. મજૂરોની માગણી વાજબી હતી તે તેણે કબૂલ્યું; પરંતુ કોંગ્રેસ વતી કંઇ પણ સાથ આપવા જ તે તૈયાર નહોતા. એકાદ પત્રિકા કાઢવાનો કાંતનો વિચાર હોય, તો તેની વ્યવસ્થા કરી આપવાની તેણે તત્પરતા બતાવી.

આ બુઝર્ગ માણસના પરિચયથી ખૂશ થતો કાંત ઘેર આવ્યો, ત્યારે અનેક પરસ્પરવિરોધી વિચારોથી તેનું મગજ થાકી ગયું હોય તેમ તેને લાગ્યું. તે ઘેર આવી આરામખુરશીમાં પડ્યો. આંખો મીંચી થોડી ક્ષણો તે સૂઇ રહ્યો.

સામેજ બેઠેલી રજની કંઇક વિચારમગ્ન હોય એમ લાગતાં તેણે આંખો ખોલી સહજ સ્મિત કરતાં પૂછ્યું: 'આજકાલ બહુ વિચારમાં રહે છે રજની!'

'ના, ના. હમણાં માથાનો દુખાવો ચાલુ રહ્યા કરે છે. એટલે કંઇક ઢીલી લાગું છું.'

'માથું દાબી આપું?'

'ના, અત્યારે તો દુઃખતું નથી. તારા ચહેરા ઉપર થાક લાગે છે, કાંત!'

અને કાંતે તેને આવી રહેલો ચૂંટણીનો સમય, મજૂર—આંદોલન, હડતાલો, ચૂંટણીમાં ઊભા થનાર ઉમેદવારો તરફથી થતી ગમે તેવી જાહેરાતો, ખોટા પ્રચારો વગેરે વાતો કહી સંભળાવી. છેવટે તેણે કહ્યું: 'સ્ત્રીસંદેશ' આવા ખોટા પ્રચારનું સાધન બને એ અનુચિત નથી લાગતું રજની ?

રજની ઘડી ભર વિચારી રહી. તેણે કંઇક બેચેની અનુભવતાં કહ્યું: 'પરંતુ એ શરતે તો સ્ત્રીસંદેશ ચાલુ રહ્યું છે!'

રજનીની આર્થિક લાચારી કાંતના ખ્યાલ બહાર નહોતી. તેણે કહ્યું–'કારખાનાની જાહેરાત વગેરે તો ઠીક, પરંતુ આવી જાતના ખોટા પ્રચારનું સ્ત્રીસંદેશ સાધન બને એ તો અન્યાયને સાથ આપવા જેવું ગણાય, રજની!'

'હું એ બાબતની જયરાજ સાથે ચર્ચા કરી લઇશ.' રજનીએ કહ્યું.

'એક પક્ષે ન્યાય છે–એક પક્ષે પિતા છે. છતાંયે માલતી તો ન્યાય પક્ષે જ ઊભી રહી છે. તેની ત્યાગશક્તિથી' ભાઈ, મને તો માન ઉપજે છે, રજની!' કાંતે કહ્યું.

રજની મૂંગી રહી. તેને લાગ્યું કે આ વાત કરી કાંત તેનું અપમાન કરી રહ્યો હતો. માલતીની પ્રશંસા કરવાની આ પ્રસંગે કશીયે જરૂર નહોતી. સંભવ છે કે માલતી પ્રત્યેનો તેનો વિશેષ અનુરાગ આમ બોલાવી રહ્યો હોય અથવા તો તેને શરમિંદી કરવાનું તેને સૂઝયું હોય. ગમે તેમ હોય, પરંતુ બન્ને રીતે કાંત ભૂલ કરી રહ્યો હતો. તેને કાંત ઉપર ગુસ્સો આવ્યો અને તે ત્યાંથી ઊભી થઈ ગઈ. કાંત આ અભિમાની સ્ત્રીને જતી જોઈ રહ્યો. તેને લાગ્યું રજનીને કદાચ ખોટું લાગ્યું હશે. તેનું મગજ પણ કંઇક અસ્થિર હતું. અનેક તર્કવિતર્ક તેના હૃદયમાં થયા કરતા હતા.

એક તરફથી તે મજૂર–આંદોલનમાં ખૂંચતો જતો હતો. અશોક તેનો મિત્ર હતો, પરંતુ આંદોલન વધારે જોર પકડે તો તેની સાથેની કડવાશ વધવા સંભવ હતો. એ ઉપરાંત જગમોહનદાસ શેઠને ચૂંટણીમાં સફળ થવા માટેનું પ્રચારકાર્ય તથા બધી જહેમત અશોકના શિરે જ હતી. કાંત જગમોહનદાસ શેઠની વિરૂદ્ધ તો નહિ, પરંતુ લગભગ બધા ઉમેદવારોની વિરૂદ્ધ પ્રચાર કરી રહ્યો હતો, તેમની સખત ઝાટકણી કાઢી રહ્યો હતો. કોરપોરેશન જેવી પ્રજાકીય સંસ્થાના ઉમેદવારો આટલા બેજવાબદાર હોય તો સ્વરાજ મેળવ્યા પછી આપણે કઈ રીતે રાજ્યતંત્ર ચલાવી શકીશું, તેની વિચારણા કાંતને મૂંઝવી રહી હતી. કોરપોરેશનમાં ચાલતી લાંચરૂશ્વતની ધીંગામસ્તીથી કાંત ધણી ભડક્યો હતો. ત્યાં પણ તેણે મૂડીવાદીના ષડયંત્રો જ જોયાં. અને તે સામે તેણે માથું ઉચક્યું. ચોતરફ મૂડીવાદના હાથ પગ નીચે કચડાતા જન–સમાજને તેણે નિહાળ્યો. તે કોંગ્રેસના મજૂરવર્ગના સ્થિતિ–સંબંધો વિચારી રહ્યો.

પોતે હજી નવાજ સાહસમાં પડ્યો હતો. આર્થિક રીતે તેને પગભર થવું હતું. સિદ્ધેશ્વરે તેના ભરોસે જ આ નવી મીલ ચાલુ કરવાનું, તેની પાછળ મૂડી રોકવાનું જોખમ ઉઠાવ્યું હતું. તે ભરોસાને વિશ્વાસપાત્ર તેણે બનવું જ જોઈએ. પોતે મૂડીવાદી નહોતો, સમાજવાદીયે નહોતો. શું સાચું છે, શું ખોટું છે, એની હજી પોતાના હૃદયથી તેને ખાત્રી નહોતી થઈ. અનેક વાદ અને અનેક વિચારોની અથડામણ વચ્ચે તે ખેંચાતો હતો. આમ હોવા છતાંયે તેને લાગ્યું કે આ શોષિત વર્ગના હિતની જ માત્ર વિચારણા કરતાં સમાજવાદી વર્ગ સાથે ભળ્યા વિના છૂટકો જ નહોતો.

તેની આંખ સામે જ આ અશિક્ષિત ગરીબ લોકો પીલાઈ રહ્યા હતા. મજૂરો રાતદિવસની મહેનત પછી પણ પૂરતું ખાવાનું પામતા નહોતા. આ ઉઘાડા અન્યાયને તે કઈ રીતે સહન કરી લે?

'ના! ના! એ નહિ બની શકે. પોતાને વધારે ઊંડા ઉતરવું જ પડશે. એક તરફ જયરાજ જેવો બુદ્ધિમાન સંસ્કારી નવજુવાન, જેની દલીલોથી પોતે ચૂપ થઈ જાય છે અને બીજી તરફ આ ગરીબ મજૂર-બાળકો અને સ્ત્રીઓના આંસુ સામે તેને શો જવાબ આપવો તે સુઝતું નથી. ના! આ સ્થિતિ અસહ્ય છે! પોતાની બુદ્ધિ વધારે જાગૃત, વધારે સતેજ થવીજ જોઈએ. 'વિશ્વસંદેશ'ના તંત્રી કોંગ્રેસના સાચા ભક્ત છે. એને લાગે છે કે હું સમાજવાદ તરફ ઘસડાઈ રહ્યો છું, અને 'આ સમાજવાદીઓ વર્ગવિગ્રહ કરી કોંગ્રેસની શક્તિને છિન્નભિન્ન કરી રહ્યા છે. સ્વતંત્રતાને ખાતર લડતી આ મહાન સંસ્થાને પોતાની રીતેજ અખતરો કરવા દેવી જોઈએ.' આ તેની દલીલ સાચી છે?

વર્ગવિગ્રહ ઉત્પન્ન કરનાર સમાજવાદીઓ છે? ના, ના, એ વાત ખોટી છે. વર્ગવિગ્રહ તો સમાજમાં નિરંતર ચાલીજ રહ્યો છે. સમાજવાદ તો એ વર્ગવિગ્રહને બંધ કરવા મથી રહ્યો છે. કોંગ્રેસ વર્ષો થયાં પોતાની રીતે અખતરો તો કરીજ રહેલ છે, પરંતુ દેશના ૮૦ ટકા જેટલા આ મજૂરો-ખેડૂતોને સાથે લીધા વિના સ્વતંત્રતા કઈ રીતે મળશે? આ વ્યાપારીઓ, આ ઉચ્ચ વર્ગના થોડાક નોકરો, આ થોડા સાહિત્યકારો, પત્રકારો કે મધ્યમ વર્ગના સુશિક્ષિત થોડા નવજુવાનો શું ખરેખર સ્વતંત્રતા લાવવાના છે? જાહેર સભાઓ, જુસ્સાદાર ભાષણો કે જેલો ભરવાથી જ આ વિદેશી સરકાર અહીંથી ભાગી જશે?

કાંત વિમાસણમાં પડ્યો. ૧૯૩૦નો સત્યાગ્રહ તેની સામે આવી ઊભો. ત્યાર પછી ગાંધી-ઇર્વિન પેક્ટ અને છેલ્લેછેલ્લે હિંદને આઝાદી આપતું પ્રાંતીય સ્વાયત્ત શાસન, કોંગ્રેસનાં પ્રધાન મંડળ-તેની સામે આવ્યાં. તેની કારકીર્દિ, તેનો જ્વલંત ઇતિહાસ તેની આંખ સામે આવી ઊભાં. પછી?

મહાયુદ્ધની શરૂઆત સાથે જ પરપોટા જેવા આ સ્વાયત્ત શાસનની

ગાદીઓ ખાલી કરતા–સરકારી કચેરીઓમાંથી વિદાય લેતા મહારથીઓ તેની આંખ સામે તરવરી રહ્યા.

ત્યાર પછી તો આજે સ્વાયત્ત શાસનની બીજા ગેરકોંગ્રેસીય પ્રાંતોમાં શી સ્થિતિ છે? એક પછી એક આ તમામ ઘટનાઓ તેની આંખ આગળથી પસાર થવા લાગી. અને એકાએક તેના હૃદયમાંથી અવાજ આવ્યો – આ સ્વતંત્રતા હતી? આપણા સ્વાતંત્ર્ય–સંગ્રામથી પ્રભાવિત થઈને ખરેખર અંગ્રેજોએ આપણને સ્વતંત્રતા આપી હતી? આ સ્વતંત્રતા કેવી હતી? સ્વતંત્રતાનો આપણે ઉપયોગ ન કરીએ તો–અથવા તો તેની દોરવણી પ્રમાણે જ આપણે દોરવાઇએ ત્યાં સુધી આપણે સ્વતંત્ર અને ખરેખર સ્વતંત્ર રીતે આપણે વર્તવા જઇએ એટલે સ્વતંત્રતા ખૂંચવી લેવામાં આવે એ સ્વતંત્રતા કઈ જાતની? અને છતાંયે આ સ્વતંત્રતા પાછળ આપણે ગાંડા બન્યા હતા. આપણે મલકાતા હતા. આ આપણી આત્મવંચના આજની આપણી નિરાધાર દશા જોયા પછી વધારે પડતી હતી તેમ નથી લાગતું?

અને ૧૯૩૦ માં જે વર્ગે સાથ આપ્યો હતો, એ વર્ગ છેવટ તો પ્રજાના જીવનને ગુંગળાવી રહ્યો છે એ શું ખોટી વાત છે?

કાંતની વિચારણા આગળ વધી. બેહદ મોંઘવારીથી પીલાતો જનસમાજ તેણે જોયો. અને તેને લાગ્યું કે પરદેશી સત્તા વ્યવસ્થા જાળવી શકતી નથી. પ્રજાના અંતર્દુઃખો સમજી શકતી નથી એ સાચી વાત છે. પરંતુ નફાખોરીને જ સર્વસ્વ માની બેઠેલો આપણો જ વ્યાપારી વર્ગ સાધારણ જનસમાજના જીવનને અસહ્ય બનાવી રહ્યો નથી?

કેટલી અસહ્ય યાતના! કેટલી દારૂણ વેદના! સમાજનો નીચલો થર આ બધું ભોગવી રહ્યો છે તે કોના પાપે?

વિચારવમળમાં ગોથાં ખાતો તે ફરી અટક્યો. શાંત ચિત્તે તે ફરી અવલોકન કરવા લાગ્યો.

મજૂરો અને ખેડૂતોને વધારે પ્રમાણમાં કોંગ્રેસ સાથે શા માટે લેવામાં નથી આવ્યા ?

મન, વચન, કાયાથી આ લોકો અહિંસાને અપનાવી શકે તે માટે ? પરંતુ ગાંધીજીની અહિંસાને ગાંધીજીના જ જીવનઅર્થમાં સ્વીકારવા તો કોંગ્રેસ પણ તૈયાર નથી. અહિંસા તો રાષ્ટ્રીય કોંગ્રેસે એક સફળ શસ્ત્ર તરીકે જ સ્વીકારેલ છે. ત્યારે વર્ગવિગ્રહથી કોંગ્રેસ ડરે છે ?

અહિંસાનો અર્થ સંપૂર્ણ અવિરોધ થતો હોય તો સરકાર સામેનો સત્યાગ્રહ–વિદેશી માલનો બહિષ્કાર એ કંઈ સંપૂર્ણ અવિરોધ નથી. તેમાં વિરોધ તો છે જ. મજૂરોને–ખેડૂતોને તેમના હક્કો સમજાવતાં તેની આત્મીયતા જાગૃત કરતાં સમાજના બીજા વર્ગ સાથે અથડામણમાં આવવા જેવું લાગતું હોય, તો તે વિરોધ પણ અહિંસક કેમ ન કહેવાય ?

અને જો એમ જ હોય તો વર્ગવિગ્રહથી ડરવા જેવું છે શું ?

પરંતુ ના, ના. આ વર્ગવિગ્રહનું તૂત તો પૂંજીપતિઓએ જ ઊભું કર્યું છે. એની પાછળ કશુંયે તથ્ય તો નથી જ. અને વર્ગવિગ્રહ આવતો હોય તો ભલે આવે. આ ગરીબ લોકો શું કયામતના દિન સુધી પીસાયા જ કરશે ?

આમ વિચારતાં તેના હૃદયને ખાત્રી થઈ કે મજૂરપક્ષે તે જે કંઈ કરી રહ્યો હતો તે ખોટું તો નહોતું.

માત્ર એ સેવા આપવાની પોતાની શક્તિ કેટલી હતી, એની મર્યાદા પોતે સમજવાની હતી.

કાંતને આમ અરધીએક કલાક થયાં વિચારમગ્ન તથા મૌન જોઈ

રજનીને થયું–કાંતને પોતે અન્યાય તો નહોતી કરી રહીને? અને તેણે તેની પાસે આવી કહ્યું: 'ચા કરી આપું?'

અને વિચારનિદ્રામાંથી જાગતાં તેણે કહ્યું: 'રજની, હું બપોરે ક્યારે ચા પીઉં છું?'

'ના, મને થયું સુસ્તી હશે, તો ઉડી જશે.' રજનીએ જવાબ આપ્યો.

કારનું હોર્ન સાંભળી રજની બહાર આવી તો તેણે જયરાજને આવતો જોયો. આજે આવા સમયે જયરાજને આવતો જોઈ તેને આશ્ચર્ય થયું. માલતીના કહેવા પ્રમાણે જગમોહનદાસ શેઠ તરફથી કંઈ કહેવા તો તે નહિ આવેલ હોયને? રજનીએ બહાર આવતાં કહ્યું: 'ઓહો, અત્યારે આ તરફ?'

'હા. હમણાં થોડા દિવસ હવાફેર માટે બહાર જવાનો મારો ખ્યાલ છે; એટલે થયું કે ચાલ રજની અને કાંતને મળતો આવું. અશોકને તથા માલતીને પણ ટેલીફોન કરી જોયો.' જયરાજે ખૂરશી લેતાં કહ્યું.

'એમ? ક્યાં જવાના ખ્યાલમાં છો?' રજનીએ પૂછ્યું.

'પારસનાથ હીલ પર જઈ આવીએ. ચાર દિવસ અને વધારેમાં વધારે પંદર દિવસ રોકાવાની ગણત્રી છે!' જયરાજે કહ્યું.

'સાથે કોણ આવે છે?'

'અશોક અને માલતી આવી શકે તેમ નથી. કાંતને પૂછવાનું છે. અને રજની તથા સુમને તો આવવું જ પડશે!' જયરાજે કહ્યું.

આ વાતચીત દરમિયાન કાંત બહાર આવી જયરાજ પડખે જ બેઠો હતો. તેણે કહ્યું: 'તમે જાણો છો કે મારાથી તો હમણાં એક મિનિટ પણ બહાર નીકળી શકાય તેમ નથી. મને માફ કરજો જયરાજ! તમારી સાથે આવવાનું બનત તો ખૂબ આનંદ આવત, પરંતુ લાચાર છું.'

'તમારી સ્થિતિ હું સમજી શકું છું. રહ્યાં અમે ત્રણ જ. ખેર એટલેથી સંતોષ માનીશું. આવી મુસાફરીમાં તો મિત્રોની સંખ્યા જેટલી વધારે તેટલો આનંદ વધારે, પરંતુ લગભગ બધાં એવી જ સ્થિતિમાં સંડોવાયેલાં છે, ત્યાં શું થાય? મારાથી પણ નીકળી શકાય તેવું નથી. પરંતુ મોહસુખભાઈનો આગ્રહ હતો એટલે શું કરું?' જયરાજે કહ્યું.

રજની કંઈક વિચારી રહી. વિચારની ગડમથલમાં જ તેણે કહ્યું: 'જયરાજ, તમે જઈ આવોને? મારાથી તો નહિ આવી શકાય.'

'તો થયું. અમારે પણ નથી જવું!'

જયરાજ આટલું કહેતાં બીજી વાતની શરૂઆત કઈ રીતે કરવી તે વિચારી રહ્યો. તે જગમોહનદાસ શેઠને ત્યાંથી જ આવી રહ્યો હતો. જગમોહનદાસે ચૂંટણી નજીક આવતી હોવાનું તથા તે વિષેનું પ્રચારકાર્ય 'સ્ત્રી સંદેશ'માં કલાત્મક આવે એ રીતની રજનીને સૂચના કરવાનું જયરાજને કહેતાં જયરાજે કહેલું: 'સ્ત્રી સંદેશ–સ્ત્રીઓના વિકાસ પૂરતું–તેના વિષય પૂરતું કંઈ લખે તે શોભે. જાહેર ખબરો દરેક પત્રો સ્વીકારે છે અને સ્ત્રી સંદેશ સ્વીકારે ત્યાં સુધી તો બરોબર! પણ પત્ર કંઈક પ્રતિષ્ઠિત થતું જાય છે. એ માત્ર પ્રચારનું સાધન બની રહેશે તો મેળવેલી પ્રતિષ્ઠા એ ખોઈ બેસશે. રજની મંજૂર થશે કે નહિ તે સવાલ છે.'

આ સાંભળતાં જ કંઈક ગુસ્સે થતા જગમોહનદાસ શેઠ બોલ્યા: 'તમેય ભુલકણા લાગો છો જયરાજ! આજ સુધી મદદ મેં ઝખ મારવા આપી છે? એ તો પહેલી શરત હતી. આ જાતનો પ્રશ્ન તો ઊઠવો જ ન જોઈએ.'

'એ મને ખ્યાલ છે. રજનીને હું પૂછી જોઈશ.' જયરાજે કહ્યું.

'પૂછવાનો કોઈ પ્રશ્ન નથી. કાંત તેની પડખે છે, એટલે એ કદાચ મંજૂર નહિ થાય. તમારા પ્રત્યે પણ તેને માન છે, એટલે એને ફોસલાવવાનો પ્રયત્ન કરજો. કંઈ સારી લાલચ આપજો.' જગમોહનદાસે કહ્યું.

'મને માફ કરજો. એ તો મારાથી નહિ બની શકે.' જયરાજે કહ્યું.

'ત્યારે એક જ રસ્તો છે. રજનીએ ખસી જવું અથવા તો મારી મદદની આશા છોડી દેવી.' જગમોહનદાસે કહ્યું.

જયરાજને થયું કે તેણે ચોખ્ખોચટ્ટ જવાબ આપવામાં ઉતાવળ કરી હતી. 'શ્રીસંદેશ'ની મદદ પૂરતું તો ઠીક, પરંતુ તેની પાસેથી તેણે હજી બીજું કામ કઢાવવાનું હતું. આવી રીતે તેની સાથે વાત કરવામાં ભૂલ થતી હોય તેમ લાગતાં તેણે દાવ અજમાવતાં કહ્યું: 'ઓહો, અસલ વાત તો હું ભૂલી જ ગયો.'

'શી?'

'રજનીની તબિયત નરમ રહ્યા કરે છે. હવાફેરના બહાને થોડા દિવસ તેને બહાર ફરી આવવાનું કહીશું તો તે રાજી થઈ સ્વીકારી લેશે અને બીજી ભાંજગડમાં ઉતરવું નહિ પડે.'

'હં. તેની જગ્યાએ કોઈ જોઈશેને?'

'એ હું સગવડ કરી લઈશ.'

'સારું ત્યારે, એમ જ કરી લેજો.'

અને જયરાજ વધારે ત્યાં ન રોકાતાં સીધો રજની પાસે આવ્યો. જયરાજે રજનીને કહ્યું: 'હું જગમોહનદાસ શેઠને ત્યાંથી જ ચાલ્યો આવું છું. આવતી ચૂંટણીના પ્રચાર અર્થે 'શ્રી સંદેશ'નાં પાનાં રોકવા માટે તેમણે મને કહ્યું. મને લાગ્યું કે પત્ર જે રીતે પ્રગતિ કરી રહ્યું છે તેની પ્રતિષ્ઠાને આ રીતે હાનિ પહોંચશે. એટલે મેં તો

ના પાડી. અને તમને પૂછી જોવાને કહ્યું. પરંતુ તેમણે મક્કમતાથી કહ્યું કે રજનીએ ખસી જવું યા તો મારી આર્થિક મદદની આશા છોડી દેવી. '

' જયરાજ, માલતીબહેન આગળથી મેં આ વસ્તુ જાણી લીધી હતી. હું પણ એ જ વિચાર કરી રહી હતી. શું કરવું તે સૂઝતું નથી.'

' મને એક રસ્તો ઠીક લાગ્યો છે. આપણે હવાફેર નિમિત્તે બહાર તો જવું છે. તમારે તથા સુમને પારસનાથ હીલ પર વધારે રોકાવું. એટલો વખત ' સ્ત્રી સંદેશ'ને કોઇ બીજું સંભાળે. ' જયરાજે કહ્યું.

' એથી શું થયું ? કોઇ બીજા માણસને શેઠ ગોઠવશે. તે તો તેને વધારે અનુકૂળ થઈ પડશે. પત્રની પ્રતિષ્ઠાને એથી કઈ રીતે બચાવી શકાશે ? પ્રતિષ્ઠા ઉપરાંત પણ મને લાગે છે કે ' જગમોહન શેઠ 'ને ચૂંટણીમાં સાથ આપવો તે અન્યાયને સાથ આપવા બરાબર છે ! ' રજનીએ કહ્યું.

' એમ ? એવું કોણે કહ્યું ? કાંતે ? ખેર એ ચર્ચા પછી. રજની' તારી જગ્યાએ એટલો સમય કોને ગોઠવવો તે મારા ખ્યાલમાં છે અને એ વ્યવસ્થા શેઠે મને સોંપી છે. '

' ત્યારે તમે કોઈ એવી વ્યકિતને શોધી કાઢી છે ? ' રજનીએ પૂછ્યું.

' હા. ' જયરાજે કહ્યું.

તેનું નામ સાંભળવા રજની અધીરી બની ગઈ. તેણે ઈંતેજારીથી પૂછ્યું : ' કોણ છે એ ?'

' માલતી. '

રજની તથા કાંત આશ્ચર્ય અનુભવી રહ્યાં. જયરાજની બુદ્ધિમત્તા માટે રજનીને માન થયું. પરંતુ કાંત માટે પોતાના પિતાના

સામે પણ માલતી વિરોધ કરે તે તેને કોણ જાણે કેમે ય ગમ્યું નહિ. રજનીએ કહ્યું :

'માલતીએ આ વાત સ્વીકારી છે ?'

'એ મારા હાથની વાત છે.' જયરાજે કહ્યું. અને ખુરશી ઉપરથી ઊઠતાં તેણે કહ્યું: 'રજની, આપણે કાલે જ અહીંથી જવાનું છે. માટે તૈયારી કરી લેજે.'

અને કાંત તરફ જોઈ તે બોલ્યો: 'બીજી પ્રવૃત્તિઓ સાથે તમારા નવા સાહસને વધારે સફળ બનાવવાના પ્રયત્નમાં ઊણપ ન આવવા દેતા.'

આટલું કહી તે ચાલતો થયો.

ઘડીઆળ તરફ જોતો કાંત ઊઠયો. તે બોલ્યો: 'ઓહો! ખૂબ મોડું થયું ને! આજે રવિવાર છે ને રજની!'

'ત્યારે શું સોમવાર છે ?'

'મારે સભામાં જવું હતું ત્યાં તો નહિ પહોંચાય. હવે સિધ્ધેશ્વર પાસે જતો આવું. તારે બજારમાંથી કંઈ મંગાવવું છે ?'

'હું લિસ્ટ કરી રાખીશ.' રજનીએ કહ્યું.

કાંત ચાલતો થયો. જયરાજની પ્રતિભાથી અંજાતી રજની બોલી: 'જયરાજ અજબ માણસ છે!'

# ૨૫

ગિરિડીહ જંકશને ઉતરી જયરાજ, સુમન તથા રજની પાસેની જ ધરમશાળામાં આવ્યાં. ધરમશાળાના રક્ષકને વાહન માટે પ્રબંધ કરવાનું કહેવામાં આવ્યું.

પ્રભાત થવા આવ્યું હતું. પ્રાતઃવિધિ પતાવીને ત્રણેય તૈયાર થયાં ત્યાં જ મોટરબસ આવી ઊભી રહી. ઉતારૂની ભીડ નહિ જેવી હતી. સમેતશીખરની તળેટી અહીંથી લગભગ ચાલીશ માઇલ છેટે હતી. જયરાજે કારનો પ્રબંધ કરવા માટે વરધી આપેલી, પરંતુ રાહ જોયા પછી પણ ગાડી ન આવતાં ત્રણેય મોટરબસમાં જ બેઠાં અને 'જય પારસનાથ'ના અવાજ સાથે બસ ઊપડી. પૂરપાટ દોડી જતી બસ વાલુકા નદીને કાંઠે ઊભી રહી.

બે કાંઠામાં વાલુકા વહી જતી હતી. તેના નિર્મળ સ્ફટિક જેવાં નીર જાણે દૂરદૂરની મુસાફરીએ જવાની તૈયારી કરી રહ્યાં હોય તેમ ઉતાવળે દોડયાં જતાં હતાં.

વાલુકાને કાંઠે મંદિર હતું. ભગવાન મહાવીરને અહીં કેવળજ્ઞાન

ઊપજ્યું હતું. ઉતારૂઓ અહીં ઉતરી પડચાં. સુમને ઉતરતાં કહ્યું:
'ચાલો, રજની આપણે પણ પ્રભુનાં દર્શન કરી આવીએ.'

અને ત્રણે જણાં ઉતરી પડચાં. કેટલી શાંત અને સુંદર જગ્યા! અઢી હજાર વર્ષ પહેલાં અંધકાર, અજ્ઞાન અને વહેમમાં સબડતી પ્રજાના ઉદ્ધાર અર્થ પ્રભુ મહાવીરે અહીં ધૂણી ધખાવી અને આ સબડતી પ્રજાના ઉદ્ધારનો અચાનક તેમને કીમિયો મળ્યો. તેમનું હૃદય-મંથન શાંત થયું. વિચારોના જાળામાંથી તે મુક્ત થયા. અને જ્ઞાન દીપકની મશાલ લઈ જગતનાં અંધારાં ઉલેચવા તેમણે અહીંથી મહાપ્રસ્થાન કર્યું.

આ વાલુકાનાં નીર ત્યારે થોડીવાર શાંત થઈ ગયાં હતાં. હવામાં ઊડતા, ખડખડતાં પાંદડાંઓએ ધીમે સ્વરે સંગીત ગાયું હતું. આકાશમાં રમતા તારાના ઝુંડે મંદહાસ્યની વધામણી આપી હતી. આ વાલુકા ત્યારથી પોતાના જીવનને ધન્ય માનતી પ્રભુના ચરણસ્પર્શ લઈ અઢી હજાર વર્ષ થયાં સતત ઉત્સાહથી દોડી રહી છે. તે ક્યારેય થાક ખાવા ઊભી નથી. તે ક્યારેય નિરુત્સાહી થઈ નથી. તે ક્યારેય કર્તવ્ય-શિથિલ થઈ નથી!

રજની તેની આસપાસ છાઈ રહેલા સૌંદર્યનું પાન કરી રહી હોય તેમ મુગ્ધ નયને વાલુકાને કાંઠે ઊભી વહી જતાં નીરને તે જોઈ રહી.

અઢી હજાર વર્ષ પહેલાંનો કાળ કલ્પનાચક્ષુ આગળથી પસાર થઈ ગયો. જ્ઞાનદીવડો પ્રગટાવી જગતને આંગણે ઘૂમતા પ્રભુ મહાવીર તેની નજરમાં રમી રહ્યા. અને એ કલ્પનામાં રમી મૂર્તિને તેણે પ્રણામ કર્યા.

ઉતારૂઓ બસમાં બેસવા લાગ્યા ત્યારે સુમને રજનીને હાંક મારી

અને જરા દૂર નીકળી ગયેલો જયરાજ ઉતાવળો દોડતો આવ્યો. બધા ઉતારુ આવી ગયા પછી બસે દોડવું શરૂ કર્યું.

ધરમશાળાથી થોડે દૂર રહેલી બસ વધારે જોરથી દોડવા લાગી અને ધરમશાળાના વિશાળ ચોગાનમાં આવી તે ઊભી રહી ત્યારે યાત્રીઓએ ફરી ' જય પારસનાથ ! ' ના નામની જોરથી ગર્જના કરી.

ધવલ મંદિરના ઊંચાં શિખરો ઉપર ફરફરી રહેલી ધ્વજાઓએ એક સાથે આ નવા યાત્રીઓનું જાણ્યે સ્વાગત કર્યું અને જયરાજ મંદિરનાં ઊંચાં શિખરોને જોઈ રહ્યો. આ વિશાળ ચોગાનને વટાવતાં તેઓ ધરમશાળામાં આવ્યાં. વચમાં એક સુંદર બગીચો હતો. આસ-પાસ એક જ જાતના નાના ઓરડાઓ હતા અને તેની ઉપરના ભાગમાં પણ એકસરખી ઓરડીઓ હતી.

જયરાજે ઉપરની જગ્યા જ પસંદ કરી. બે ઓરડીઓ તેને કાઢી આપવામાં આવી. ત્યાં સામાન ઉતરાવી તે રસોઈની વ્યવસ્થા માટે નીચે આવ્યો. ધરમશાળા તરફથી ચાલતા ભોજનગૃહમાં તેને લઈ જવામાં આવ્યો. તેનો પ્રબંધ ઠીક લાગતાં બીજી કડાકૂટમાં ઉતરવા કરતાં આ ભોજનગૃહનો લાભ લેવો જ તેને ઉચિત લાગ્યો અને ત્રણે જણાં ભોજનગૃહમાં આવ્યાં.

યાત્રીઓની સગવડતાખાતર આ ભોજનગૃહ ધરમશાળાના વ્ય-વસ્થાપકો તરફથી હંમેશાં ચાલુ રાખવામાં આવતું હતું.

મોટા ભાગના યાત્રીઓને એ આશીર્વાદ સમું લાગતું. દાળનો સબડકો લેતાં કે સુક્કી દ્રાક્ષનું શાક મોઢામાં નાખતાં સુમન સીસકારા બોલાવતી હતી. જયરાજે તેને કહ્યું : ' એક એક કોળિયે પાણીનો એક ઘૂંટ લેતી જા, સુમન ! '

અકળાતી સુમન ન છૂટકે એક એક કોળિયે પાણી પીતી હતી.

જમી ઊઠ્યા પછી જયરાજે રસોયાને ત્રણ જણનાં દાળશાક મરચાં વિનાનાં જુદાં કાઢી રાખવા માટે સૂચના કરી.

અને મરચાં ખાવાને ટેવાયેલ આ મારવાડી રસોયાને મરચાંથી ગભરાતા આ યાત્રીઓ માટે આશ્ચર્ય થયું!

ભોજનનું કામ પતાવ્યા પછી તેઓ બગીચામાં આવ્યાં. થોડીવાર આસપાસની જગ્યા જોયા પછી પાછા તેઓ ઓરડીમાં આવી આરામ લેતાં પડ્યાં.

વહેલી સવારે સમેતશિખર ચડવાનું તેઓએ નક્કી કર્યું હતું.

સાંજના તેઓ ધરમશાળાથી થોડે દૂર નીકળી પડ્યાં. ખાડા-ટેકરા વટાવતાં તેઓ એક ભેખડ પાસે આવી ઊભાં. નીચે ઊંડાણમાં એક નાનું ઝરણું વહી રહ્યું હતું. આસપાસ વૃક્ષોની ઘટા હતી. ચોતરફ કેસુડાનાં ઝાડ હતાં. જયરાજને આ જગ્યા પસંદ આવી.

લોકો આને મધુવન કહેતા. આસપાસ થોડે થોડે દૂર નાનાં ગામડાં હતાં. ગામડાના સાંથાલીઓ મજૂરી ઉપર–ખેતી ઉપર–જીવન નભાવતા. નજદીકની ગામડાની ગોરીઓ અહીં પાણી ભરવા આવતી.

ઝાડીમાંથી એકાએક દેખાતી આ ગ્રામલલના વસ્ત્રવિહીન હોવા છતાંયે સુંદર લાગતી. સુંદર વસ્ત્રો કે ટાપટીપ વિનાનો એમનો અર્ધ-ઢાંક્યો દેહ સુદૃઢ અને શક્તિસંપન્ન લાગતો.

ભેખડ બહુ ઊંચી નહોતી. એક બીજાનો હાથ ઝાલી ત્રણેય નીચે ઊતર્યાં અને ઝરણાંને કાંઠે બેઠાં.

દૂરની વૃક્ષરાજિમાં થતા ખડખડાટથી તેઓ ચોંકી ઊઠતાં. ત્યાંથી પસાર થતા એક વટેમાર્ગુને ઊભો રાખી જયરાજે આસપાસની જગ્યા વિષે અને ત્યાંના ગ્રામજીવન વિષે કેટલાયે પ્રશ્નો કર્યા. ઘડીમાં સુમન તથા

ઘડીમાં રજની તરફ જોતા અને પછી ગભરાતા ગામડિયાએ તેની ભાષામાં કેટલાક પુછાયેલા સવાલોના જવાબો આપ્યા.

ખળખળ વહેતાં પાણીમાં સુમન તથા રજની છબછબિયાં કરતી રમતે ચડી. બાળપણ ફરી તાજું થયું: 'ઓહો ! આવું જ જીવન રોજ જીવાતું હોય તો !' અને જલક્રીડા કરતી એક બીજાને તે પાણી ઉડાડી રહી !

જયરાજ આકાશમાં છુપાઈ જવા મથતા સૂર્યને જોઈ રહ્યો. ઝાડી વચ્ચેથી દેખાતું લાલ લાલ થતું આકાશ કેટલું સુંદર લાગતું હતું! કલકત્તામાં તેને આવું સુંદર પ્રાકૃતિક દૃશ્ય ક્યારેય જોવા મળ્યું હતું ? રોજિંદી ધમાલમાં તેને આવું જોવાની ફુરસદેય ક્યારે હતી ?

સૂર્યાસ્ત થતાં તેણે સુમનને બૂમ મારી કહ્યું; 'ચાલો સુમન, રાત થાય તે પહેલાં આપણે મુકામે પહોંચી જવું જોઈએ.'

રાત્રે નિર્જીવ લાગતી ધરમશાળા વહેલી સવારે ગાજી રહી હતી. ઉતારુઓ વહેલા ઊઠી પહાડ ચઢવાની તૈયારી કરી રહ્યા હતા. ડોળીઓની અવરજવર થઇ રહી હતી.

તીર્થયાત્રાનું પુણ્ય લૂંટવા આવેલા શ્રીમંત બુઢ્ઢા યાત્રીઓ ડોળીવાળા સાથે પૈસાની રકઝક કરતા–ધમકાવતા ધરમશાળાની બહાર નીકળતાં જ ડોળીમાં બેસી જતા હતા. જુવાનોનો ઉત્સાહ પહાડોને ખુંદી વળવા જાણે અધીરો થઈ રહ્યો હતો.

જયરાજે સુમનને તથા રજનીને જગાડી. તૈયાર થતાં ત્રણેએ યાત્રા શરૂ કરી. પહો ફાટયા પહેલાનું અંધારું અને પાછલી રાતનાં અજવાળિયાં પહાડી રસ્તાને રળિયામણો બનાવતાં હતાં.

સવારની તાજગીભરી હવા પહાડના ચઢાવના શ્રમને જાણે હરી લેતી હતી. યાત્રીઓના હૃદયમાં ઉત્સાહ પૂરતી હતી.

સીધો ચઢાવ ચડતા સુમનનો શ્વાસોચ્છ્વાસ વધી જતો હતો. રજની ઊભી રહી જતી. બે પાંચ મિનિટ વિસામો લઈ ફરી ચઢવું શરૂ થતું. આઠેક વાગ્યે તેઓ જલમંદિર પહોંચ્યાં.

થોડે થોડે દૂર દેખાતાં શિખરો યાત્રીઓને આમંત્રી રહ્યાં હતાં. તીર્થયાત્રામાં પુણ્ય મનાવનાર શાસ્ત્રવેત્તાની બુદ્ધિને જયરાજે અભિનંદન આપ્યાં !

દૂર દૂરના પ્રાંતોમાં હજારો માઈલને આંતરે પહાડોની ટેકરી ઉપર ભગવાનને બેસાડનાર પૂર્વજો માટે રજનીના હૃદયમાં માન જાગ્યું ! તેને લાગ્યું કે ભગવાન અહીં બેસાડવામાં ન આવ્યા હોત તો આટલું સાહસ ખેડી અહીં જંગલોમાં થોડા પ્રવાસશોખીન જુવાનો સિવાય કોણ આવત ?

જલમંદિર એ આ છૂટાછવાયા પહાડોને સાંધનારી પહેલી ટેકરી છે. ક્ષણિક વિશ્રામ લેવા પૂરતી ત્યાં એક ધરમશાળા છે. નાહવા ધોવાની કે થાક ઉતારવા, નાસ્તો પાણી કરવા યાત્રાળુઓ અહીં જલ-મંદિરમાં રોકાય છે. થાક ઉતરતાં ફરી યાત્રા શરૂ થાય છે.

જલમંદિર પહોંચતાં જયરાજે કહ્યું: 'કેમ સુમન, થોડી વાર વિશ્રામ લઈશું ?'

'ના, ના, હું તો જરાય થાકી નથી.' સુમને જવાબ આપ્યો અને રજનીએ પણ સુમનના સૂરમાં સૂર પુરાવ્યો.

'ત્યારે ચાલો. સામેની ચંદ્રપ્રભુની ટેકરી ઉપર જતા આવીએ.' જયરાજે કહ્યું.

જલમંદિરે આવ્યા પછી વૃદ્ધ યાત્રીઓ ડોળીમાંથી ઉતરી પડતા. પુણ્યઉપાર્જન અર્થે પગપાળા આ ટેકરીઓ ચડવાનો પ્રયાસ કરતા

અને ડોળીવાળાને સાથે રાખતા. સીધો પહાડ ચડતાં જ્યારે જીવનું જોખમ લાગતું, ત્યારે ફરી ડોળીમાં બેસી જતા. કેટલાક બેઠા બેઠા વાંદરાની પેઠે ઊંચો ચઢાવ ચડતા. પવનનાં સખત ઝાપટાં આવતાં પહાડ ઉપરથી ગબડી પડવાનો ભય લાગતો અને પત્થરોને વળગી પડતા.

બુઢ્ઢા મારવાડીને કે કોઈ વૃદ્ધાને આવી સ્થિતિમાં જોતાં સુમન અને રજની હસવું ખાળી શકતાં નહિ.

ચંદ્રપ્રભુની ટેકરી સીધા ચઢાવની તથા ખૂબ જ સાંકડી હતી. કેડી હતી નહિ. તે ચઢતાં સુમનને લાગ્યું કે પેલા વૃદ્ધ યાત્રીઓની સ્થિતિ જોઈ તે હસતી હતી. પરંતુ તેની પોતાની સ્થિતિ તેનાથી વધારે કફોડી હતી. તે ખૂબ ઊંચે ચઢી ગઈ હતી. સુસવાટા મારતો પવન જોરથી ફૂંકાઇ રહ્યો હતો. તેને લાગ્યું કે એક જ જોરથી ઝાપટું આવતાં તે ગબડી પડશે. અને જો ગબડયાં તો રામ જ રમી જવાના – સીધા નીચે ખાઇમાં જ પડવાનું! આ કલ્પનાથી તેને તમ્મર આવી. તે ત્યાં જ બેસી ગઈ. રજની હસી પડી. તેણે તેની પાસે આવતાં કહ્યું: ‘ સુમન, શું થયું? થાકી ગઇ?’

‘ મારાથી હવે નહિ ચઢી શકાય, રજની!’ સુમને કહ્યું.

‘ વાહ, પેલી ડોશીમાઓ ચઢયે જાય છે અને તારાથી નહિ ચઢાય?’ રજનીએ કટાક્ષથી કહ્યું

‘ ના; મારામાં હવે શ્રદ્ધા નથી રહી.’ સુમને કહ્યું.

‘ એમ શ્રદ્ધા ગુમાવ્યે ચાલે? જીવનની વાટ તો આથીયે આકરી છે.’ રજનીએ કહ્યું.

જયરાજે પાસે આવતાં કહ્યું: ‘ ચાલ સુમન, હું તારો હાથ પકડીશ.’

અને સુમન ઊભી થઇ. તેણે જયરાજનો હાથ પકડચો અને રજની તરફ જોઈ રહી ! જાણે કહેવા માગતી હોય કે, 'રજની, જીવનની વાટ આકરી હશે, પણ એ આખી વાટ સહીસલામત વટાવવા માટે આ હાથ મળી ગયો છે, જો !'

જયરાજની સહાયતાથી સુમન પહાડ ઉપર ચડી ગઈ. ટેકરી ઉપરના એક નાના ઓટા ઉપર ચંદ્રપ્રભુનાં પગલાં હતાં.

સૌથી વિકટ ગણાતી આ ટેકરી ઉપરથી ઊતરી આસપાસની ટેકરી ઉપર ચઢી આવ્યા પછી છેવટ પારસનાથ હીલનો રસ્તો પકડયો. બીજી ટેકરીઓ કરતાં આ ટેકરી થોડે જ દૂર હતી.

આ ટેકરી ઉપર એક વિશાળ મંદિર હતું. દૂરથી જાણે અદ્ધર હવામાં ઊભું હોય તેમ આ મંદિર લાગતું. મંદિરના કઠેડામાં ઊભા રહી નીચે નજર નાખતાં આંખે અંધારાં આવતાં.

હવામાં વાદળ સાથે વાતો કરવા મથતી હોય તેમ ફરફરતી ધ્વજા જોઈ જયરાજ આકાશ ભણી જોઇ રહ્યો.

યાત્રાવિધિ પૂરો થયાનો સંતોષ અહીં યાત્રીઓ અનુભવતા. મંદિરમાં આવી ઘંટારવ કરતા અને પ્રભુની મૂર્તિ આગળ ભક્તિભાવે નમી પડતા.

જયરાજે આવી ઘંટ વગાડચો. રજનીએ પણ તેનું અનુકરણ કર્યું. સુમન કઠેડામાં ઊભી. ચોતરફ દેખાતી વૃક્ષરાજિને તે નિહાળી રહી.

દશેક વાગ્યે તેઓ પહાડ ઉતરવા લાગ્યાં. બપોરના જ્યારે તળેટીએ પહોંચ્યા, ત્યારે દરેક યાત્રીને એક એક લાડવો નાસ્તા નિમિત્તે આપવામાં આવ્યો.

સુમનને હસતી જોઈ, ઈનકાર કરતી જોઈ જયરાજે કહ્યું : 'સુમન, આ તો પ્રભુનો પ્રસાદ છે, લેવો જ જોઈએ.'

ત્રણેએ પ્રસાદ આરોગ્યો. થોડી વાર વિશ્રાંતિ લઈ સાંજે થાક્યાં-પાક્યાં ધરમશાળામાં પહોંચ્યાં.

બીજે દિવસે સવારે જરા મોડેથી ઊઠવાનો, સાંજના જલ-મંદિર સુધી પહોંચવાનો, સવારના દિગંબરના મંદિર તથા આસ-પાસની ધરમશાળા જોવાનો પ્રોગ્રામ નિશ્ચિત કર્યો.

## ૨૬

બીજે દિવસે સવારે સુમન ઊઠી ત્યારે તેને લાગ્યું કે તેના પગ ઝલાઈ ગયા હતા. રજનીને પણ થાક લાગ્યો હતો. જયરાજ સ્વસ્થ અને પ્રફુલ્લિત લાગતો હતો.

રજનીએ જયરાજને સંબોધી કહ્યું: ' આપણે નાસ્તોપાણી પતાવી જલમંદિર જઈ આવીએ તો ? '

' જલમંદિરનો પ્રોગ્રામ તો આપણે સાંજનો રાખ્યો છે ને ! ' જયરાજે કહ્યું.

' પણ સાંજે પાછા વળતાં કદાચ મોડું થાય. મોડી સાંજના પાછું વળવું તે ભયજનક છે તેવું મેં બીજા યાત્રીઓ પાસેથી સાંભળ્યું, એટલે અત્યારે જ જતા આવીએ તો સંધ્યા પહેલાં આવી જઈશું અને બીજો પ્રોગ્રામ કાલે રાખીશું. ' રજનીએ જવાબ આપ્યો.

' ત્યારે એમ જ કરીએ. સુમન તારો શો અભિપ્રાય છે ? ' જયરાજે પૂછ્યું.

' ભાઈસા'બ, મારાથી તો ચાલી શકાય તેમ નથી. તમે જ જઈ આવો. ' સુમને કહ્યું.

'વાહરે, તું અહીં એકલી રહે ને અમે જઈ આવીએ ?' રજનીએ કહ્યું.

'શી હરકત છે, રજની ? હું ખૂબ થાકી ગઈ છું. મારા તો પગ ભરાઈ ગયા છે.' સુમને કહ્યું.

'ત્યારે રજની આપણે જઈ આવીએ ? વહેલા આવી જઈશું. એટલો વખત સુમન આરામ લેશે.' જયરાજે કહ્યું.

રજનીએ જયરાજ તરફ જોયું. તેના હૃદયને કોઈ અગમ્ય ભયની કલ્પના ગુંગળાવી રહી. તે બોલી : 'ના, ના, સુમનને એકલા મૂકી નથી જવું. કાલે જઈશું. એવી શી જરૂર છે ?'

'હું તે કંઈ નાનું બચ્ચું છું કે એકલી ન રહી શકું ? મને કોઈ થોડું ફાડી ખાવાનું છે ?' સુમને હસતાં હસતાં કહ્યું.

જયરાજની પ્રબળ ઈચ્છાથી છેવટે રજનીએ સંમતિ દર્શાવી અને નાસ્તાપાણી કર્યાં પછી તૈયાર થઈ બન્ને નીકળી પડયાં.

કાલના જેવું આકાશ આજે સ્વચ્છ નહોતું. વાદળાંઓ આવતાં હતાં અને જતાં હતાં. વાદળમાં છુપાતો સૂર્ય ક્યારેક બહાર ડોકિયાં કરી જતો હતો.

હસતાં, વાતો કરતાં જયરાજ અને રજની પહાડ ચઢયે જતાં હતાં. રૂપેરી કોરની કાળા રંગની જ્યોર્જેટની સાડી અને એ જ જાતના ચપોચપ થતા બ્લાઉઝમાં પહાડ ચઢતી રજની હંમેશાં કરતાં આજે વધારે સુંદર લાગતી હતી. થાકેલી હતી, છતાં તેના ચહેરા ઉપર થાકને બદલે ઉત્સાહ હતો. હાફશર્ટ અને ચડ્ડીથી શણગારાયેલો જયરાજનો દેહ વધારે સુદૃઢ લાગતો હતો.

ચઢાવથી થાકતી, પાછી પડતી રજનીને જયરાજ પોતાના હાથનો ટેકો આપતો હતો. જયરાજના હાથના સ્પર્શે કંઈક વ્યગ્ર થતી રજની વધારે ઉત્સાહથી ચડવા લાગી.

જલમંદિરે પહોંચ્યાં ત્યારે ઝીણો ઝરમર મેહ વરસી રહ્યો હતો. યાત્રીઓ પાછા ફરવાની ઉતાવળમાં લાગતા હતા. જયરાજ તથા રજની ધરમશાળાના ઓરડામાં આવી થાક ખાવા બેઠાં. થોડી વારમાં આકાશ વધારે ઘનઘોર થવા લાગ્યું. વાદળાંનાં જૂથ જમા થવા લાગ્યાં. વીજળી ચમકવા લાગી.

'ઝોળીમાંથી ટુવાલ આપીશ રજની? હું જરા સ્નાન કરી લઉં!' જયરાજે કહ્યું.

સ્નાન કરવા બહાર નીકળેલા જયરાજે જોયું કે યાત્રીઓ બધા ચાલ્યા ગયા હતા. પહાડ ઉપર એક પણ માણસ નહોતું.

સ્નાન પતાવીને જયરાજ આવ્યો ત્યારે રજનીએ કહ્યું: 'આપણે પાછા વળીએ. વરસાદ કદાચ વધારે આવશે તો પહાડ ઊતરી શકાશે નહિ.'

'આકાશ ખુલ્લું થાય અને કંઈક નિકળાય એવું થાય તો નીકળાય. અત્યારે તો રસ્તો લપસણો થઈ ગયો હશે.' જયરાજે કહ્યું.

આકાશ વધારે ઘેરાવા લાગ્યું હતું. થોડી વારમાં પવન શરૂ થયો.

આકાશ તરફ નજર કરતાં રજનીએ કહ્યું: 'તોફાન નહિ ઊપડે?'

જયરાજ આકાશ તરફ જોઈ રહ્યો. તેની આંખો રજનીની માન્યતાને ટેકો આપતી હતી.

રજનીએ ફરી પૂછ્યું: 'જયરાજ, અહીં જલમંદિરમાં કોઈ રહે છે કે નહિ?'

'ના.' જયરાજે ટૂંકો જવાબ આપ્યો.

'ચાલો; બહાર જઇ જોઇએ તો ખરા કોઈ યાત્રી હોય તો!'

બન્ને બહાર આવ્યાં. દૂર દૂર નજર ફેંકતાં તેમને લાગ્યું કે આ અંધકારમાં બિહામણા લાગતા પહાડ ઉપર પોતે એકલાં જ છે.

થોડી વાર તેઓ ઊભાં રહ્યાં. વરસાદ જોરથી પડવા લાગ્યો અને સાથે જાણે આંધી આવતી હોય તેમ વાવાઝોડું ઉપડયું, વૃક્ષો ડોલી રહ્યાં. નાના ઝાડ જમીનદોસ્ત થવા લાગ્યા અને આ પ્રચંડ વાવાઝોડામાંયે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માગતા હોય તેમ મોટાં ઝાડો ઘડીમાં નમી જતાં તો ઘડીમાં ટટ્ટાર ઊભાં રહેતાં વાવાઝોડા સામે ટક્કર ઝીલી રહ્યાં.

વીજળીનો એક કડાકો થયો. આકાશ જાણે તૂટી પડયું. ડુંગર ડોલી ઊઠ્યા. રજનીએ ચીસ પાડી. જયરાજ તેનો હાથ પકડી ધરમશાળાની અંદર આવ્યો.

'ડરી ગઈ, રજની! તોફાન હમણાં શાંત થઈ જશે!' એટલું જ તે બોલ્યો.

રજનીના શ્વાસોચ્છ્વાસ વધી ગયા હતા. આવું દશ્ય તેણે જીવનમાં આજે પહેલું જ જોયું હતું. વીજળીના એક જ કડાકાથી તે ભયભીત બની ગઈ.

ગાજવીજ વધવા લાગી. તોફાન પણ વધી રહ્યું હતું. હુડહુડ કરતો પવન ઝાડોને ઉખેડી નાખવા લાગ્યો.

આખું જંગલ જાણે ભયથી ત્રાસતું સમસમી રહ્યું હતું. પવન ગાજતો હતો. વરસાદ અનરાધાર પડતો હતો. અને વચ્ચે વચ્ચે થતા વીજળીના કડાકા રજનીને ચમકાવી રહ્યા હતા.

આકાશ તરફ મીટ માંડતી રજનીએ જોયું. આકાશ હજી વધુ

ઘેરાતું જતું હતું. તોફાન બંધ થવાનાં એકેક્ય ચિન્હો દેખાતાં નહોતાં.

વરસાદની ધારમાં જગત ડૂબતું જોયું. કેટલીયે અમંગળ શંકાઓ તેને ભયભીત કરી રહી.

ધરમશાળામાં માત્ર એક જ ઓરડો અને ઓસરી હતી. તે પણ ખૂબ નાનાં હતાં. ઉપર ટીનનું છાપરું હતું. સામે એક બીજી નાની ઓરડી હતી. તેના ઉપર છાપરું ઊડું ઊડું થઈ રહ્યું હતું.

રજનીને થયું, એક જ વંટોળિયો આ ધરમશાળાને છિન્નભિન્ન કરી નાંખશે. અને તો ?

સર્વનાશની રાહ જોતી જીવનની આશા છોડી તે બેઠી. અને આ નિરાશાની ઘડી તેના હૃદયના ઊંડાણમાં કંઇક બીજો જ ઉત્પાત મચાવી રહી !

તેના હૃદયમાં તોફાન શરૂ થયું. તેની આંખોમાં ન કળાય તેવી ભૂખ જાગી. જયરાજ તેને જોતો, વ્યગ્ર થતો ઓસરીમાં આવ્યો. અને દૂર દૂરનાં અદશ્ય થતાં અંધકારમાં વિલીન થતા પર્વતો ને વૃક્ષરાજિને નિહાળી રહ્યો.

વર્ષાદનું જોર કંઇક ઓછું થતું હોય તેમ લાગ્યું. વીજળી પણ શાંત થવા લાગી. તેણે રજનીને કહ્યું: 'રજની, જો તો ખરી! તોફાન ઓછું થવા લાગ્યું છે, આકાશ હમણાં સ્વસ્થ થઈ જશે.'

રજનીએ બહાર આવી જોયું. આકાશમાં અંધકાર ઓછો થઈ રહ્યો હતો, પરંતુ તે વધારે એકરસ થઈ રહ્યું હતું.

તેના હૃદયમાં ઉપડેલું તોફાન વધારે ગાઢું થઈ રહ્યું હતું. આજે કોણ જાણે કેમ પણ તે મૂંગી થઈ ગઈ હતી. તેને કંઈ બોલવું સૂઝતું નહોતું.

જયરાજ પણ મૂંગો હતો. પરંતુ તેણે મૌન તોડતાં કહ્યું: 'રજની, માલતીએ 'સ્ત્રીસંદેશ' સંભાળ્યું તો ખરું, પરંતુ બિચારીને આપણે ધર્મસંકટમાં નાખી. કાંત પ્રત્યેની લાગણીને લીધે જ તેણે પત્ર સંભાળવાનું કબૂલ્યું.'

રજનીના હૃદયમાં કોઈએ જાણે ઘા કર્યો. કાંત માલતીને ચાહતો હતો? તેના હૃદયમાં પ્રશ્ન ઊઠ્યો. ત્યારે તેનું કોણ હતું? જયરાજ? ના, જયરાજ સુમનને ચાહતો હતો. ત્યારે તેને ચાહનાર કોઈ નહોતું? તેને થયું આ વાવાઝોડું વધારે જોરથી શરૂ થાય– જગતનો પ્રલય થઈ જાય તો વધારે સારું.

તે કંઈ બોલ્યાચાલ્યા વિના ઓરડામાં ચાલી ગઈ. થોડી વારે આકાશ વધારે ઘેરું બન્યું અને હુહુ કરતું તોફાન ફરી ઉગ્ર સ્વરૂપે શરૂ થયું. વીજળી ચમકવા લાગી અને આકાશમાં ગાજવીજ થઈ રહી.

એક જોરથી કડાકો થયો. રજની ગભરાઈ ગઈ.

એ કડાકા સાથે તોફાન વધ્યું. જાણે પૃથ્વીને વીંઝી રહ્યું. છાપરું જાણે હમણાં ઊડી પડશે તેમ થયું. વીજળીનો ફરી કડાકો થયો. ડુંગર ડોલ્યો. ધરતી ધ્રૂજી ઊઠી. રજનીએ આંખો બંધ કરી. તેને થયું આ વીજળીએ–વાવાઝોડાએ આજે તેની સામે કાવત્રું કર્યું હતું. તે આ મકાનની ઉપર જ ઝાટકશે. અને ફરી કડાકો થયો. વીજળી જાણે માથે પડી. તેણે રાડ પાડી. જયરાજ દોડ્યો અને પડતી રજનીના દેહને તેણે પકડી લીધો. આંધી વધવા લાગી અને એક વંટોળીયાએ સામેની ઓરડીના છાપરાને ઉડાવી દીધું. તેના અવાજથી ગભરાતી રજનીએ ચીસ પાડી. 'જયરાજ' એટલું કહેતાં તે જયરાજના શરીરને વળગી રહી.

કડાકો ફરી જોરથી થયો. પાણી જોરથી પડવા માંડ્યું. પ્રલય

આવી ચૂક્યો હોય તેમ રજનીને લાગ્યું. આ ધરમશાળાને જમીનદોસ્ત કરવા જ આ તોફાન શરૂ થયું હોય તેમ તેને લાગ્યું.

તે જયરાજને જોરથી વળગી રહી. અત્યાર સુધીની જાળવેલી સ્વસ્થા જયરાજ ગુમાવી બેઠો. નારીના દેહની ઉષ્ણતાએ તેને વ્યગ્ર અને વિહ્વલ બનાવી દીધો. તે રજનીને હડસેલી બહાર ઓસરીમાં આવી ઊભો. ચોતરફ નજર ફેંકી. એની વચ્ચે કોઈ ત્રીજાની હાજરીની જરૂર હોય તેમ કોઈ માનવીની ઉત્કંઠાપૂર્વક અચાનક આવાગમનની તે પ્રતીક્ષા કરી રહ્યો.

તોફાન વધતું ચાલ્યું. વીજળી જાણ્યે આ ડુંગર ઉપર જ ત્રાટકવા મથતી હોય તેમ જોરશોરથી કડાકા કરી રહી અને બીજી જ ક્ષણે તે સામેના ડુંગર ઉપર ત્રાટકી. આંખો આંજી નાંખે તેવું અજવાળું થયું. ધરમશાળા ધ્રૂજવા લાગી અને બ્હાવરી થતી રજની જયરાજના દેહને જોરથી વળગી રહી. જાણ્યે તેના શરીરમાં છુપાઈ જવા મથતી હતી.

જયરાજે તેને જોરથી દાબી છાતી સાથે ચાંપી દીધી. તોફાન ચાલુ હતું. રજનીના શરીર ઉપર હાથ ફેરવતાં, તેને પંપાળતાં જયરાજે એક ચુંબન લીધું અને સર્વનાશની આ ક્ષણોમાં સ્વર્ગીય સુખનો સ્વાદ લેતી રજનીએ એક આંચકો મારી જયરાજને ચત્તોપાટ કર્યો. તેના બાહુમાં સમાવા મથતી હોય તેમ તેના દેહ ઉપર પોતાનો દેહ ઢાળી દીધો!

તોફાન ચાલુ હતું અને વ્યગ્ર-વિહ્વલ થયેલ આ ભાનભૂલ્યાં માનવી એકબીજાની ગોદમાં લપાતાં નજર સામે આવી ઉભેલ પ્રલયને જાણ્યે થાપ દઈ રહ્યાં હતાં!

આમ ને આમ કેટલો સમય પસાર થયો તેની ખબર ના રહી. પરંતુ તોફાન શાંત થયું ત્યારે રજની ઊંઘી રહી હતી. જયરાજ આંખો

ચોળતો ઊભો થયો. તેણે આકાશ સામે જોયું. આકાશ સ્વચ્છ થઇ રહ્યું હતું, પરંતુ તેને લાગ્યું તેનું હૃદય વધારે અસ્વસ્થ થયું હતું. તે કંઈક વિમાસતો રજની તરફ તિરસ્કારની નજરે જોતો ઊભો રહ્યો. આખરે તેણે રજનીને જગાડી.

ઘેનમાંથી ઊઠતી હોય તેમ રજની ઊઠી. તેને લાગ્યું તેના દેહમાં કંઇક વેદના હતી અને વીતેલી ક્ષણો યાદ આવતાં તે કંપી ઊઠી.

થોડી વાર પછી સૂર્ય ફરી દેખાયો, તપવા લાગ્યો અને જમીન કોરી થતી હોય તેમ લાગ્યું.

પહાડ ઊતરવામાં સાહસ હતું, પરંતુ ઊતર્યા વિના છૂટકો નહોતો. સૂર્યાસ્ત પછી જ્યારે રજની અને જયરાજ મુકામે પહોંચ્યાં ત્યારે અધીર થયેલી સુમને કહ્યું: 'આજ તો ખૂબ સપડાયાં ને?'

અને હસવાનો ડોળ કરતા જયરાજે કહ્યું: 'આજ તો ગજ-બની વીતી સુમન!'

સુમને જોયું: રજનીની આંખમાં લાલાશ હતી. તેના ચહેરા ઉપર ભય અને વિષાદની રેખા તરવરતી હતી.

## ૨૭

ત્રણેક દિવસ પછી જયરાજે કલકત્તા જવાનો પોતાનો ઇરાદો સુમનને જણાવ્યો ત્યારે સુમને વ્યગ્ર થતાં કહ્યું : 'આટલી બધી શી ઉતાવળ છે? આમ એકાએક ચાલ્યા જવાનું શું પ્રયોજન છે?'

જયરાજે ટૂંકો જવાબ આપ્યો : 'મારે હવે જવું જોઈએ.'

છેલ્લા બે ત્રણ દિવસ થયાં સુમન જયરાજ અને રજનીને મૌન સેવતાં જોઇ વિચારમાં પડી હતી. આજે એકાએક જયરાજે કલકત્તા જવાનું કહ્યું ત્યારે આશ્ચર્ય અનુભવતાં તે વ્યગ્ર બની ગઈ. તેણે જય-રાજને રોકવા માટે ઘણાયે પ્રયાસ કર્યા, પરંતુ સાંજે જયરાજ રવાના થઇ ગયો. રજનીએ તથા સુમને થોડા દિવસ વધારે રોકાવાનું નક્કી કર્યું.

જયરાજને વળાવી પાછા ફરતાં સુમને રજનીને કહ્યું : 'તને આ થઈ શું ગયું છે રજની?'

વિચારમગ્ન રજનીએ જવાબ આપ્યો: 'મને? મને તો કંઈ નથી થયું સુમન!'

'ના, ના, હું નહિ માનું રજની! એમ વાત ઉડાવ્યે નહિ ચાલે, રજની! એમ વાત ઉડાવ્યે નહિ ચાલે. તારે મને સાચી વાત કહેવી જ પડશે!' સુમને કહ્યું.

'શું કહું સુમન? કંઇ કહેવા જેવું હોય તો ને! તું તો અમસ્તી અમસ્તી જડતી લઇ રહી છે.' રજનીએ હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'અમસ્થી! અમસ્થી!! રજની બે દિવસ થયાં હું તને જોઈ રહી છું. તારું હાસ્ય ઊડી ગયું છે. તારું મુખ મ્લાન થઇ ગયું છે. તારી પ્રફુલ્લતા જાણ્યે કોઈએ હરી લીધી છે. આખો દિવસ તું વિચારમગ્ન રહે છે. આ બધું શું છે? શા માટે? કહે તો ખરી?' સુમને કહ્યું.

'ગાંડી રે ગાંડી! માત્ર તારી કલ્પના સિવાય બીજું કંઈ નથી.' રજનીએ સુમનના ગાલ ઉપર ટપલી લગાવતાં કહ્યું.

'જોજે મને બનાવતી નહિ હો!' કહેતાં ભોળી સુમને વાતને પડતી મૂકી.

ત્રીજે દિવસે સવારે દશેક વાગ્યે જયરાજનો અરજંટ તાર હતો. તેમાં તેણે સુમનને તથા રજનીને જલદી આવવા માટે જણાવ્યું હતું. કેટલીયે જાતના તર્કવિતર્ક કરતી બન્ને રવાના થઈ કલકત્તા આવી.

સુમને જ્યારે ઘરમાં પગ મૂક્યો, ત્યારે ઘરનું બદલાયેલું વાતાવરણ જોઈ તેને આશ્ચર્ય થયું. કોઈ મંગળ પ્રસંગની તૈયારી થઇ રહી હતી. તેના પિતા માતાને આનંદઘેલા થતાં તેણે જોયાં.

નાનો સુરેશ તેના સામે જોઈ હસી રહ્યો હતો.

સુમન પોતાના રૂમમાં પ્રવેશી ત્યારે સુરેશે આવી તેના હાથમાં એક શ્રીફળ આપ્યું.

શ્રીફળ સામે જોતી કંઈક સમજવા મથતી સુમન સુરેશ સામે જોઈ રહી. થોડીવાર આમને આમ તે ઊભી રહી. અને બોલી–'શું છે આ બધું સુરેશ?'

'શું હોય બીજું? આ નાળિયેર આપ્યું તે ઉપરથી સમજી લ્યો!' સુરેશે કહ્યું.

'નાળિયેર તો વિદાય વખતે અપાય. ખરું ને સુરેશ?' સુમને કહ્યું.

'હા; એમજ. તો તમને ય હવે આ ઘરમાંથી વિદાય આપવાની છે ને?'

'એટલે?' સુમને પૂછ્યું.

'એટલે હવે તમે આ ઘરનાં મહેમાન છો.' સુરેશે કહ્યું.

છેવટે સુમનને સાચી ખબર પડી કે વૈશાખ સુદી પંચમીનાં તેનાં લગ્ન હતાં.

તારથી તેને બોલાવવાનું પ્રયોજન તે હવે સમજી. તેનું હૃદય હેલે ચડ્યું. કેટકેટલાં સ્વપ્નો તેણે હૃદયમાં સંઘર્યાં હતાં? એ સ્વપ્ન સત્ય થવાની ઘડીઓ વધારે ને વધારે નજીક આવી રહી હતી. આનંદ-વિભોર થતી તે નાચવા લાગી.

મોડી સાંજે માલતી, વત્સલા વગેરે બહેનપણીઓ સુમનને અભિનંદવા આવી હતી.

સ્ટેશનેથી જ અતિ આગ્રહ કરવા છતાંયે રજની સુમન સાથે ન આવતાં બાલીગંજ પોતાના ઘેર ગઈ હતી.

સુમન તેની રાહ જોઈ થાકી, પરંતુ તે હજુ સુધી આવી નહિ. તેણે ટેલીફોન કરી જોયો. જવાબ મલ્યો કે જયરાજ સાથે રજની હમણાં જ ફરવા ગયેલ છે.

એક તરફ સુમન–સ્વપ્નઘેલી સુમન–ભાવિજીવનમાં ડોકિયું કરતી મધુર કલ્પનામાં મસ્ત હતી.

બીજી તરફ જયરાજ અને રજની બાલીલેઈક ઉપર આસ્તે આસ્તે ડગ ભરતાં કોઈ ન સાંભળે તેવી રીતે ધીમે સાદે વાત કરતાં ચાલ્યાં જતાં હતાં. થોડે દૂર જ તેઓ એક બાંકડા ઉપર બેઠાં.

થોડી ક્ષણોનું મૌન તોડતાં જયરાજે કહ્યું: 'રજની, તમને તારથી આટલાં જલદી બોલાવવાનું કારણ તો તું સમજી ગઈ હશે.'

'કાંતે મને કહ્યું,' રજનીએ જવાબ આપ્યો.

'કે ?' ઉત્કંઠિત થતા જયરાજે પૂછ્યું.

'તમારાં સુદી ૫ નાં લગ્ન છે?' રજનીએ જવાબ આપ્યો.

'એ તો ખરું જ, પરંતુ તારથી તમને બોલાવવાનો મારો આશય જુદોજ હતો.' જયરાજે કહ્યું.

રજની મૂંગી રહી. જયરાજે બોલવું ચાલુ રાખ્યું. 'હું અહીં આવ્યો ત્યારે મેં જોયું કે મોહસુખલાલ શેઠે બધી તૈયારી કરી રાખી હતી. મને પૂછવાની–મારી સંમતિ લેવાની પણ તેમણે જરૂર જોઈ નહિ. મને લાગે છે કે આ લગ્ન અટકવાં જ જોઇએ. તેમાં તારી સંમતિની જરૂર હતી.'

'એટલે ?'

'એટલે કે તારી સાથે થઈ રહેલો અન્યાય મારે અટકાવવો જ જોઇએ. તું સંમત હોય તો આપણે બંને નાસી જઈએ.'

'જયરાજ, આ તમને શું સૂઝ્યું? સુમનનો તો કંઈ ખ્યાલ કરો? બિચારી સુમન! મારી ભોળી બહેન!' આટલું કહેતાં રજનીની આંખમાં આંસુ આવ્યાં.'

'પણ રજની, આપણે ભૂલ કરી બેઠાં તેનો તો કંઈ ખ્યાલ કર. તારા જીવનની આહુતિ આપવાનું પાપ હું કઈ રીતે વહોરી શકું ?' જયરાજે વ્યગ્ર થતાં કહ્યું.

'ના, ના. એ બધું હું સંભાળી લઈશ. તમારે સુમન સાથે લગ્ન કરવાં જ પડશે.' રજનીએ મક્કમ થતાં કહ્યું.

'પરંતુ મારી ભૂલનો ભોગ તારે થવું ?' જયરાજે અચકાતાં કહ્યું.

'ભૂલો છો જયરાજ ! એ ભૂલ તમારી નહોતી. એ મારી ભૂલનું પરિણામ છે.'

'એ પરિણામ છતું થાય તો ? રજની જરા કલ્પના તો કરી જો !'

'તોયે ફીકર નહિ. સમાજની છાતી ઉપર રહીને હું જીવીશ અને તમને બતાવીશ કે માનવીને ભૂલ કરવાનો યે અધિકાર છે. એ અધિકારને ઘૃણાથી-તિરસ્કારથી જોનાર સમાજની સામે હું અડગ રહી ટક્કર લઇશ.'

'ના, ના. રજની ! એ કલ્પનાની વાતોમાં હું ઝાઝું માનનારો નથી. જગતની નક્કર સ્થિતિને હું સમજું છું. એ નહિ બની શકે. સમાજની સામે ટક્કર ઝીલવાના તારા મનોરથોને ભાંગી પડતા—ચુરે-ચુરા થતાં હું જોઉં છું. તારી એ સ્થિતિની કલ્પના મને ડરાવે છે. રજની વિચાર તો કર. આ લગ્ન અટકયેથી સુમનનું શું બગડી જવાનું છે ? એના હૃદયને ઘડીભર આઘાત થશે. પરંતુ તે ઘા યે રૂઝી શકાશે. પરંતુ તારા જીવન ઉપર પડતો આ ઘા કઈ રીતે રૂઝશે ?' જયરાજે રજનીને ફરી સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'ના, ના. વધારે નિર્બળ ન બનાવો. ઘાને સહન કરવાની શક્તિ મેં ઘણાં વર્ષ થયાં કેળવી છે. લગ્નજીવનની જરૂરિયાત મેં ક્યારેય સ્વીકારી નથી. આજે માત્ર થઈ ગયેલી એક ભૂલને ખાતર મારી નાની બહેનનું સર્વસ્વ જીવન લૂંટી લઈ મારા સુખના મિનારા ચણુવાની કલ્પનાયે મને ભયંકર લાગે છે. જયરાજ હું તમને ખરું કહું છું. મારા માટે વિચારવું તમે છોડી દો.' રજનીની આંખમાં ફરી આંસુ આવ્યાં.

'રજની! કલ્પનાના જગતમાં હંમેશાં જીવી નથી શકાતું. વાસ્તવિક સ્થિતિનો તું જરા વિચાર કરી જોજે. કાલે ફરી તારી પાસે આવીશ.'

'જયરાજ, મારે ફરી વિચાર કરવાપણું છે જ નહિ. કાલે સુમન સાથે તમારાં લગ્ન થવાં જ જોઈએ!' રજનીએ કહ્યું.

'કદાચ ન થાય તો?' જયરાજે પૂછ્યું.

'તો રજની કાલે સાંજે આ સંસારમાંથી વિદાય લેશે!' રજનીએ મક્કમ સ્વરે કહ્યું.

જયરાજ એકાએક ચમક્યો. તે ઘડીભર રજની સામે જોઈ રહ્યો. રજનીની આંખોમાં દ્રઢતા, તેના આ નિર્ણયની સાક્ષી પૂરતી તેને લાગી. તે કંઈક નરમ પડી ગયો. શું કરવું? રજનીને કઈ રીતે સમજાવવી તે તેને સૂઝ્યું નહિ. આખરે તે બોલ્યો: 'રજની, આવું અવિચારી પગલું ભરતી નહિ.'

'તો મને વચન આપો.' રજનીએ કહ્યું.

જયરાજને બાંકડાની પાછળ ઝાડની ઓથે કોઈ છુપાયેલું હોય તેમ લાગ્યું. તે જોવા ઊઠ્યો કે કોઈ માણસને તેણે ત્વરિત ગતિએ

ત્યાંથી ચાલી જતો જોયો. તેને થોડે દૂર સુધી જતાં તે જોઇ રહ્યો. તેણે રજનીને સંબોધી કહ્યું: 'રજની, આપણી વાતો સાંભળવાના ઇરાદાથી જ આ માણસ ઝાડની ઓથે છુપાયેલો હોય તેમ લાગે છે!'

'એવો તે કોણ હોય? અને સાંભળી હોય તોયે શું?' રજનીએ બેદરકારીથી કહ્યું.

'ત્યારે હવે આપણે ઘર તરફ જ જઇએ?' જયરાજે કહ્યું.

'મને વચન આપવું તો ભૂલી ગયા.'

જયરાજ ચૂપ રહ્યો. રજનીએ ફરી કહ્યું: 'જયરાજ એમ મને છેતરી નહિ શકાય. કાલે સુમન સાથે લગ્નગ્રંથિથી જોડાવામાં જરાયે આનાકાની નહિ કરો ને?'

'નહિ કરું રજની!' જયરાજે કહ્યું.

'પ્રતિજ્ઞા કરો છો?' રજનીએ પૂછ્યું.

'હા.'

બન્ને લેઇક ઉપરથી પાછાં ફરી પોતાના ઘેર આવ્યાં ત્યારે રાતના નવ વાગવા આવ્યા હતા. જયરાજનું ઘર આવતાં તે ત્યાંથી છૂટો પડ્યો.

રજની જ્યારે પોતાના કંપાઉંડમાં આવી ત્યારે તેણે ગાડીને જોઈ ને પગથિયાં ચઢવા માંડ્યાં.

રમેશે તેની સામે આવતાં કહ્યું: 'રજની, જગમોહનદાસ શેઠની આ માણસ ચિઠ્ઠી લાવ્યો છે. કંઇક ખાસ કામ નિમિત્ત તને બોલાવી છે. રજની થોડીવાર વિચારી ડ્રાઇવરને સંબોધી બોલી: 'સવારે આવું તો?'

ડ્રાઇવરે કહ્યું: 'ના, ના. બહેન! શેઠે અત્યારે જ બોલાવી લાવવા કહ્યું છે.'

કંઇપણ આનાકાની કર્યા વિના રજની ગાડીમાં બેઠી. ડ્રાઇવરે ગાડી હાંકી. થોડીવારે સેંટ્રલ એવન્યુમાં જગમોહનદાસ શેઠના કંપાઉંડમાં ગાડી આવી ઊભી.

રજની ગાડીમાંથી ઉતરી સીધી જગમોહનદાસ શેઠના રૂમમાં આવી ઊભી. રજનીને જોતાં જ જગમોહનદાસ શેઠે આવકાર આપ્યો અને સામેના સોફા પર બેસવા ઇશારત કરી. થોડીવાર મૌન સેવ્યા પછી જગમોહનદાસ શેઠ બોલ્યા : 'કેમ રજની, છે તો મઝામાં ને?'

'જી હા!' રજનીએ જવાબ આપ્યો.

'પારસનાથ હીલ ઉપર થોડા વધારે દિવસ રોકાવું હતું ને?'

'રોકાવાનો જ ખ્યાલ હતો, પરંતુ સુમનનાં લગ્ન નજદીક હોવાથી એ વિચાર માંડી વાળવો પડયો.'

કંઈક વિચારમાં પડેલ શેઠે જવાબમાં માત્ર હં કહ્યું, અને થોડીવાર ચૂપ રહ્યા. થોડીવાર પછી કંઈક સ્મિત કરતાં બોલ્યા : 'રજની સ્ત્રી-સંદેશ ફરી સંભાળી લેવાનો તારો ખ્યાલ છે કે નહિ?'

'આપણો સૈદ્ધાંતિક મતભેદ ન હોત તો સંભાળવામાં મને કશીયે હરકત નહોતી.' રજનીએ જવાબ આપ્યો.

'સિદ્ધાંત વાતો પૂરતા હોય છે રજની! જીવનના વ્યવહાર સાચવ્યા વિના આ દુનીઆમાં જીવી શકાતું નથી.' જગમોહદાસે ટટ્ટાર થતાં કહ્યું.

'કદાચ એ સાચું હશે! પણ મારાથી એ બને તેમ નથી.' રજનીએ કહ્યું.

'ખેર, તારી જેવી ઇચ્છા રજની. ખાસ તો તને બોલાવવાનું પ્રયોજન બીજું જ હતું. કાંતને ચૂંટણીમાં મારી સામે ઊભો રહેતાં

અટકાવવા મને તું કઈ રીતે મદદરૂપ થઈ શકે તે મારે જાણવું છે.' જગમોહનદાસ શેઠે પાસો ફેંક્યો.

'મને માફ કરો. એ વિષયમાં હું માથું મારી શકું તેમ નથી. કાંત તમારી સામે ઊભો રહેવાનો છે તેની મને ખબરેય નથી અને એમ હોય તો તેને અટકાવવાનું મારાથી બને તેમેય નથી.'

'રજની એ તારાથી જ બની શકે તેમ છે તે હું જાણું છું. તેનો બદલો હું તને જરૂર આપીશ.'

'કોઈને ઉપયોગી થઈ શકાતું હોય તો બદલાની આશા વિનાયે ઉપયોગી થવામાં હું ગૌરવ માનું છું. પરંતુ શેઠ મને માફ કરજો. આ બાબતમાં મારાથી કંઈ થઈ શકે તેમ નથી.' રજનીએ કહ્યું.

'રજની આમ નન્નો ફૂટયે નહિ ચાલે. જયરાજ સાથેની થયેલી ભૂલ મારાથી છાની નથી. તું મને આમાં જેટલી ઉપયોગી થઈ શકીશ તેટલી જ એ ભૂલને જગતથી છાની રાખવામાં હું તને મદદગાર નીવડીશ.' જગમોહન શેઠે એકાએક છેલ્લો પાસો ફેંક્યો.

રજની આ વાતથી ચમકી. તે ઘડીભર જગમોહનદાસ તરફ જોઈ રહી. તેની લાચારીનો લાભ લેવા મથતા આ પુરુષ પર તેને તિરસ્કાર ઉત્પન્ન થયો. તે ઊભી થતાં બોલી: 'તમારા જેવા મોટા માણસ પણ આટલા હલકટ બની શકે છે તેની મને કલ્પનાયે નહોતી. ખેર, તમારાથી જે થાય તે કરી છૂટજો.'

'રજની જગતની ઠોકરોથી થાકી જાય ત્યારે અહીં આવજે. હું તને આશ્રય આપીશ. તારા માટે મારા હૃદયમાં સ્થાન છે. મેં કંઈક તારા માટે વધારે આશા રાખી હતી. પરંતુ ખેર, એક દિવસ તને લાગશે કે જગતમાં તારા માટે આ સિવાય બીજું એકેય સ્થાન નથી. જગતની ઠોકરોથી થાકી જાય ત્યારે અહીં આવજે. હું તને આશ્રય આપીશ.'

કંઈપિણ સાંભળ્યા વિના રજની કંપાઉંડમાંથી બહાર નીકળી ગઈ. માલતીને ત્યાંથી પસાર થતી તેણે જોઈ.

ઘેર આવી તે પોતાના રૂમમાં આવી. જીવનના ઉંડાણને–ભાવિ જીવનને તે કલ્પી રહી.

જગમોહનશેઠના છેલ્લા એકેએક શબ્દો તેના હૃદયને વીંધી રહ્યા. ખરેખર જગતની ઠોકર ખાવા તે સર્જાઈ હતી ?

જગત આખું જાણે તેના ઉપર વેર લેવા તલસી રહ્યું હોય તેમ તેને લાગ્યું અને આ જગત સામે ટટ્ટાર કેમ ઊભું રહેવું તેની કલ્પના કરતી તે પથારીમાં પડી.

# ૨૮

માહસુખલાલ શેઠનો બંગલો આજે સજીવ લાગતો હતો. કંપાઉંડના દરવાજા આગળ મીઠા સૂરે બેન્ડ વાગી રહ્યું હતું. ગીત ગાતી સ્ત્રીઓના મધુર સ્વર કર્ણપ્રિય લાગતા હતા. સુમન હાલતાં–ચાલતાં જાણે જીવનની મીઠાશ વેરી રહી હતી.

સરખી સાહેલીઓ આજે નવાનવા ટીખળો ઊભાં કરતી હતી. સુમનનું માથુ ઓળતી રજનીએ કહ્યું: 'ઓહો ! સુમન ! આજે તો કંઈ ભારમાં આવી ગઈ છે !'

અને આનંદઘેલી સુમનની માતાએ કહ્યું: 'પિયેર છોડતાં કોને દુઃખ ન થાય ?' આ સાંભળતાં રજની, માલતી તથા વત્સલાએ આડે જોઈ સ્મિત કર્યું !

વત્સલાએ શૃંગાર સજતી સુમનની હડપચી પકડી કહ્યું. 'બહેની ઘરની બહાર આજે નીકળતી નહિ હો !' આશ્ચર્યચકિત થતી સુમને કહ્યું: 'કેમ ? કોઈ ઉપાડી જવાનું હતું ?'

'હા, હા, સાચું કહું છું.' વત્સલાએ કહ્યું:

અને રજની ગણગણી રહી.

'બેની, ના રમજો માંડવા હેઠ,
ધુતારો ધુતી જશે.'

માલતીએ કહ્યું: 'સુમન, વત્સલા સાચું કહે છે હો!'

'આજે એક પરદેશી પોપટ આવવાનો છે.'

'પરદેશી પોપટ?'

'હા.'

'ખરેખર?'

'ખરેખર, તારા ઉપર નજર પડતાં જ તને ઉપાડી જશે.' આ સાંભળીને સુમન હસી પડી અને સૌએ તેના હાસ્યમાં સાથ પુરાવ્યો.

આજે સૌથી જુદો તરી આવતો બંગલો જાણે ઈંદ્રપુરી જેવો લાગતો હતો. કંપાઉંડમાં આવેલા ઝાડને પાંદડેપાંદડે વિવિધ રંગના ઝળહળતા વીજળી દીવા, મંડપમાં લટકતાં ઝુમ્મર, મંડપના દ્વાર આગળ ઊડતા ફુવારા, ધીમે સાદે ઉપડતા બેન્ડના મધુર સ્વરો વાતાવરણને આહ્લાદજનક બનાવી રહ્યાં હતાં.

સાંજના સાત વાગતાં આખો બંગલો ઝગમગી રહ્યો. કંપાઉંડની બહારના ફૂટપાથ પર એક પછી એક મોટરો આવી ઊભી રહેવા લાગી અને જાણે સૌંદર્યના વેશપરિધાનની સ્પર્ધામાં ઉતરેલાં હોય તેમ જુદા જુદા છેલ્લી ડિઝાઇનના ડ્રેસમાં શોભતાં સ્ત્રી–મહેમાનો આવવા લાગી.

ઊંચે સ્વરે બેન્ડ વાગી રહ્યું હતું. બેન્ડની ત્રણ ટૂકડીઓ જુદે જુદે સ્થળે ઊભી હતી.

આઠેક વાગતાં આવનારી જાનનું સ્વાગત કરવા એક વિશાળ સામૈયું નીકળ્યું.

અરધી કલાક પછી જ્યારે દ્વાર આગળ વરરાજાની સવારી આવી ઊભી, ત્યારે એક સાથે સાત સાત બેન્ડો ઊંચે સ્વરે ગાજી ઉઠયાં. લોકોની ચોતરફ ઠઠ જામી હતી. હંસ–વાહનમાંથી નીચા ઊતરી

વરરાજા દ્વાર આગળ ઊભા રહ્યા. જાણે આટલું સ્વાગત અધૂરું હોય! નીરસ હોય તેમ તેની આંખો કહેતી હતી!

થોડી ક્ષણો વીતી કે સૌ પગથિયાં ઉતરતી સુમનને જોઈ રહ્યા. ધીમે ડગલે હાથમાં ફૂલહાર લઈ સુમન આવી રહી હતી. સાથે વત્સલા, માલતી આસ્તેથી ચાલી રહી હતી.

સ્વર્ગમાંથી કોઈ અપ્સરા ઊતરી રહી હોય તેમ લોકોને આભાસ થયો. જયરાજની નજર ધીમા ડગ ભરતી સુમનમાં ચોંટી હતી. સુમનની નજર ધરતી તરફ હતી.

થોડી વાર બેન્ડ શાંત રહ્યાં. સુમને દ્વાર આગળ આવી જયરાજના ગળામાં માળા આરોપી અને બેન્ડો ગાજી ઊઠ્યાં.

જાન ઉતારે આવી, લગ્નવ્યવહારની કેટલીક વિધિઓ પતાવ્યા પછી લગભગ અગિયાર વાગ્યે જયરાજે સુમનનું પાણિગ્રહણ કર્યું. સુમનનાં માતાપિતાએ જીવનની આ ઘડીને ધન્ય માની. મિત્રોએ, સ્નેહીઓએ, વડીલોએ આ નવદંપતીને આશીર્વાદ આપ્યા—અભિનંદન આપ્યા.

આનંદવિભોર થતી રજનીની આંખમાં આંસુ આવ્યાં. એ આંસુ શેનાં હતાં? એ રજની પોતે સમજી શકી નહિ!

બીજે દિવસે સાંજે નવવરવધુને વિદાય આપી હીબકતે હૈયે માનકુંવર ઘરમાં આવ્યાં. માહસુખભાઈના ચહેરા ઉપર પણ ગમગીની હતી.

પોતાના બંગલાથી થોડે દૂરજ એક સરસ બંગલો મહાસુખલાલ શેઠે જયરાજ માટે ભાડે લીધો હતો અને આ નવદંપતી થોડા વખત માટે ત્યાં જ રહેવાનાં હતાં.

માહસુખભાઈએ ઘેર આવી તરત જ બેચાર વધારાના નોકરોને જયરાજના બંગલે મોકલી આપ્યા.

રાતના નવ વાગ્યે જીવનની સારી મીઠાશને સંઘરી બેઠેલી સુમન જયરાજની પ્રતીક્ષા કરી રહી હતી.

તેનું હૃદય ધબકારા મારી રહ્યું હતું. હૃદયમાં સંઘરી રાખેલી કેટલીયે મધુર કલ્પનાઓ આજે સત્ય નીવડવાની હતી.

દશેક વાગવા આવ્યા. સુમન અધીરી બની. તે બહાર વરંડામાં આવી ઊભી. આડે દૂર રસ્તા ઉપર નજર ફેંકી રહી. દૂરથી એક મોટર આવતી જોઈ તે જયરાજની જ હશે તેમ કલ્પી ઓરડામાં આવી તેણે દ્વાર વાસી દીધાં.

થોડી વાર પછી કોઈ સીડી ચઢતું હોય તેમ તેને લાગ્યું. તે દ્વાર આગળ આવી ઊભી રહી.

જયરાજે દ્વાર આગળ આવી ટકોરા માર્યા. બેચાર ટકોરા મારી તેણે સુમનને સંબોધી અવાજ દીધો. દ્વાર આગળ ઉભેલી સુમન દ્વાર ઉઘાડતાં દ્વારની પાછળ લપાઈ ગઈ. ઓરડામાં ચોતરફ નજર ફેંકતો જયરાજ પલંગ પાસે ઊભો હતો. સુમનને ક્યાંય ન જોતાં તે અકળાયો. તેને સુમન ઉપર ચીઢ ચઢી. સુમનના આવા ટીખળથી ક્યારેક તે ગભરાતો હતો. છેવટે નિરાશ થઈ તે વસ્ત્રો ઉતારી પલંગ ઉપર બેઠો. પાછળથી આવી સુમને તેની આંખોને દબાવી.

જયરાજે બન્ને હાથ પાછળ કરી સુમનને ખેંચી. સુમન જયરાજના ખોળામાં ઢળી પડી!

૨૯

આંદોલન જેમ આગળ વધતું જતું હતું તેમ રોટીના મુહતાજ મજૂરની હિંમત ખૂટતી જતી હતી. પ્રથમ લાચારી અનુભવ્યા પછી બેફામ વૃત્તિ વધારે વિકસી રહી હતી અને આ તકનો લાભ લઈ સામો પક્ષ આ મરણિયા પક્ષને છેલ્લો ફટકો મારવાની તૈયારી કરી રહ્યો હતો. વિફરેલા મજૂરોને તોફાને ચડાવી તેના આંદોલનને છિન્ન-ભિન્ન કરવાની તરકીબ ચાલી રહી હતી.

કંઇ ને કંઈ બહાને તોફાન જગવવાના–પોલીસની દખલગીરીના સમાચાર કાંતના કાને અથડાતા હતા અને તે વધારે બેચેન બની જતો હતો. આંદોલનને સંકેલી કંઈક મધ્યસ્થ માર્ગ ગોતી કાઢવાને તે મથી રહ્યો હતો. બીજી તરફ કોરપોરેશનની ચૂંટણીની રસાકસી ચાલુ હતી. 'વિશ્વસંદેશ'ના તંત્રી રામનરેશજી ચૂંટણીમાં ઊભા હતા. તેના સમર્થનમાં કાંત ક્યારેક જાહેરસભામાં ભાષણ આપતો, પ્રજાને સાચા ઉમેદવારો ઓળખવાની ચેતવણી આપતો અને 'વિશ્વસંદેશ'માં લાંબી લેખમાળા આપી પ્રજાના દુઃખદર્દોની જાહેરાત કરતો.

કાંત 'પેપર લીમીટેડ'ના નામથી ચાલતી બેહાલા પેપર મીલ શરૂઆતમાં જ શૈશવ અવસ્થા વટાવી ગઇ હતી.

દિવસે દિવસે કાગળોનું ઉત્પાદન વધવા લાગ્યું હતું અને માલ બજારમાં આવતાં જ ચટણી થઈ જતો હતો.

'વિશ્વસંદેશ'ના તંત્રીએ કાંતને ગુજરાતી જનતામાં રાષ્ટ્રીય પ્રચાર અને યુગસંદેશ આપી શકે તેવું એકાદ પત્ર કાઢવાની યોજના બતાવી હતી અને કાંત મદદ આપે તો પ્રકાશનનો બધો ભાર પોતે ઉપાડી લેવાની તૈયારી દર્શાવી હતી.

રજનીને આ નવા પત્રનો ભાર સોંપી પોતે શ્રમજીવી જગતના આંદોલનમાં કંઈક ફાળો આપી શકે; પત્ર દ્વારા પ્રચાર કરી શકે એવા ખ્યાલથી તે આ પત્ર માટે વિચારણા કરી રહ્યો હતો. તેણે આજે સવારે જ રજનીને પોતાની ઓફિસમાં આવવાને કહ્યું હતું. તેણે ઘડિયાળ સામે જોયું તો દશના ટકોરા સંભળાયા. તેણે ઓફિસના કંપાઉંડમાં નજર કરી ત્યાં જ રજનીને ગેઈટમાં દાખલ થતી જોઈ.

રજનીને ઓફિસમાં પ્રવેશતી જોઇ તે બોલ્યો: 'રજની બરોબર ટાઈમસર આવી પહોંચીને શું?'

'આવવું જ જોઇએને?' કહેતી રજની અંદર આવી.

કાંતની સામે જ ખુરસી ઉપર બેઠી. કાંતે તેના આગળ થોડાં કાગળિયાં ધરી કહ્યું: 'આ યુગસંદેશનાં ધ્યેય તથા યોજના જરા જોઈ લે, પછી વિચાર કરી મને કહે. એટલે પ્રકાશન શરૂ કરીએ. તારી હામ અને પૂરેપૂરી જવાબદારી લેવાની શક્તિ હોય તો જ આ નવા કાર્યની શરૂઆત કરીએ. હું તો માત્ર ક્યારેક થોડુંઘણું લખીશ એટલું જ. બાકી મારી વધારે આશા તારે રાખવાની નથી.'

'પ્રકાશનનો ભાર કોના શિરે રહેશે?' રજનીએ પૂછ્યું.

'એ બધું રામનરેશજી સંભાળી લેશે. તારા ઉપર તો સંપાદન–કાર્યનો જ ભાર રહેશે!'

રજની કાગળિયાં લઈ જોવામાં મશગુલ બની ત્યાં જ કંપાઉંડમાં એક મોટર આવી ઊભી.

બે'રાએ—ઑફિસમાં આવી એક વિઝિટિંગ કાર્ડ કાંતના હાથમાં આપ્યું. કાંતે કાર્ડ હાથમાં લીધું અને પોતેજ આવનાર વ્યક્તિનું સ્વાગત કરવા બારણા આગળ આવી ઊભો રહ્યો.

'વિશ્વસંદેશ'ના તંત્રી રામનરેશજી પગથિયાં ચડી રહ્યા હતા. તે ઉપર આવતાં કાંતે નમસ્કાર કરતાં કહ્યું:

'ઓહો! આવો આવો; આપ આજે આમ અચાનક?'

રામનરેશજી નમસ્કારનો વળતો જવાબ આપતાં કાંતનો હાથ પકડી ઑફિસમાં આવ્યા. કાંત પેપર લી. ની દિન પ્રતિદિન થતી જતી ઉન્નતિ માટે અભિનંદન આપતા તે બોલ્યા.

'કાંત, તારી ઉપર આવી પડેલી અનેક પ્રવૃત્તિઓના ભારમાં એકનો વધારો કરાવવા હું આવેલ છું.' રામનરેશજીએ કહ્યું.

'કહો, કહો, એ ભાર ઉપાડવાની મારી શક્તિ હશે તો હું જરૂર આપની આજ્ઞા સ્વીકારીશ.'

'તું જાણે છે ને કાંત કેટલી બધી જાહેર પ્રવૃત્તિઓમાં હું હંમેશાં ફસાયેલો રહું છું. મને લાગે છે કે ચૂંટણીમાં સફળ થયા પછી હું મારી ફરજનું બરોબર પાલન કરી શકીશ નહિ. ફરજનું પાલન ન થઈ શકતું હોય તો ચુંટાવાની શી જરૂર છે?

હું આ ચૂંટણીમાંથી ખસી જવા માગું છું. મારી જગ્યાએ ઉમેદવાર તરીકે તું ઊભો રહે તેવી મારી ખ્વાહિશ છે.'

'આપના પ્રેમને માટે આભારી છું, પરંતુ એવી લાયકાત હું ધરાવતો નથી. મારામાં એટલી શક્તિ નથી અને આપ જાણો છો કે મારી શક્તિના પ્રમાણમાં હું પણ જુદી જુદી પ્રવૃત્તિમાં રોકાયેલો તો છું જ.'

'હું જાણું છું કાંત અને છતાંયે તને આગ્રહ કરું છું. લોકસેવાની આ અણમોલી તક છે અને સાથે સાથે પ્રતિષ્ઠા પણ છે.'

'મને માફ કરો. પ્રતિષ્ઠાનો મને મોહ નથી. લોકસેવાની આ તક, મારી શકિત હોત તો, હું જતી ન કરત. મને લાગે છે કે માનવીના જીવનવિકાસને પગથિયાંની જરૂર હોય છે. પગથિયાં વિના પગ માંડી રહ્યો હોઉં તેથી મારી સ્થિતિનું આજે મને ભાન થાય છે ત્યારે હું ડગમગી જાઉં છું. ત્યાં નવી પ્રવૃત્તિનાં મંડાણ કઈ રીતે કરું ?'

'કાંત, તને ડગમગવા નહિ દઉં તેની ખાત્રી આપું છું.' રામનરેશજીએ કહ્યું.

'આપનો મારા ઉપરનો વધારે પડતો અનુરાગ મારા ઉપર તેવો વિશ્વાસ ઉત્પન્ન કરાવે છે, પરંતુ મને મારી જાતનો ખ્યાલ છે; એટલે હું આપની આ માગણી સ્વીકારી શકીશ નહિ.'

લાંબા વાદવિવાદને અંતે રામનરેશજીના અતિ આગ્રહને વશ થઈ કાંતે ચૂંટણીમાં ઊભા રહેવાનું સ્વીકાર્યું. રજનીએ પણ આ ધમાલમાં ન પડવાનો પોતાથી બને તેટલી દલીલો કરી જોઈ. કાલે રાત્રે જ જગમોહનદાસ શેઠ સાથે થયેલી વાતચીતથી તે ડરતી હતી, પરંતુ રામનરેશજીના આગ્રહ આગળ કોઈનું કંઈ ચાલ્યું નહિ. આખરે કાંતની પીઠ થાબડીને રામનરેશજી ઊઠયા. યુગસંદેશની તૈયારી માટે રજનીને સૂચના કરતા ગયા.

કાલના આ રખડતા નવજુવાન છોકરા પ્રત્યે રજની મીટ માંડી રહી. પોતાની જાતને તેની સાથે સરખાવી રહી.

એક પછી એક જીવનનાં પગથિયાં વટાવતો આ નવજુવાન કયાં અને પોતે કયાં ? જીવનના ધ્યેય પાછળ કાંત કેટલી અડગતાથી ઝઝૂમી રહ્યો હતો ? અને પોતે ? કેટલી નબળી હતી ? કેટલી અસ્થિર હતી ?

ગુજરાતના નવજુવાનો વિષેની પોતાની માન્યતા ખોટી હતી તેમ જયરાજ અને કાંતને જોયા પછી તેને લાગ્યું.

પોતાની જાત વિષેનું તેનું અભિમાન જાણ્યે ઓગળવા લાગ્યું. અને પોતે જે ભૂલ કરી બેઠી હતી, તેની કલ્પના આવતાં તેના ચહેરા ઉપર વિષાદની છાયા તરવરી ઊઠી.

કાંતે પોતાના તરફ જોઈ રહેલી રજનીને પૂછ્યું : 'શું વિચારી રહી છે રજની ?'

'કંઈ નહિ. હું જાઉં છું કાંત. સાંજે વહેલો આવીશને ?' કહેતી રજની ઊઠી. કાંતે 'હ'કારમાં માથું ધુણાવ્યું.

રજનીના ગયા પછી કાંત ઓફિસના કામમાં મશગુલ બન્યો.

બીજે દિવસે સવારે 'યુગસંદેશ'નો આકર્ષક અંક ગુજરાતી જનતાના ઘેરઘેર પહોંચી ગયો હતો. તેમાં નવજૂવાનોને સંદેશ આપવામાં આવ્યો હતો. સ્ત્રીજાગૃતિના લેખો હતા. શહેરી ધર્મના નાગરિકતાના ખ્યાલ આપવામાં આવ્યા હતા. અને આવતી ચૂંટણીમાં નાઈલાજે કાંતને ઊભું રહેવું પડયું છે તેવી જાતનું નિવેદન પણ હતું. હડતાલી મજૂરોને સાથ આપવા–તેની સાથે હમદર્દી જાહેર કરવા મજૂર ફંડમાં કંઈક આપવાની વિનંતી કરવામાં આવી હતી.

જગમોહનદાસ શેઠના હાથમાં આ છાપું આવતાં જ તેણે માલતીને બૂમ મારી. માલતી આવી કે તુરતજ તેના હાથમાં છાપું આપતાં તે બોલ્યા : 'માલતી, કાલથી આપણું પત્ર આથી વધારે આકર્ષક થવું જોઈએ. 'સ્ત્રી સંદેશ'ના નામને બદલે તેનું નામ 'જીવનસંદેશ' રાખવાનું છે. હં. અને બીજું; જીવનના અનુભવ વિનાના આ નવજુવાનો માત્ર સિદ્ધાંતોના ગપગોળા ફેંકયે રાખ્યે છે. બાકી વાસ્તવિક જીવનની દૃષ્ટિએ કેટલા પછાત છે તે વિષે મારે લખવાનું છે. એ લેખ અગ્રભાગે મૂકવાનો છે.'

'જી.'

'મારી તપાસ સાચી પડી માલતી! કાંત પોતે જ ચૂંટણીમાં ઊભો છે. એ ખસી ન જાય ત્યાં સુધી ચૂંટણીમાં ફળીભૂત થવાનો મારા માટે કોઈ ચાન્સ નથી. એટલે બને તેટલું કરી છૂટવા સિવાય મારા માટે કોઈ રસ્તો નથી.' સ્વગત બોલતા હોય તેમ જગમોહનદાસે કહ્યું.

માલતી થોડીવાર તેના પિતા સામું જોઈ રહી અને કંઈ પણ જવાબ ન આપતાં તે ત્યાંથી ચાલી ગઈ.

સાંજે તેના પિતાએ 'જીવન સંદેશ' માટે જે અગ્રલેખ મોકલ્યો હતો તે વાંચતાં તે થંભી ગઈ.

નવજુવાનોના આદર્શની–સિદ્ધાંતની મશ્કરી કરતા આ લેખમાં કાંતની વ્યકિતગત નાલેશી કરનાર પિતા ઉપર માલતીને રોષ ઉપજ્યો. તેના પિતાએ છેલ્લી લીટીઓમાં લખ્યું હતું 'આ નવજુવાનો બોલે છે કંઈ અને કરે છે કંઇ! ચારિત્રની વધારેમાં વધારે ડંફાસ મારનાર, નવજુવાનોને જાગૃતિનો સંદેશ આપનાર કાંતનું આંતરજીવન કોઈ તપાસી તો જુઓ!'

અને આગળ વધતાં રજની સાથે કાંત ભ્રષ્ટ થઇ ચુકેલ છે–તેનો ઉલ્લેખ કરતાં આ વાતની જાહેરમાં સાબીત કરી બતાવવાને પોતે તૈયાર હતો તેવી ખાત્રી પણ આપી હતી.

રોષભરી માલતી તેના પિતા પાસે આવી, તેના ટેબલ ઉપર કાગળિયાં ફેંકતાં તે બોલીઃ 'માફ કરો! મારાથી આ નહિ બની શકે. આવા હડહડતાં જૂઠ્ઠાણાં! આવી નિર્લજ્જતા!...'

અને ક્રોધથી રાતાપીળા થતા જગમોહનદાસ શેઠે માલતીને બોલતી અટકાવી કહ્યું: 'ચૂપ કર માલતી! એ જુઠ્ઠાણું નથી. એ સત્ય છે. તારો પિતા, એટલો ગાંડો નથી કે સાબીત ન થઇ શકે તેવી વાતને જાહેરમાં મૂકે.'

માલતી ચૂપ થઈ ગઈ. તેના હૃદયને આઘાત લાગ્યો. કાંત— જેની મૂર્તિને તે મનમાં ને મનમાં પૂજી રહી હતી તે આવો હતો? આખી જગતને જાગૃતિના સંદેશ આપવા મથતી રજની આટલી પતિત હતી ! તેના પિતા ખોટા હતા ? ના, ના; ખોટા હોય તો જાહેર રીતે આવું લખવાની તે કઈ રીતે હિંમત કરે. '

તે ઘડીભર વિચારી રહી. તેના હૃદયનું કોઈ રીતે સમાધાન થયું નહિ. તેનું હૃદય આ વાત માની શકતું નહોતું.

તેને લાગ્યું કે 'જીવન સંદેશ' ચલાવવાને આવી સાઠમારીમાં પડવાને પોતે અશકત હતી. તેણે કહ્યું 'પિતાજી, આવા કાદવ ડહોળવાનું કામ બીજા કોઇને સોંપો; મારાથી આ નહિ બની શકે.'

'નહિ બની શકે ? તારી શકિત હોવા છતાં તું તારા પિતાને આવા સંકટ સમયે મદદગાર નહિ થઇ શકે?' જગમોહનદાસે ક્રોધિત થતાં કહ્યું.

'માફ કરો પિતાજી! આવા વ્યક્તિગત આક્ષેપો, આટલી હદ સુધીની ગલીચ ગાળો, આવો અન્યાય સહન કરવાનું–તેમાં મદદગાર થવાનું મારા સ્વભાવમાં નથી.' માલતીએ કહ્યું.

'જગત એવું જ છે માલતી ! માનવીએ સ્વાર્થને ખાતર, પોતાની માન્યતાને–સિદ્ધાંતને જતા કરવા પડે છે. સ્વભાવને જરૂરી રીતે કેળવવો પડે છે.' જગમોહનદાસે સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

'ના, ના; મારાથી એ નહિ થઈ શકે. મને માફ કરો ! તમારે માટે બીજું બધું કરવા હું તૈયાર છું, પરંતુ આવું તો નહિ થઈ શકે.' કહેતી માલતી ત્યાંથી ચાલી ગઈ.

જગમોહનદાસે ટેલિફોન હાથમાં લીધો. ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરને તાત્કાલિક એક સરસ શિક્ષક મોકલવા માટે સૂચના કરી.

બીજે દિવસે સવારે–'જીવનસંદેશ' ખૂબ આકર્ષક રૂપમાં બહાર પડયું. તેનો અગ્રલેખ હતો–'આજના ભાનભૂલ્યા નવજુવાનો.'

શેરીએ શેરીએ ફેરિયાઓ સાદ કરતા હતા. ઘેરઘેર એક જ ચર્ચા ચાલી હતી–' આ કાંત ? આ રજની ?'

ચા પીતા જયરાજના હાથમાં સુમને આ છાપું મૂક્યું ત્યારે તે આ વાંચી પ્રથમ તો ચમક્યો. પછી ઊંડા વિચારમાં ડૂબી ગયો.

માહસુખલાલ શેઠના ચહેરા ઉપર કરચલીઓ વળી ગઈ. માન-કુંવર બડબડી ઊઠી, 'એ છોકરી અહીં આવી ત્યારથી જ મને તો તેના માટે બીક લાગતી હતી.'

કાંતના હાથમાં રમેશે આ છાપું આપ્યું. રજની તથા કાંત તેના અગ્રલેખની લીટી લીટી વાંચી રહ્યા. અને છેલ્લી લીટી વાંચતાં કાંત બરાડી ઊઠયો: 'નિર્લજ્જ ! આટલી હદ સુધીનું જુઠ્ઠાણું ! '

રજની આકાશ સામે જોતી સ્થિર થઈ ગઈ; તેને લાગ્યું કે આંધી આવી રહી છે. '

૩૦

'જીવનસંદેશ'ના અગ્રલેખે ગામમાં ચકચાર જગાવી હતી. રસ્તા પરથી પસાર થતી રજની તરફ લોકો ટીકી ટીકીને જોતા હતા. સ્કૂલના દરવાજામાં રજનીને દાખલ થતી જોઈ છોકરાઓ તેના પ્રત્યે આંગળી ચીંધતા. સ્કૂલની બીજી સ્ત્રીશિક્ષિકાઓ હરહંમેશ તેના વિષે કાનાફૂસી કરતી. તેની સાથે ઓછી હળતીમળતી. તેનાથી દૂર ભાગવાનો પ્રયત્ન કરતી.

દિવસે દિવસે લોકોની કૌતુહલવૃત્તિ વધતી જતી હતી તેમ રજની ઢીલી પડતી જતી હતી. પ્રથમ તો તેણે આ વંટોળિયા સામે સામી છાતીએ ચાલવાનો નિર્ણય કરેલો, પરંતુ છેવટે તે થાકતી જતી હોય તેમ તેને લાગ્યું. ધીમે ધીમે તેણે સ્કૂલે આવવાનું બંધ કર્યું. અસ્વસ્થ તબિયતને લીધે પોતે આવવાને લાચાર હતી તેવી જાતની તેની અરજીએ લોકોની કલ્પનાને વધારે તીવ્ર બનાવી. સ્ત્રીશિક્ષિકાઓની વિવિધ કલ્પનાઓ નાની વિદ્યાર્થિનીઓએ ઝીલી. એના પરિણામે સ્ત્રીસમાજમાં તરહતરહના ગપગોળા ચાલવા શરૂ થયા. માનકુંવર આગળ તેની કોઇ બહેનપણીએ વાત કરી.

'સાંભળ્યું ને તારી રજની સ્કૂલે આવતી બંધ થઇ તે?' માનકુંવર ચૂપ રહી. તેને બોલાવવા મથતી તેની બહેનપણી ફરી બોલી: 'બાઇ! છોકરું છે. ભૂલ તો થઇ જાય, પણ આ પાપ પહોળું થાય તે પહેલાં ચેતવું જોઇએ ને?'

'પણ આજકાલનાં છોકરાંને પહોંચાય છે? સાંભળ્યું છે કે રજની ઇસ્પિતાલમાં સુવાવડ કરાવવા માટે તજવીજ કરી રહી છે!'

માનકુંવરના કાન વધારે સરવા થયા. આવું આવું સાંભળીને જાણ્યે તે થાકી હોય તેમ બોલી, 'બળ્યું આ તે, આવું તે કેટલુંક સાંભળવું? ચૂલામાં ગઇ રજની, મારે શું?'

'હા બાઇ, તારો શો દોષ? પણ લાજઆબરુ બધાની ભેગી છે ને?' વધારે છંછેડવાનો પ્રયત્ન કરતી રામકુંવર બોલી.

'રામકુંવર મને બાળવા શા માટે આવી છે? મેં કંઈ તારું બગાડ્યું હોય તો કહે.' માનકુંવરે ક્રોધિત થતાં કહ્યું.

'લે બાઈ, તને ખોટું લાગ્યું? મને થયું કે માનકુંવરને કંઈ રસ્તો બતાવું! જીવ છે ને? પોતાના માન્યા તેના સંતાપ છે ને? મને જરા તારા માટે લાગી આવ્યું એટલે આટલું કહેવાનું દીલ થયું; પારકાને થોડું કહેવાય છે બાઈ?'

ત્યારપછી રામકુંવરે માનકુંવરને કેટલીયે છાનીછાની વાતો કરી. 'છોકરું પાડવાના' કેટલાયે નુસખા બતાવ્યા. અને ખુશી થતી માનકુંવરે બદલામાં છોકરા માટે બે ત્રણ ડિશો નાસ્તાની ભરી આપી ત્યારે ખૂશ થતી તે ચાલી ગઇ.

કેટલીયે કલ્પનાઓ કરતી, ઘડીમાં ક્રોધિત થતી, તો ઘડીમાં ખૂશ

થતી માનકુંવર બીજું બધું કામ પડતું મૂકી રજની પાસે આવી. હાથમાંનું પુસ્તક નીચું મૂકતાં રજનીએ તેને આવકાર આપ્યો.

ચોપડી તરફ જોઈ માનકુંવર બોલી : 'બાઈ; મૂકને હવે આ થોથાં; આ થોથાંએ તો ઘાણ કાઢયો !'

રજની મૂંગી રહી તેણે જાણે આ શબ્દો સાંભળ્યા જ ન હોય તેમ બોલી : 'કેમ ભાભી, અત્યારે આમ આવવું થયું ?'

'આવવા જેવું હોય એટલે આવવું પડેને બાઇ ! હું તો લોકોની વાતો સાંભળી સાંભળી થાકી.' આટલું કહેતાં તે રજનીના દેહ તરફ ટીકીટીકીને જોઇ રહી.

તે રજનીના દેહ તરફ ટીકીટીકીને જોઈ રહી અને બોલી: 'બાઈ, પાપ પ્રકાશ્યા વિના થોડું રહે છે ?'

રજની બોલ્યાચાલ્યા વિના સાંભળી રહી.

'શરીરનાં રૂપરંગ જ બદલાઈ રહ્યાં છે ને, રજની ! પાપ પહોળું થાય તે પહેલાં જ—એ પાણી આવ્યા પહેલાં જ પાળ બાંધવી સારી. સમજીને ?'

રજનીનો ચહેરો લાલચોળ થઈ ગયો. માનકુંવરને ધક્કો મારી બહાર કાઢવાનું તેને દીલ થયું. પરંતુ ક્રોધને કાબુમાં લાવવાની કોશિશ કરતી તે બોલી: 'ભાભી માફ કરો. મને તમારી શિખામણની જરૂર નથી. આ સિવાયનું બીજું કંઈ કહેવું હોય તો કહો. હું સાંભળીશ.'

'તું જાણે ને તારાં કરમ જાણે. ગામ આખામાં ચક્રાવે ચડી છે. દીકરી જાણી તને રાખી તેનું દુઃખ છેને બાઈ !'

આમ કહેતી માનકુંવર રોવા લાગી. થોડીવારે તેણે સાડીના પાલવ વડે આંસુ લૂછ્યાં. રજની મૂંગી રહી. રજનીના મૌનથી તે અકળાઈ અને ઊભી થઈ તે ચાલવા લાગી. તેને જતી જોઈ રજનીએ— 'આવજો ભાભી' એટલું કહ્યું.

તેના ગયા પછી રજની એકાએક રોઈ પડી. છેલ્લા એકાદ માસ થયાં તેણે હિંમત રાખી હતી. લોકોનાં કટાક્ષ સહન ક્યાં હતાં. હૃદયને ધૈર્ય આપવાની જ વિચારણા સતત જાગૃત રાખી હતી. તેના હૃદય ઉપર રાતદિવસ તેણે ખડી ચોકી રાખી હતી. મન જરાયે ઢીલું ન થાય તેની હંમેશાં તે તકેદારી રાખતી. આજે તે હિંમત હારી ગઈ.

આજે તેને લાગ્યું કે હવે વધારે સહન કરવાની શક્તિ તેના હૃદયમાં નથી. આ આંધી સામે ઊભું રહેવાનું બળ તે ખોઈ બેઠી હતી. માનવસમાજ માટે કેટલીયે સુંદર કલ્પનાઓ તેણે કરી હતી. આજે તેને લાગ્યું કે એ કલ્પનાઓ ખોટી હતી. એ માત્ર ભ્રમણા હતી. મનુષ્ય પશુ કરતાં પણ ભયંકર હતો. દયા, પ્રેમ, માનવતા— એ બધી વાતો માત્ર વાતો જ હતી. એ તો માનવીએ પોતાની જાતને ઠગવા માટે ઊભી કરેલી જાળ છે–દંભ છે. બાકી માનવીના સ્વભાવમાં પશુતા જ ભરી છે. પોતાની માન્યતા–રૂઢીથી વિપરીત ચાલનારને આ માનવસમાજ પીંખી નાંખે છે. એને જીવતો સળગવી દેવા મથે છે.

એની પશુતા એટલેથી જ સંતોષાતી નથી. એ પોતાની પશુતા ઉપર નીતિ—ન્યાય–નિયમના વાઘા સજાવે છે. અને એકાદ વ્યક્તિ ઉપર સમાજ–સમૂહ રૂપે ટૂટી પડે છે. નીતિ—ન્યાયના પડદા પાછળ અન્યાયના અનાચારના પાખંડ સેવાતાં તે જુએ છે. તેની પીઠ થાબડે છે. તેને પ્રોત્સાહન આપે છે. પરંતુ તેની સામે થનારને–તેના દંભને ઉઘાડું પાડનારને તે જીવતો દફનાવવા–તેના હાડચામ ચાટી જવા તે તત્પર બને છે.

આ છે માનવસમાજ. આ છે માનવતા. આજે જ રજનીને તેની પોકળતા સમજાઈ. તે ઊભી થઈ. તે સ્વગત બોલી: 'જીવન એક નાટક છે. જગતના રંગમંચ ઉપર એક નાયિકા તરીકે મારે ખેલવાનું છે. જોઉં છું એ નાટક કઈ રીતે પૂરું થાય છે!'

તેણે ટટ્ટાર થતાં અરીસા સામે જોયું. તેના દીલમાં પ્રશ્ન થયોઃ ‘ ખરેખર, ભાભીના કહેવા પ્રમાણે તેના રૂપરંગ બદલાયાં છે ? ’

છેલ્લા એકાદ માસ થયાં તેની શારીરિક સ્થિતિ સારી નહોતી. તેનું મન બેચેન રહેતું. ક્યારેક કેડ દુઃખતી હોય તેમ લાગતું. સવારે મોઢામાં ફિકાશ લાગતી. શારીરિક અસ્વસ્થતાનાં આ ચિન્હો તેના હ્રદયમાં શંકા ઉત્પન્ન કરતાં હતાં.

આજે તેણે આયનામાં જોયું તો તેને લાગ્યું કે તેની કટિનો ભાગ જરા પહોળો થઈ રહ્યો હતો. ખરેખર કોઈ નવો આત્મા તેના દેહમાં પ્રવેશી રહ્યો હતો કે શું ?

તે ગભરાઈ. તેને આવી સ્થિતિમાં મૂકનાર જયરાજ ઉપર ગુસ્સો આવ્યો. સ્ત્રીજાતિની આવી લાચાર પરિસ્થિતિમાં મૂકનાર ઇશ્વર ઉપર તેને રોષ આવ્યો.

ઘડીભર આખા પ્રસંગને ફરી તે વિચારી રહી. કોની ભૂલનું આ પરિણામ હતું ? પોતાની ? જયરાજની ? ના, ના, જયરાજને તેણે જ વ્યગ્ર કર્યો હતો. પણ છતાંયે પુરુષ જાત તરીકે પોતાની ફરજ તે ચૂક્યો નહોતો ?

એ ફરજ ચૂક્યો હતો–ભૂલ કરી બેઠો હતો. એ સાચી વાત હતી. પરંતુ માનવી ભૂલને પાત્ર નથી ? જયરાજે ભૂલ કરી હતી. પોતે ભૂલ કરી હતી : એ ભૂલનું પરિણામ સહન કરવાનું તેને ભાગે આવતું હતું અને પોતે સહર્ષ તે સ્વીકારવું જ રહ્યું. પરંતુ કાંત ? કાંત નિર્દોષ હતો. છતાં દોષનો ટોપલો તેને માથે ઓઢાડાતો હતો. તે જીવનના ઊંચે શિખરે જ્યારે ચડી રહ્યો હતો—તેની કારકીર્દિ જ્વલંત થઈ રહી હતી, ત્યારે જ તેના જીવનને કલંક લગાડવાને પોતે કારણભૂત થઈ રહી હતી. તેની કારકીર્દિ ઉપર પાણી ફેરવાઈ રહ્યું હતું. શા માટે ?

કાંતને આમાંથી બચાવી લેવો જોઈએ. બહેતર છે કે તેણે પોતે અહીંથી ખસી જવું. થોડા દિવસમાં લોકો આ વાતને ભૂલી જશે અને કાંત ચૂંટણીમાં સફળ થશે. જીવનની આ પહેલી તકમાં તે સફળ થવો જ જોઈએ.

અચાનક કંઈ નિર્ણય ઉપર આવતાં તેણે કાગળ–પેન્સિલ હાથમાં લીધાં. તે કંઈ લખે તે પહેલાં જ સુમનને દ્વારમાં પ્રવેશતી જોઈ તેણે કાગળ નીચે મૂક્યો. સુમનને આવકાર આપ્યો.

સુમન તેની પાસેની ખુરસી ઉપર બેઠી. કંઈ બોલવું ન સૂઝતાં તે થોડીવાર તો મૌન રહી અને પછી નાનું બાળક અચાનક માતા આંગળ રોઈ પડે તેમ તે રડી ઊઠી.

રજનીએ મહાપ્રયત્ને તેને શાંત કરી. શાંત થતી સુમન માંડમાંડ બોલી: ‘ રજની, તેં મને બનાવી. મને અંધારામાં રાખી. તારે મને તે દિવસે જ કહેવું જોઈતું હતું. મારા કારણે જ મારી બહેન! જીવનની આખી બાજી બગાડી નાખી ? ’

‘ ગાંડી રે ગાંડી, તને કોણે આવું કહ્યું ? ’ રજનીએ હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

‘ મને બધી યે ખબર પડી. રજની! પણ જરા મોડી ખબર પડી. મેં જયરાજને ઠપકો આપ્યો, પરંતુ એ બધું યે વ્યર્થ હતું. ખરેખર મારા ભોળપણનો તમે સૌએ લાભ લીધો. ’ કોચવાતી સુમને કહ્યું.

‘ તે શું બગડી ગયું છે ? સુમન ! માણસ ભૂલ કરી બેસે છે એવી મેં એક ભૂલ કરી છે. ’

‘ એ ભૂલની કિંમત સમાજ બહુ મોટી માગે છે. રજની ! ’ સુમને કહ્યું.

‘ એથી યે મોટી ભૂલો સમાજમાં નિરંતર ચાલ્યા કરે છે, પરંતુ

એ ભૂલોના એકરાર થતા નથી. એ ભૂલને છુપાવવા વધારે મોટી ભૂલ થતી આવે છે, પરંતુ મારાથી એ બની શકે તેમ નથી. હું મારી ભૂલનો એકરાર કરું છું અને સમાજ તરફથી મારે જે સહન કરવું પડશે, તે હું કરીશ.' રજનીએ મક્કમ સ્વરે કહ્યું.

'મને એમ થયા કરે છે કે રજની હજીયે હું માર્ગમાંથી ખસી જઉં. મને રજા આપ બહેન' સુમને વ્યગ્ર થતાં કહ્યું.

'ગાંડી થઇ ગઈ છે કે શું? સુમન! તારા ખસી જવાથી શો લાભ થવાનો હતો, તે તો વિચારી જો! હું જયરાજને ચાહતી નથી. જયરાજ મને ચાહતા નથી. અમારાં લગ્ન સંભવિત નહોતાં. સુખી થાય તેમ નહોતા. અને એટલે જ મેં જયરાજને તારી સાથે લગ્ન કરી લેવા ફરજ પાડેલી. મારી બહેન, આ તો એક અકસ્માત હતો. વિવશ થયેલા માનવીની ભૂલ હતી.'

'ના, ના. મારા હૃદયને આથી સાંત્વન મળતું નથી. મને લાગે છે કે જયરાજ સાથે તારાં લગ્ન થયાં હોત તો કશુંયે ખોટું નહોતું. અને હું જયરાજ વિના રખડી પડવાની નહોતી.'

વધારે બોલતી સુમનને અટકાવી રજનીએ સ્મિત કરતાં કહ્યું— 'રહેવા દે સુમન, હું બધુંયે જાણું છું. હું તારી મોટી બહેન છું. મારામાં વિશ્વાસ રાખ સુમન!'

સુમન ચૂપ થઈ ગઈ. થોડીવાર બીજી વાતચીતો કરી સાંજે સાથે ફરવા જવાનું વચન લઈ તે ચાલતી થઈ.

કંપાઉંડમાંથી બહાર નીકળતાં જ કાંત તેને સામો મળ્યો. ખૂશી-સમાચારના આદાનપ્રદાન કરી બન્ને છૂટાં પડ્યાં.

અનેકવિધ પ્રવૃત્તિઓમાં મશગુલ કાંતને આડીઅવળી વાતો કરવાનો ભાગ્યે જ અવકાશ મળતો.

તેણે આવતાંવેંત એક પછી એક પત્રો વાંચવા શરૂ કર્યા. તેણે ખૂટતા 'યુગસંદેશ'ના તૈયાર થતા લેખો તરફ નજર કરી. સામે બેઠેલી વિચારગ્રસ્ત રજનીને જોતાં તેણે કહ્યું: 'હરકત નહિ આવે રજની! ઇશ્વરકૃપા હશે તો ગાડું સહીસલામત પહોંચી જશે!'

'પહોંચી તો જશે, પરંતુ લોકો ઉપર વિરોધી તત્ત્વની કંઈક અસર થવા લાગી છે!' રજનીએ કહ્યું.

'એ જુઠ્ઠાણાને હું ખુલ્લું પાડીશ. જાહેર રીતે એમની પાસે માફી મંગાવીશ. એ માટે હું આજે જ ધારાશાસ્ત્રીને મળી આવ્યો છું.'

'ખરેખર?' રજનીએ વિસ્મય પામતાં કહ્યું.

'એમાં તને નવાઈ જેવું શું લાગે છે રજની! આવાં જુઠ્ઠાણાં જાહેર રીતે ચલાવવાં તે સહેલી વાત નથી.'

'જગમોહનદાસ શેઠ જેવા માણસ આટલા હલકટ હશે તેવું હું ધારતો નહોતો. ખેર તેમનું આ જુઠ્ઠાણું ખુલ્લું પડતાં લોકોને જે થોડોઘણો આદરભાવ તેમના માટે રહ્યો છે તેયે તે ગુમાવી બેસશે.'

'પણ એ જુઠ્ઠાણું ન હોય તો?' રજનીએ કાંત તરફ જોતાં કહ્યું.

વિસ્ફારિત નેત્રે કાંત રજની તરફ જોઈ રહ્યો. તેણે રજનીની આંખમાં ખાડા જોયા. તેના ચહેરા ઉપર ફિક્કાશ જોઈ. તેનું બદન જોયું. તેને આશ્ચર્ય થયું. આજે જ તેની સાથે રહેતી રજની તરફ ઘણા દિવસે આંખો ખોલી જોવાની ફુરસદ મળી હતી. જાણે બધુંયે તે ભૂલી ગયો હોય તેમ તેણે રજનીને પૂછ્યું: 'આજકાલ તારી તબિયત નરમ રહેતી હોય તેવું લાગે છે રજની!'

'કેમ જાણ્યું?' રજનીએ વ્યંગથી પૂછ્યું.

'તારા હાલહવાલ કહી આપે છે રજની !'

'કે જગમોહનદાસ શેઠની વાત સાચી હોવાથી એમ લાગે છે કાંત?' રજનીએ ફરી વ્યંગ કર્યો.

રજનીના વ્યંગને સમજવા મથતો કાંત પૂરી એકીટશે રજની તરફ જોઈ રહ્યો.

'રજની સાચું કહે. હું કંઈ સમજતો નથી.'

'હજી યે સમજ્યો નહિ ? રજની તરફ આટલું આટલું ધારીને જોવા છતાંયે સમજ્યો નહિ ? પંડિતોને વેદિયા કહેનારે કંઈ ખોટું નથી કહ્યું !'

કાંતે મુંઝાતાં કહ્યું: 'રજની શું ગોટાળો કરી રહી છે ? મને કંઈ સમજ પડે તેમ તો કહે !'

'માનો કે હું એકાદ બાળકની માતા બનું !' રજનીએ આંખો ચગાવતાં કહ્યું.

'તો જગમોહનદાસ શેઠના આક્ષેપ પ્રમાણે હું એ બાળકનો પિતા બનું. ખરું ને ?' કાંત હસી પડ્યો.

તેને આશ્ચર્ય થયું—કોઈ દિવસ નહિ અને આજે રજની આ કઈ જાતની મશ્કરી કરી રહી છે ?

'અને એ આક્ષેપ સાચો હોય તો ?' રજનીએ કહ્યું.

'તોયે હું એ બાળકનો પિતા થવા ખુશી છું. બસ ?' કાંતે ફરી જોરથી હસતાં કહ્યું.

રજની ગંભીર બની ગઈ. તેને લાગ્યું કે તે હસવામાંથી ખસતું કરી રહી હતી.

ગંભીર બનતી રજનીને જોઈ કાંતે કહ્યું: 'બસ, થાકી ?'

અને પોતે પાસેનાં કાગળિયાં હાથમાં લેતાં ગંભીર થતાં કહ્યું: 'રજની, આવી મશ્કરી કરવાનું તને ક્યાંથી સૂઝ્યું ?'

તેણે માથું ઊંચું કરી જોયું તો રજની ત્યાં હતી નહિ. કંઈક ક્ષોભ પામતાં તે કાગળિયાં ફેરવી રહ્યો.

# ૩૧

હરીફાઈમાં જગમોહનદાસ શેઠને હરાવવાની યોજના ઘડતા કાંત અને રમેશ રાત્રે ખૂબ મોડા સૂતા હતા. સવારે આંખો ચોળતા ઊઠ્યા ત્યારે દિવસ ખૂબ ચડી ગયો હતો. રમેશે પથારીમાંથી ઊઠતાં કહ્યું: 'કાંત ! ઊઠ, ઊઠ ખૂબ મોડું થયું લાગે છે!' અને રજનીના ઓરડા તરફ જોતાં તે બોલ્યો: 'ઓહો ! આજે તો રજની પણ હજી ઘોરતી લાગે છે!'

કાંતને આશ્ચર્ય થયું. રજની ક્યારેય આટલી મોડી ઊઠી હોય તેવો તેને ખ્યાલ નહોતો. તેણે કહ્યું: 'રમેશ, રજનીને ઉઠાડવી જોઈએ.' અને રમેશે રજનીના ઓરડા આગળ આવી સાંકળ ખખડાવતાં રજનીને સંબોધી બૂમ મારી. જવાબ ન મળતાં બન્ને ગભરાયા. કાંતે દ્વારને ધકેલ્યું. દ્વાર ખાલી વાસેલું હતું. દ્વાર ખૂલતાં જોયું તો ઓરડામાં કોઈ હતું નહિ. રમેશે કહ્યું: 'કદાચ વહેલી ઊઠી રજની ફરવા ગઈ હશે!'

'ના, ના. કહ્યા વિના આમ રજની જાય નહિ!' કાંતે જવાબ આપતાં કહ્યું:

'ત્યારે?' રમેશે બહાવરા થતાં પૂછ્યું.

'રમેશ, તું જરા બાલી લેઇક તરફ જઈ તપાસ કરતો આવ. હું જયરાજને ખબર આપું છું.'

રમેશના ગયા પછી કાંતે રજનીના ટેબલના ખાનાં તપાસ્યાં. ટેબલ ઉપરનાં પુસ્તક તથા પત્રિકાઓ જોઇ. ઉંધું પડેલું લેટરપેડ હાથમાં લીધું. લેટરપેડના પહેલા જ કાગળમાં રજનીના હસ્તાક્ષર જોઇ તે ઝડપથી વાંચવા લાગ્યો. પોતાને નામે જ રજની પત્ર લખી ગઈ હતી. પત્ર ટૂંકો ને ટચ આ પ્રમાણે હતો:

કાંત,

મને લાગ્યું કે મારે જવું જોઇએ અને હું જઈ રહી છું. ક્યાં? તેની મને પોતાને ખબર નથી.

ચૂંટણીની હરીફાઈમાં તું જીત્યો છે તેવું સાંભળી હું ખુશી થઇશ–બેહદ ખુશી થઇશ.

મારા ચાલ્યા જવાથી કેટલાંયે અનિષ્ટો અટકશે તેમ લાગવાથીજ હું જાઉં છું. સૌનો મારા ઉપરનો પ્રેમ હું ભૂલી શકીશ નહિ. સુમનને ધીરજ આપજો. રમેશને લાગી આવશે, પરંતુ તેને પણ તારા જેવો સાથી મલ્યો છે એટલે મને સાંત્વના છે. વધારે કંઈ લખવા જેવું નથી.

લિ. રજની

કાંતે એકવાર બેવાર ફરીફરી પત્ર વાંચ્યો. રજનીની માનસિક સ્થિતિ ઘણાં વખત થયાં અસ્વસ્થ હતી તે તે જાણતો હતો, પરંતુ

ભાગી જવાની હદ સુધી તેની કફોડી સ્થિતિની તેને કલ્પના નહોતી. તેની સાથેના કાલે થયેલા વાર્તાલાપને ફરી ફરી તે યાદ કરી વિચારી રહ્યો. તે સ્વગત બોલ્યો : 'રજની જગમોહનદાસ શેઠના આવી જાતના જુઠ્ઠાણાથી ત્રાસી ગઈ હશે? ખરેખર તે લપસી ગઈ હશે!'

તેણે વિચારો કરવાનું માંડી વાળી જયરાજને ટેલિફોન કર્યો: જયરાજ ઘેર હતો નહિ. 'જગમોહનદાસ શેઠને ત્યાં હમણાં જ ગયા,' તેવો સુમને જવાબ વાળ્યો.

કાંતે અચકાતા સ્વરે સુમનને કહ્યું: 'સુમન, રજની ભાગી ગઈ છે!'

'શું કહો છો? ક્યારે?' સુમનનો અવાજ ફાટી જતો હોય તેમ લાગ્યું.

'ક્યારે તે તો ખબર નથી. સવારે જોયું તો પથારીમાં તે હતી નહિ. એક પત્ર મૂકતી ગઈ છે.' કાંતે કહ્યું.

'હું આવું છું.' કહેતી સુમને ટેલિફોનનું ભૂંગળું નીચે મૂક્યું.

રમેશ નિરાશ થઈ પાછો ફર્યો. તે આવ્યો કે કાંતે તેના હાથમાં રજનીનો પત્ર મૂક્યો. પત્ર વાંચી તે જાણે માથે આભ ફાટયું હોય તેમ 'હાશ' કહેતો કે નીચે બેસી ગયો. કાંતે તેને આશ્વાસન આપતાં કહ્યું: 'રમેશ, એમ હિંમત હાર્યે ચાલે? રજની આમ તો બુદ્ધિશાળી છે; એટલે ગમે ત્યાં કુશળ જ હશે.'

થોડીવારમાં સુમન આવી પહોંચી. કાંતે તેના હાથમાં રજનીનો પત્ર આપ્યો. તે રડી ઊઠી.

શું કરવું તેની વિચારણા કરતાં સૌ શૂન્ય થઈ બેઠાં હતાં ત્યાં જયરાજની મોટર કંપાઉંડમાં આવતી જોઇ સૌ જાણે જાગૃત થયાં.

છેલ્લા બેચાર દિવસ થયાં, જયરાજ બેચેન હતો. 'જીવનસંદેશ'નો અગ્રલેખ વાંચી તે સમસમી રહ્યો હતો.

જગમોહનદાસે કાંત ઉપર ખોટો આક્ષેપ કર્યો હતો. કાંત તેની સામે પગલાં લે તેવી સંભાવના હતી. કાંત તો નિર્દોષ જાહેર થાય, પરંતુ લોકદૃષ્ટિએ નિર્દોષ સાબીત કરી શકાય તેમ નહોતું. લોકોની ટીકામાંથી બચવા માટે રજની બીજો કોઇ માર્ગ સ્વીકારે તેમ પણ નહોતું.

આવી જાતનો ભવાડો કોર્ટમાં પહોંચે તેમાં કોઇની ઇજ્જતેય નહોતી. ત્યારે? તીર છૂટી ગયું હતું અને તીર છોડનાર કોઈ સાધારણ માણુસ પણ નહોતો!

તેની વિરૂદ્ધમાં જઈ શકાય તેમ પણ નહોતું. તેના લગ્નના બીજે દિવસે જ માહસુખલાલ શેઠે તેને સૂચના આપી હતી કે: 'જયરાજ, કાંત ચૂંટણીમાં સફળ ન થાય તેની તકેદારી રાખજો. ચૂંટણીમાં જગમોહનદાસ શેઠ હાર્યા તો આપણું કર્યુંકારવ્યું ધૂળ થઈ જશે.'

'મારા ખ્યાલમાં છે.' જયરાજે જવાબ આપ્યો હતો.

મીલવિસ્તારને વધારવાની છેલ્લા એક વર્ષ થયાં જયરાજ કોશિશ કરી રહ્યો હતો. તેની પાછળ કેટલુંયે ધન તેણે વેડફ્યું હતું અને કાંત આજે અચાનક તેનું કર્યુંકારવ્યું ધૂળ કરી રહ્યો હતો.

કાંત પ્રત્યે તેને હમદર્દી હતી, પરંતુ તેની આખી બાજી ઊંધી વળતી જોવા તે તૈયાર નહોતો. તે તૈયાર હોય તોપણ માહસુખલાલ તેટલે સુધી તૈયાર થાય તેમ નહોતા.

કાંત સામે થઈ રહેલા પ્રચારપૂરતો તેને વાંધો નહોતો. એટલું જ નહિ પરંતુ આડકતરી રીતે તેને હરાવવા તે જગમોહનદાસ શેઠને મદદ કરી રહ્યો હતો. પરંતુ જગમોહનદાસના 'જીવનસંદેશ'ના અગ્રલેખે તેને ખળભળાવી દીધો. એ ઘટના આગળ વધે તો તેને પણ સંડોવાવું પડે. અને એ રીતે ઇજ્જતનું લિલામ થાય; એટલે આ વાત આટલેથી જ કઇ રીતે અટકે તે બાબતની તે વિચારણા કરી રહ્યો.

આજે સવારે તે સીધો જગમોહનદાસ શેઠ પાસે પહોંચ્યો. શેઠ સાથે બીજી કેટલીયે આડીઅવળી વાત કરતાં તેણે કહ્યું : 'આપે આ આક્ષેપ અણછાજતો કર્યો છે. જાહેર રીતે આવો આક્ષેપ કરવો તમારા જેવી વ્યક્તિને શોભે નહિ.'

'જયરાજ, તુંયે આવા વેવલાવેડા ક્યારથી શીખ્યો ? મારા ભાઇ, સ્વાર્થના સંઘર્ષમાં ન્યાય–અન્યાય કેવા !' જગમોહનદાસ શેઠે જયરાજ તરફ નજર ઠેરવી કહ્યું.

'શેઠ; હું યે તમારા સ્વાર્થની દૃષ્ટિએ જ વાત કરી રહ્યો છું. કાંત ઉપર જાહેર રીતે આ જાતનો આક્ષેપ કરવામાં જોખમ છે, એમ હું માનું છું.' જયરાજે કહ્યું.

'કોણે કહ્યું તને ? હું બધુંયે જાણું છું' જયરાજ ! શેઠે મૂછે તાલ દેતાં કહ્યું.

'અને હું નથી જાણતો ? હાંડલાં ગળામાં ભરાઈ ન જાય, એટલું જ હું તો ચેતવવા આવ્યો છું !' જયરાજે કડક થતાં કહ્યું.

'રજનીને દોષિત પુરવાર કરી શકું એમ છું.' જયરાજ શેઠે કહ્યું.

'રજનીને કરી શકશો, પરંતુ કાંતને નહિ.' જયરાજે જવાબ આપ્યો.

જગમોહનદાસ શેઠ જરા ઢીલા પડ્યા, તેનો લાભ લેતાં જયરાજે કહ્યું.

'તમે જાહેરમાં કાંત સામે આક્ષેપ કરેલ છે. મેં સાંભળ્યું છે કે કાંત તે સામે પગલાં લઇ રહ્યો છે.' વાત વણસી જાય તે પહેલાં હાથ કરી લેવી જોઇએ.' જયરાજે દમદાટી બતાવતાં કહ્યું.

'જયરાજ ! એમ હું ગાંજ્યો જાઉં તેમ નથી, પણ ખેર, સહે-

હાઇથી વાત વાળી શકાતી હોય તો પ્રયત્ન કરી જોજે.' જગમોહનદાસે કહ્યું.

'જી.' હું કાંતને સમજાવવાનો પ્રયત્ન કરી જોઇશ.

આટલું કહી જયરાજે રજનીના ઘર તરફ મોટર મારી મૂકી.

તેણે કંપાઉંડમાં પ્રવેશતાં રમેશ, કાંત, સુમનને એક સાથે જોયાં. તે કંઇક કલ્પના કરતો પગથિયાં ચડી રહ્યો હતો કે કાંતે કહ્યું: 'જયરાજ, રજની ભાગી ગઇ છે!' એટલું કહીને તેના હાથમાં તેણે રજનીનો પત્ર મૂકયો.

પત્ર વાંચ્યા પછી જાણ્યે રજનીના અક્ષરની ખાત્રી કરી રહી હોય તેમ તેની આંખો પત્રમાં જ સ્થિર થઇ ગઇ. રમેશે ધીમેથી કહ્યું: 'કાંત, આપણે પોલિસને સૂચના આપીશું!'

'ના, ના, રમેશ, આપણે અંદરખાને બનતી તપાસ કરીશું, પરંતુ વધારે ચકચાર ન થાય તે જ ઇષ્ટ છે.' કાંતે કહ્યું.

જયરાજે તેમાં સંમતિ પુરાવી.

સુમને રમેશને પોતાને ત્યાં થોડા દિવસ રહેવાનો આગ્રહ કર્યો. જયરાજે કાંતને આગ્રહ કર્યો.

પરંતુ કાંતે તેનો અસ્વીકાર કર્યો.

ધીમે ધીમે વાત આખા ગામમાં ફેલાતી ગઇ.

માહસુખલાલ શેઠ છાપું વાંચતા હતા તેને માનકુંવરે ખબર આપ્યા: 'સાંભળ્યું ને? તમારી રજની ભાગી ગઈ!'

'ભાગી ગઇ?'

'હા ભાગી ગઈ. સૌની આંખો આંજીને! સમજો કંઇ સમજો! કાળમુખીને સમજાવવા ગઈ તો સામી લેતી પડી.' માનકુંવરે મોઢું બગાડતાં કહ્યું.

'છાની મર, છાની!' કહેતાં મહાસુખશેઠે છાપું વાંચવાનો ડોળ કર્યો.

વૃદ્ધ મંગળદાસે પડખું ફેરવતાં કહ્યું : 'અરે! મને તો કોઈ કહો! શું છે આ?'

મહાસુખભાઈએ રજની ભાગી ગયાના સમાચાર આપ્યા. તે સાંભળીને 'અરિહંત! અરિહંત!!' કરતા મંગલદાસ ગાદીમાં બેઠા થઈ ગયા અને બોલ્યા : 'મારી રજની ભાગી ગઇ?'

'આવી ડાહી દીકરી ભાગી ગઇ? શા માટે ભાગી ગઈ? અરિ-હંત, અરિહંત!'

'પગ વાંકો પડી ગયો તે ભાગે નહિ તો શું કરે?' માહસુખ-ભાઈએ કહ્યું.

'હોય, એ તો બાળક છે. સંસાર છે! ભૂલ તો માણસથી થયા જ કરે. કોણ ભૂલ્યું નથી સંસારમાં? બાપ, આવી ભૂલોને ઢાંકવામાં જ મીઠાશ છે! આવી ભૂલોને ગળી જવામાં જ સંસારનો સાર છે. બાકી તો બાપ, સંસાર ખારો ધુંવાટા જેવો છે! એને મીઠો બનાવવા આવડત જોઇએ.'

કંઇ જવાબ ન મળતાં 'અરિહંત ! અરિહંત !' કરતા મંગળ-દાસ ચૂપ થઈ ગયા.

ત્રીજે દિવસે સવારે 'જીવનસંદેશ'ના અગ્ર પેઈજ ઉપર મોટા ટાઈપમાં સમાચાર હતા. ''સ્ત્રી સંદેશ' અને 'યુગ સદેશ'ની પ્રેરણા-કારી રજની નાસી ગઈ છે.' અને એની નીચે નાના અક્ષરોમાં નાસી જવાની રોમાંચક ઘટના રસભરી તીખી તમતમતી વાણીમાં અપાયેલી હતી.

'રજની ભાગી ગઈ! રજની નાસી ગઈ!'ના નાદે શહેરની શેરીઓ ગાજી ઊઠી હતી.'

એ જ અંકના અંદરના ભાગમાં એક ચોરસ નાના બ્લોકમાં માફીયાચના હતી. તેમાં લખ્યું હતું કે: 'જુવાનોના ચારિત્રદોષની ટીકા કરતાં રજનીના નામ સાથે કાંતનું નામ સાંકળવામાં અમારી ભૂલ થયેલી છે. તે ભૂલ માટે અમે માફી માંગીએ છીએ.'

'યુગ સંદેશ'ના આજના અંકમાં અગ્રપૃષ્ઠ ઉપર મોટા ટાઈપમાં લખેલું હતું: 'શેઠ જગમોહનદાસ માફી માંગે છે.' અને નીચે ઉપર પ્રમાણે જ નાના ટાઈપમાં માફીયાચના હતી.

'યુગ સંદેશ'ના અંદરના પેઇજમાં અસ્વસ્થ તબિયતને લીધે રજની થોડા દિવસ માટે રજા ઉપર જતી હોવાના સમાચાર હતા!

## ૩૨

શહેરના એકેએક વિભાગમાં બે દિવસ થયાં કારપોરેશનની ચૂંટણીની તીવ્ર હરીફાઈ ચાલી રહી હતી. ઉમેદવારોએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પ્રચારની રીતો શોધી કાઢી હતી.

'વોટ ફોર કાન્ત'ના નામના પોસ્ટરો સાથે નાના છોકરાઓનું એક સરઘસ બડાબજારના જાહેર રસ્તા ઉપરથી નીકળી શેરીઓમાં–ફરતું હતું. એક મોટી લોરીમાં ભોંપુ લઈ બેઠેલા છોકરાઓ 'વોટ ફોર જગમોહનદાસ'ના બુલંદ નાદ જગાવતા હતા. આગળ અને પાછળ 'વોટ ફોર'ના પાટિયાં લગાવેલી મોટરો દોડધામ કરી રહી હતી.

કાંતને મત અપાવવા રામનરેશજી પોતે મોટરમાં ઘૂમી રહ્યા હતા. માલતી દોડધામ કરી રહી હતી.

જાહેર રસ્તાઓ અને શેરીઓ ગાજી રહી હતી. આજે સવારે વધારે દોડધામ લાગતી હતી. આજે જ શહેરીજનોના 'મત' લેવાના હતા. સવારથી જ લોકો પોલિંગ સ્ટેશન તરફ જવા લાગ્યા હતા.

મતદારોને લાવવા–મૂકવા–જવા માટે દરેક ઉમેદવારે પોતાથી બને

તેટલી મોટરોની સગવડ કરી હતી. પ્રતિષ્ઠિત પાર્ટીઓને નાસ્તાપાણી માટે આગ્રહ થતો. પોલિંગસ્ટેશનની સામે જ ઊભા કરાયેલા કેંપોમાં મતદાતાને ઢસડી ઢસડી તેડી જવામાં આવતા. ઉમેદવારોના પ્રતિનિધિ તેની સામે હાથ જોડી નાસ્તો લેવાની વિનંતી કરતા અને આ રીતે નાસ્તોપાણી કરીને નીકળતા મતદાતાને પોતાની તરફ મત આપવાની કાકલુદી થતી; છતાંયે મતદાતા ક્યારેક બીજાના જ નામને પોતાનો મત આપતો !

આજે સવારથી જ રામનરેશજી કાંતના કેમ્પમાં ઊભા રહી મતદાતાઓને ચૂંટણીનું પ્રયોજન, ઉમેદવારોની નાગરિકો પ્રત્યેની ફરજ વગેરે સમજાવી રહ્યા હતા અને કેમ્પ આગળ લોકોનું મોટું ટોળું એકઠું થયું હતું.

ક્રિકેટ ટીમના બધા જુવાન ખેલાડીઓ આજે કાંતની મદદે હતા. બડાબજાર વોર્ડની કુમારસભાના જુવાનમિત્રો તેના માટે અથાગ પ્રયત્ન કરી રહ્યા હતા. માલતી જાણ્યે સૌને પ્રેરણા આપતી ચોતરફ ઘૂમી રહી હતી.

જરા મોડેથી સિધ્ધેશ્વર પોતે આ જંગમાં કાંતને સાથ આપવા આવી પહોંચ્યો હતો.

પરંતુ કોણ જાણે કેમ, કાંતનો ઉત્સાહ કેટલાક દિવસ થયાં મંદ પડી ગયો હતો. તેનું મન અસ્વસ્થ રહેતું. આજે તેના જીવનની અમૂલ્ય ઘડીએ પણ તે કેમ્પમાં આવ્યો નહોતો.

એકેક દિવસ થયાં જ્યારે હરીફાઈ વધારે તીવ્ર થતી જતી હતી—રસાકસી વધતી જતી હતી, ત્યારે કાંત જાણ્યે પોતાને ચૂંટણી સાથે કંઈ સંબંધ જ ન હોય તેમ ચૂંટણીના કાર્યથી અલિપ્ત રહેતો હતો. 'યુગસંદેશ'ના ચૂંટણી-વિભાગ તરફ તેણે નજર પણ ફેરવી

નહોતી. તેની આવી જાતની વિરક્ત મનોદશા જોઈ માલતીએ કહ્યું: ‘ કાંત, તમે નિરાશ થઈ ગયા લાગો છો, પરંતુ મને ખાત્રી છે કે તમે જીતી જશો. ’

‘ માલતી, હારજીત માટે મને જરાયે શોક કે આનંદ થવાનો નથી. ’ કાંતે જવાબ આપ્યો. અને પોતામાટે છેલ્લા પાંચ દિવસ થયાં તનતોડ મહેનત કરતી માલતીને પ્રેમભરી દષ્ટિએ જોઈ રહ્યો. માલતીએ નજર ફેરવી લીધી.

કાંતે કહ્યું—‘ શા માટે આટલી દોડધામ કરી રહ્યાં છો માલતી ?’

‘ તમને સફળ બનાવવા માટે ! ’ માલતી જવાબ આપતાં પોતાને કામે ચાલી ગઈ.

બરાબર દશ વાગતાં મત લેવાનું કાર્ય શરૂ થયું. સામેના જગમોહનદાસના કેમ્પમાં જયરાજ, અશોક, વત્સલા દોડધામ કરી રહ્યાં હતાં. વિદ્યાર્થીઓનું એક નાનું સરઘસ કેંપની આસપાસ ‘Vote for Jagmohandas’ વોટ ફોર જગમોહનદાસના નામનું બોર્ડ લગાવી ફરી રહ્યું હતું.

મતદાતાઓને ઠાલવતી મોટરો ફરી ફેરો કરવા ઉપડી જતી હતી. મત આપીને નીકળતા નાગરિકો તરફ થતી ઉપેક્ષાવૃત્તિથી મતદાતા ચિડાતા હતા. તેઓને લેવા જતી વખતે માનવૃત્તિથી મોટરમાં બેસાડી લાવવામાં આવતા હતા, પરંતુ મત આપી બહાર નીકળતાં જાણ્યે કોઈ તેને ઓળખતું જ ન હોય, તેમ તેનો ભાવ પુછાતો નહિ અને પગથી ચાલીને ઘેર પહોંચતાં ઉમ્મેદવારોને તે ગાળો ભાંડતા.

સાંજના ચારેક વાગ્યે દોડધામ ઓછી થઈ ગઈ. પોલિંગ સ્ટેશને લોકોની મેદની પરિણામ જાણવાની ઈંતેજારીમાં ઊભી હતી.

દરેક પક્ષના લાગતાવળગતા પોતાના પક્ષના વિજયની ધૂનમાં

કૅમ્પ પાસે આંટા લગાવતા હતા—બૂમો પાડતા હતા. પરિણામ જાહેર થતાં ધક્કામૂક્કી થતી હતી. પ્રોટેસ્ટો લેવાતા હતા અને ફરી મત-નોંધણી થતી હતી.

શેઠ જગમોહનદાસ કરતાં ૧૨૭ વોટ કાંતની તરફેણમાં વધારે આવતાં અને કાંત ચુંટાયેલો જાહેર થતાં આખા કૅમ્પમાં આનંદ વ્યાપી ગયો. ૫–૬ દિવસની સખત મહેનતના બદલામાં ઈશ્વરની આ કૃપા માટે રામનરેશજીએ પ્રભુની પ્રાર્થના કરી.

જગમોહનદાસ તરફથી વોટિંગમાં કંઈ ગડબડ થયેલી હોવાનું જાહેર થયું. મતગણત્રીમાં ભૂલ થની હોવાનું જણાવી વાંધો ઉઠાવવામાં આવ્યો.

બન્ને પક્ષના પ્રતિનિધિની હાજરીમાં ફરી મતનોંધણી શરૂ થઈ

કાંતને પરિણામની જાહેરાત કરવા ગયેલા બેએક જુવાન પાછા ફર્યા અને તેઓએ જગમોહનદાસ શેઠ તરફથી પ્રોટેસ્ટ લેવાયો છે તેમ સાંભળ્યું ત્યારે નિરાશ થયા. હજી કંઈ ખાસ પરિણામ આવ્યું નથી તેમ ફરીને કાંતને ખબર પહોંચાડયા.

અરધી કલાક પછી ફરી જાહેર કરવામાં આવ્યું કે કાંત ૧૨૭ વધારે મતે ચુંટાયેલ છે, ત્યારે માલતીએ હર્ષાવેશમાં આવી મોટર દોડાવી મૂકી.

કાંતને તે ખબર આપે તે પહેલાં જ રસ્તા ઉપર 'ઇવનિંગ ન્યૂઝ'નો વધારો લઈ બૂમ પાડતા છાપાના ફેરિયાઓને દોડધામ કરતા તેણે જોયા.

આજના ઇલેકશનને અંગે આ વધારો નીકળ્યો હશે તેમ માની માલતીએ 'ઇવનીંગ ન્યૂઝ'ની એક પ્રત લીધી.

પરંતુ આ વધારામાં હેડલાઇન્સમાં બોમ્બેમેઇલના અકસ્માતના સમાચાર હતા.

મોટા અક્ષરોમાં—'બોમ્બે મેઇલનો ભયંકર અકસ્માત' અને નીચે નાના ટાઈપમાં નીચે મુજબ લખેલ હતું:

'બીનસત્તાવાર સમાચાર મળે છે કે કાલે રાતના લગભગ સાડા ત્રણ વાગ્યે મુંબઇથી થોડે દૂર એક નાના સ્ટેશન આગળ એક લોકલ ટ્રેન સાથે બોમ્બે મેઇલ અથડાઈ પડ્યો હતો.

'રાતનો સમય હોવાથી નુકસાનીના પાકા સમાચાર તો હજી સાંપડ્યા નથી, પરંતુ આ અકસ્માતમાં લગભગ પચાસેક જાનની ખુવારી તથા ઘાયલોની સંખ્યા બસો સુધીની હોય તેમ મનાય છે. એક મનીબેગ હાથ આવતાં તેમાંથી મુંબઈની એક ટીકીટ, થોડું પરચુરણ, દશની એક નોટ તથા 'યુગસંદેશ'ના થોડાં કટિંગ્સ તેમાંથી મલ્યાં હતાં. મનીબેગ ઉપર 'રજની' એવું નામ હતું. સત્તાવાર હજી કંઈ સમાચાર સાંપડ્યા નથી.

માલતીએ ફરીફરી વાંચ્યું. રજનીના નામ સાથે 'યુગસંદેશ'ના કટિંગ્સની વિગતથી હવે તેને શંકા રહી નહિ. તેના હૃદયમાં ધ્રાસ્કો પડ્યો. રજની અકસ્માતનો ભોગ બની ગઈ તેવો અંદાજ બાંધવામાં તે જરાયે ભૂલ કરતી નહોતી તેમ તેને ખાત્રી થઈ. કાંતને આ સમાચાર પ્રથમ ન આપતાં ઇલેકશનના જ સમાચાર કહેવા વાજબી હતા તેમ તેને લાગતાં 'ઇવનીંગ ન્યૂઝ'નો વધારો તેણે પોકેટમાં નાંખ્યો.

મોટરમાંથી ઉતરી તે રૂમમાં આવી ત્યારે કાંત ટેબલ ઉપર માથું ઢાળી બેઠો હતો.

માલતીએ ચહેરા ઉપર સ્મિત લાવી કહ્યું: 'કાંત તમે જીત્યા છો!'

કાંતે માથું ઊંચું કરતાં કહ્યું: 'માલતી, હું જીત્યો છું અને હાર્યો પણ છું.'

'ફરીથી અપાયેલા અચોક્કસ પરિણામના સમાચાર ખોટા હતા કાંત!'—માલતીએ કહ્યું.

'એ ખોટા હતા અને સાચા થયા; પરંતુ માલતી આ પત્રનો વધારો જરા વાંચી જો!' અને કાંતે તેના આગળ 'ઇવનિંગ ન્યૂઝ'નો વધારો ધર્યો.

'મેં વાંચ્યો છે. ખરેખર રજની અકસ્માતનો ભોગ બની હશે?' માલતીએ શંકા દર્શાવી.

'ઇશ્વર જાણે એ તો માલતી! પરંતુ એ સાચું હોય તો...' કાંતથી બોલી શકાયું નહિ.

'તો?' માલતીએ કહ્યું.

'તો? મારી આ જીત—જીત નથી પરંતુ હાર છે!' કાંતે વ્યથાથી કહ્યું.

'કાંત, રજની માટે સૌ કોઈને લાગી આવે એ સ્વાભાવિક છે.' માલતીએ કહ્યું.

'ના, માલતી, મારા માટે આ લાગી આવવા પૂરતી જ વાત નથી. મને 'જીત' અપાવવા જ રજનીએ આ બલિદાન આપ્યું છે તે મારાથી કઈ રીતે વિસરાશે?'

'આ ઘા હું કઈ રીતે રૂઝવી શકીશ? આ સ્મૃતિ રાતદિવસ મારા હૃદયને કોર્યા જ કરશે! માલતી, ઇલેક્શનના આ ખુશખબર મને હવે વધારે સાંભળવા નથી. માટે હવે કોઈ જાતનું પ્રદર્શન ન થાય તેવી સૂચના રામનરેશજીને આપી આવ.'

રામનરેશજીએ કાંત પાસે આવતાં કહ્યું—'રજની! અકસ્માતમાં

આવી ગઈ હોય એવો અર્થ આ સમાચારમાં નીકળતો નથી. કાંત, ઇશ્વર સૌ સારા વાનાં કરશે. બાકી આમ હિંમત હાર્યે ચાલે ? આ તો સંસાર છે. આ સંસારમાં ઝઝુમવું એ જ માનવીનું કર્તવ્ય છે! એ જ પુરુષાર્થ છે. ઊઠ ઊભો થા.'

કાંત સ્વસ્થ થયો. રામનરેશજીની હાજરીમાં પોતાની આવી શિથિલતાથી તે જાણે શરમાયો હોય તેમ ટટ્ટાર થતાં તેણે ચૂંટણીમાં સાથ આપનાર સૌ મિત્રોનો આભાર માન્યો. પોતા પ્રત્યેની સૌની લાગણી માટે તે ગદ્‌ગદિત થયો.

રામનરેશજીએ આખરે સૌને વિદાય આપતાં કહ્યું: ઇલેકશનમાં કાંતની આ જીત થઈ તે ખરેખરી જીત નથી. પરંતુ જેના પ્રેમે તેને જીત અપાવી છે તેને માટે તે કંઈક કરી શકે એ જ સાચી જીત છે અને એ જીત માટે સાચું કાર્ય તો હવે કરવાનું છે. એ કાર્યમાં સૌ આવો જ ઉત્સાહ સતત જાગૃતિ દર્શાવજો એવી મારી અભ્યર્થના છે.'

સૌના ગયા પછી પણ મોડી રાત સુધી કેટલાયે મિત્રોના અભિનંદન ચાલ્યા આવતા હતા. કોઈ વ્યક્તિગત મળવા આવતા હતા.

છેલ્લે છેલ્લે જયરાજ આવ્યો. તેણે અભિનંદન આપ્યા અને રેલ્વે–અકસ્માત માટે ચિંતા વ્યક્ત કરી. રેલ્વે–સત્તાવાળા ઉપર રજનીને લગતી વધારે તપાસ માટે ખાસ તાર આપવાની જરૂરિયાત જણાવી પોતે તે વ્યવસ્થા કરી લેશે તેમ કહ્યું.

તેની સાથે આવેલી સુમન ધ્રુસકે ધ્રુસકે રડી રહી હતી. કાંતે તેને ધૈર્ય આપ્યું.

મોડી રાતે સૌ વિખેરાયા. રામનરેશજી ગયા પછી બિછાનામાં ડુસકાં ભરતા રમેશને કાંતે બાથમાં લીધો.

૩૩

સડસડાટ પસાર થતી ગાડીની બારીમાંથી રજનીએ ડોકિયું કર્યું તો ઘોર અંધકારમાં આકાશમાં ટમટમતા તારા સિવાય કંઇએ દેખાયું નહિ. રાત્રિ ત્વરિત ગતિએ પસાર થઇ રહી હતી. અને એથીયે વધારે ગતિથી મેઇલ દોડી રહ્યો હોય તેમ તેને લાગ્યું. બધા ઉતારુઓ સૂતા હતા. વધારે આરામની જરૂર ન લાગતાં રજની સવારે લીધેલું છાપું વાંચવા લાગી.

થોડી ક્ષણો જ વીતી હશે ત્યાં જોરથી એક ધડાકો થયો. રજનીના મુખમાંથી ચિત્કાર નીકળ્યો. રેલના પાટા ઉપરથી ડબ્બાઓ ઉથલી પડયા. રજની દૂર જઈ પડી. ચારે તરફથી આવતા ચિત્કારો—આહવેદનાની બૂમો તેણે સાંભળી અને થોડીવારમાં તો એ બેહોશ થઇ ગઈ.

સવારે તેણે આંખો ખોલી ત્યારે એક વિશાળ ખંડમાં—'બેડ'માં તે પડી હતી. તેના માથાનો ઉપલો ભાગ ડ્રેસીંગ થયેલો હતો. તેની બન્ને બાજુએ ખાટલામાં વેદનાના ચિત્કાર કરતી સ્ત્રી–દર્દીઓ સૂતી હતી. નર્સો, ડાકટરો દોડાદોડ કરી રહ્યાં હતાં. આ બધું શું હતું તે

ઘડીભર તો સમજી શકી નહિ. પરંતુ રાતની ઘટના યાદ આવતાં કોઈ હોસ્પિટલમાં રેલ્વે–અકસ્માતના ભોગ બનેલા દર્દી સાથે પોતે સૂતી હતી તેનો તેને ખ્યાલ આવ્યો.

તેને માથામાં સહેજ વેદના થતી હતી. પગના ઘૂંટણમાં પણ ઇજા થઇ હોય તેમ લાગ્યું. પોતે ક્યાં હતી, તે જાણવાનું તેને દીલ થયું. પાસેના બેડીંગ પાસે ઉભેલી એક આધેડ વયની નર્સને બોલાવવાનો તે વિચાર કરી રહી હતી. ત્યાં જ એક યુવાન નર્સ તેની આગળ આવી ઊભી. રજનીએ તેને અંગ્રેજ–નર્સ સમજી ઈંગ્લિશમાં જ પૂછ્યું: ' where am I !'

' હું ક્યાં છું ? '

આ સંસ્કારી દેખાતી યુવતી તરફ થોડીવાર તો નર્સ જોઇ રહી. અને તેનાથી આકર્ષાતી હોય તેમ તે મીઠાશથી બોલી : 'ઓહ ! તમે ? તમે મુંબઇની ગવર્નમેન્ટ હોસ્પિટલમાં છો !' અને ઓશીકા આગળ બેસી રજનીના માથાને પોતાના હાથમાં લેતી તે બોલી : ' બહુ દર્દ તો નથી થતું ને ? '

' ના, સાધારણ દુઃખાવો લાગે છે. ' રજનીએ કહ્યું.

' ખાસ ઇજા નથી થઈ ! એક અઠવાડિયામાં તો તદ્દન સારું થઈ જશે. પણ બેએક દિવસ તો તમારે ચૂપચાપ બિછાનામાં પડયું રહેવાનું છે. કોઈ પણ જાતની હાલચાલ ન થવી જોઇએ. '

આટલું કહી તે ઊઠી અને ફરી કંઈક યાદ આવતાં તે બોલી : ' કંઇ જોઇતું કરતું હોય તો માંગી લેજો. '

આ અજાણી યુવતી–આ નર્સની મમતાથી રજનીનું હૃદય સ્નેહાર્દ્ર બની ગયું. તેને થયું: આવી અજ્ઞાત પ્રેમવીરડીઓ જ સંસારની મધુરતા જાળવી રાખી શકે છે !'

બપોરે જ્યારે નર્સ ફરીથી તેની પાસે આવી ત્યારે રજનીના પરિચયમાં આવવાનું ગમતું હોય તેમ તે અનેક પ્રશ્નો પૂછવા લાગી :

'તમારું નામ ?'

'માધુરી.'

'વાહ ખૂબ સુંદર નામ છે !'

રજની જરા શરમાઈ. તેને થયું નામની સુંદરતાથી વધુ સુંદર તો આ નર્સ હતી. પ્રથમ નજરે તેણે તેને કોઈ ગોરી નર્સ કલ્પેલી, પરંતુ તે એંગ્લો ઇન્ડિયન હતી, તેની તેને પાછળથી ખબર પડી. તેનો ચહેરો જેટલો નિર્મળ લાગતો હતો, તેટલું જ તેનું હૃદય નિર્મળ હોય તેમ રજનીને લાગ્યું. તેની વાણીમાં મીઠાશ હતી. તેના ચહેરા ઉપર નિરંતર હાસ્ય ફરકતું જ હોય તેમ તેને લાગ્યું.

તે સ્વગત બોલી: 'આવી તેને બહેન મળી હોત તો ?'

મધુર ઘંટડી જેવો સ્વર ફરી તે સાંભળી રહી :

'તમે ક્યાંથી આવો છો ?

'કલકત્તાથી.'

'મુંબઈ જ આવી રહ્યાં હતાં ?

'હા.'

નર્સે વધારે પૂછ્યું નહિ. રજનીએ કંઈક અચકાતાં પૂછ્યું: 'તમારું નામ કહેવાની કૃપા કરશો ?'

'મારું નામ બુલબુલ.'

'બુલબુલ ?'

'હા. મારા સ્નેહીઓ મને એ જ નામે બોલાવે છે. મારું જન્મનું નામ શું હશે તેની તો મને યે ખબર નથી. ફ્લોરા સાથે હું ક્યારથી રહું છું તેનીયે મને ખબર નથી, પરંતુ ત્યાં મને 'નાઇટીંગલ'

કહેતા. અને અહીં હોસ્પિટલમાં દાખલ થયા પછી સૌ મને 'બુલબુલ' કહીને જ બોલાવે છે.

'યથા નામ તથા ગુણ!' રજની ધીમેથી બડબડી.

'રાત્રે તમારી પાસે આવી જઇશ.'–એમ કહેતી બુલબુલ ચાલી ગઇ.

બેએક દિવસના પરિચયે તો બંનેને ખૂબ આત્મીય બનાવી દીધાં. બુલબુલ રજનીને પોતાના કોઇ સ્વજન જેવી લાગતી, બુલબુલ પોતાની બહેનથીયે વધારે સમજી રજનીની સારવાર કરતી. રજનીએ કોઇને ખબર ન પડે તેટલા માટે પોતાનું નામ બદલ્યું હતું. અચાનક તેણે પહેલે દિવસે નર્સને 'માધુરી' નામ આપેલું. અને હવે પોતે રજની મટી માધુરી બની હતી. માધુરી તરીકે જ જીવનની નવી શરૂઆત કરવાની હતી.

ધીમે ધીમે તે સારી થઈ રહેલ હતી. બેચાર દિવસ પછી હોસ્પિટલમાંથી રજા મલ્યા પછી ક્યાં જવું ? શું કરવું ? તે પ્રશ્ન તેને મૂંઝવી રહ્યો હતો.

સાંજે બુલબુલે આવી હોસ્પિટલના ચોગાનમાં થોડા આંટાફેરા મારવા તેને કહ્યું.

ચારપાંચ દિવસ થયાં બિછાનામાં પડી પડી માધુરી થાકી ગઈ હતી. તેને આ છૂટ મળતાં આનંદ થયો.

સંધ્યા ખીલી રહી હતી. આકાશ સ્વચ્છ હતું. હોસ્પિટલના બગીચામાં બુલબુલનો હાથ પોતાના હાથમાં લઈ માધુરી ધીમે ડગલે ટહેલી રહી હતી.

બુલબુલે વાત છેડતાં કહ્યું : 'માધુરી તારા ગયા પછી તો મને ગમશે નહિ.'

માધુરી ચૂપ રહી.

'દિવસમાં વધારે નહિ તો એક વખત તો તારે હંમેશાં મને મળવું જ પડશે!' બુલબુલે કહ્યું.

'જરૂર આવીશ.' માધુરીએ જવાબ આપ્યો.

બુલબુલ વિચારી રહી. તે ફરી બોલી; 'તારે હમણાં અહીં રોકાવું છે ને?'

'હા.'

'કેટલોક વખત.'

'ખબર નથી.'

'વાહ, ખબર નથી?'

બુલબુલ માધુરી સામે જોઈ રહી.

'કોને ત્યાં તારે જવાનું હતું? તેનું નામ–ઠામ તો આપ?'

માધુરી ચૂપ હતી. બુલબુલે તેના સામું જોયું. માધુરીની આંખમાં ઝળઝળિયાં આવેલાં જોઈ તે ગભરાઈ. તેને દીલમાં થયું કે પોતે આ બધું પૂછવામાં ભૂલ તો નહોતી કરી રહી? તે બોલી:

'માફ કરજે માધુરી! મારાથી કંઈ અનુચિત પુછાયું હોય તો.'

'ના, ના, બહેન!' કહેતી માધુરી વધારે રડી પડી.

સાંત્વન આપતી બુલબુલ તેને બગીચાના મંડપમાં લઈ ગઈ. ત્યાં માધુરી પાસેથી તેણે બધી હકીકત જાણી લીધી. તેને આશ્વાસન આપ્યું અને તે બોલી: 'માધુરી, મારી સાથે રહેવું તને ગમશે?'

માધુરી ચૂપ હતી.

તારી ઇચ્છા હશે તો 'નર્સ' થવાની હું તને ટ્રેઈનિંગ આપીશ.

ડૂબતા માણસને અચાનક પાટિયું મળી જાય તેમ માધુરી બોલી: 'બુલબુલ! તારા આ પ્રેમને હું કઈ રીતે સાચવી શકીશ?'

અને જાણ્યે જીવનનું નવું ક્ષેત્ર તેને ગમી ગયું હોય તેમ તે બોલી: 'બુલબુલ, કાલથી જ મને શીખવવાની શરૂઆત કરીશ?'

'અધીરી થા મા, હજી બે દિવસ તો તારે હોસ્પિટલમાં જ કાઢવાના છે.'

હોસ્પિટલના સામેના ફૂટપાથ ઉપર થોડેક દૂર બુલબુલનો નાનો સરખો બંગલો હતો.

તેના નાના કંપાઉંડમાં એક નાનો સરખો બગીચો હતો મીસ ફ્લોરા બુલબુલની પાલક મા સ્વભાવે જરા તીખી, પરંતુ ધર્મચુસ્ત અને ઉદાર દીલની હતી. મીસ ફ્લોરા ઘણો વખત થયાં આ હોસ્પિટલની મુખ્ય નર્સ તરીકે કામ કરી રહી હતી. 'બુલબુલ'ને તેણે પાળી-પોષી મોટી કરી હતી. પોતાના એકના એક સંતાન જોસેફની સાથે જ તેને ભણાવી-ગણાવી હતી. નાનપણમાં જોસેફ બુલબુલ બન્ને એક સાથે જ અભ્યાસ કરતાં. બન્ને સાથે જ રમતાં. બંને સાથે જ ખાતાં-પીતાં અને ફ્લોરા બન્નેને સમાન ભાવે-પ્રેમે ઉછેરતી. થોડો અભ્યાસ કર્યા પછી બુલબુલે નર્સ થવું પસંદ કર્યું અને તેના માયાળુ સ્વભાવને લીધે આ કામ તેને ફાવી ગયું. એટલું જ નહિ પરંતુ ટૂંકા સમયમાં તેણે સારી ખ્યાતિ મેળવી. જોસેફ મેડિકલ લાઇનનો આગળ અભ્યાસ કરી રહ્યો હતો. વાઢકાપથી તે ક્યારેક થાકી જતો. એનેટોમી અને ફીઝીયોલોજીનું કેટલુંક પ્રેક્ટિકલ જ્ઞાન તેની માતા તેને આપતી. જોસેફ ફૂલનો શોખીન હતો. બુલબુલનો શોખીન હતો. બન્ને વિના તેને પળવાર ચાલતું નહિ. બુલબુલને જોવા માટે મળવા માટે તે ક્યારેક કોલેજમાંથી હોસ્પિટલમાં ચાલ્યો આવતો.

ફ્લોરાએ આવતે વર્ષે જ જોસેફ સાથે બુલબુલનાં લગ્ન કરી નાંખવાનું નિશ્ચિત કરી રાખ્યું હતું.

આ સુખી નાના ઘરનો આ નાનો ઇતિહાસ રજનીએ બુલબુલ પાસેથી જાણી લીધો હતો.

બે દિવસ પછી હોસ્પિટલમાંથી તે છૂટી બુલબુલને ઘેર આવી ત્યારે મીસ ફ્લોરાએ તેનું પ્રેમભર્યું સ્વાગત કર્યું. તેને ફાવે તો પોતાની સાથે જ રહેવા માટે આગ્રહ કર્યો.

દેખાવે સ્થૂલ શરીર પરંતુ ચપળ લાગતી આ સ્ત્રીને રજની જોઇ રહી.

ફ્લોરાએ રજનીનો હાથ પકડી પોતાની પાસે સોફા ઉપર બેસાડી. થોડીવાર તેના તરફ ધારીધારીને જોઈ રહી અને પછી બોલી: ' Oh ! you are a bright girl ! ' [ઓહ, યુ આર એ બ્રાઇટ ગર્લ !] 'તું તેજસ્વી છોકરી છે. '

બુલબુલે બન્ને આગળ સાદી ચા અને ટોસ્ટ ધર્યાં. ચાના એક એક ઘૂંટડા સાથે મીસ ફ્લોરાએ રજનીને એક એક પ્રશ્ન પૂછ્યો. છેવટે તે બોલી: 'તમારો સમાજ બહુ નિષ્ઠુર છે માધુરી !'

રજનીએ મૌન સેવ્યું.

ફરી ફ્લોરા બોલી: ' ઉદારતા અને માણસાઇ ગુમાવી બેઠેલો તમારો સમાજ ધર્મની ખૂબ વાતો કરી જાણે છે—પ્રદર્શનો કરે છે!' રજની મૌન રહી.

ત્યાર પછી ફ્લોરાએ ક્રિશ્ચિયન ધર્મની મુક્ત હૃદયે પ્રશંસા કરી. તેનાં ગુણગાન કર્યાં અને આવતા રવિવારે ચર્ચમાં તેને સાથે તેડી જવાનું નોતરું આપ્યું.

ફ્લોરા ધર્મચુસ્ત હતી, એટલું જ નહિ પણ ખ્રિસ્તી ધર્મના અનુયાયી કઈ રીતે વધે તેની તે રાતદિન ચિંતા કરતી. પોતાથી બને તેટલી તે માટે કોશિશ કરતી.

બુલબુલે જ્યારે માધુરી વિષે વાત કરી ત્યારે તેને ખ્રિસ્તી બનાવી દેવાની પોતાના મનમાં ગાંઠ વાળી લીધી હતી.

બુલબુલ ધાર્મિક વૃત્તિની અને સરળ હતી, પરંતુ કોઇ સંપ્રદાય પ્રત્યે તેને ખાસ ખેંચાણ નહોતું. જોસેફ પણ એવી જ પ્રકૃતિનો હતો, એટલું જ નહિ પણ આ સાંપ્રદાયિક ધર્મો પ્રત્યે તે તિરસ્કારની નજરથી જોતો અને માને ખુશ રાખવા ખાતર તે કયારેક ચર્ચમાં પણ જતો.

બુલબુલે પોતાના ડ્રોઇંગ રૂમની પાસેનો એક ઓરડો માધુરી માટે કાઢી આપ્યો.

સાંજે 'ડાર્લીંગ બુલબુલ, ડાર્લીંગ!' કરતો જોસેફ બુલબુલના રૂમમાં આવ્યો ત્યારે બુલબુલની સાથે રજનીને બેઠેલી જોઈ તે છોભીલો પડ્યો. રજનીએ તેને 'ગુડ ઇવિનિંગ' કહી નમસ્કાર કર્યા. અને જોસેફે પણ તે જ રીતે વળતો જવાબ આપ્યો.

બુલબુલે હસતાં હસતાં કહ્યું : 'આ મારી બહેનપણી, જેને વિષે મેં તને વાત કરી હતી તે.'

'ઓહ મીસ માધુરી !' જોસેફે રજની તરફ હાથ લંબાવ્યો.

રજનીએ હાથ આપ્યો. બન્નેએ હસ્તધૂનન કર્યું.

ત્યાર પછી જોસેફે રજની સાથ થોડી વાતચીત કરી. પછી કહ્યું : 'બુલબુલ! ફૂલની ક્યારીઓ આજે હજુ સુધી સૂકી પડી છે!'

'ઓહ ! ભૂલી ગઈ જોસેફ ! ચાલ આપણે પાણી પાતાં આવીએ.'

'હું યે આવું ?' રજનીએ કહ્યું.

ફૂલની એક ક્યારીમાંથી એક ફૂલને ચૂંટતાં જોસેફે કહ્યું : 'બુલબુલ ! જોયું આ ગુલાબ ? કરમાતું જતું લાગે છે !'

'પાણી પાવામાં જરા મોડું થયું તેમાં ગુલાબ કરમાવાયે લાગ્યું ? સાંભળીને માધુરી જોસેફની વાતો ?' બુલબુલે ટકોર કરી.

'ફૂલોને સાચવવાં સહેલાં નથી બુલબુલ !' રજનીએ કહ્યું.

'એ તો જેવો માળી !' બુલબુલે સ્મિત કરતાં કહ્યું.

'જોસેફ સરસ માળી નીવડશે !' રજનીએ જોસેફ તરફ જોઇ કહ્યું.

'પરિચય વિના આમ ઉતાવળું સર્ટિફિકેટ અપાતું હશે માધુરી ?' બુલબુલ જાણ્યે માધુરીને ઠપકો આપી રહી.

'સાચું છે, માધુરી;—પરંતુ બુલબુલ સાથેના મારા ખૂબ લાંબા પરિચય પછી મારે બુલબુલને એક અચ્છી માલણ તરીકેનું સર્ટિફિકેટ આપવું જ પડશે.' જોસેફે હસતાં હસતાં કહ્યું.

આ ફૂટડા નિર્દોષ નવજૂવાન તરફ રજની જોઈ રહી. સાંજે ત્રણેએ સાથે નાસ્તો લીધા પછી ચોપાટી ઉપર ફરવા ગયાં. ઘૂઘવતા સાગરને રજની એકચિત્તે જોઈ રહી. દૂર દૂર નજર ફેંકી રહી. બુલ-બુલને થયું કે માધુરીને સાગર કંઈ સંદેશો આપી રહ્યો હતો કે શું ?

થોડીવારે બુલબુલે કહ્યું : 'ચાલો માધુરી ઘર તરફ !'

આ રીતે રજની અહીં દિવસો વીતાવી રહી હતી. એકાદ મહિનામાં તે ઘણું યે શીખી ગઈ હતી. બુલબુલે તેને મદદનીશ તરીકે હોસ્પિટલમાં પોતાની સાથે જ રાખી હતી.

સફેદ વસ્ત્રમાં સજ્જ થયેલી બુલબુલ અને રજની શ્વેત પરી જેવી લાગતીઃ બન્ને સગી બહેનો દેખાતી.

રજની પોતાની રસોઈ પોતાની જાતે જ પકાવતી અને હંમેશાં બુલબુલની પહેલાં તૈયાર થઈ હોસ્પિટલમાં પહોંચતી.

હોસ્પિટલના ડોકટરો પહેલાં તો આ નવી નર્સ તરફ શંકાની નજરે જોતા, પરંતુ ધીમે ધીમે પરિચય થતાં રજનીની શક્તિ વિષે કોઈને શંકા રહી નહિ. એટલું જ નહિ પરંતુ તેના જેવી સંસ્કારી

અને તેજસ્વી એક પણ નર્સ નહોતી, તેની સૌને ખાત્રી થઇ. એનેટોમી ફીઝીયોલોજી તેમ જ મેડિકલ લાઇનના જોસેફનાં પુસ્તકો રજની અવકાશ મળતાં વાંચતી. ધીમે ધીમે પ્રેકટિકલ જ્ઞાન સાથે તેનો અભ્યાસ વધી રહ્યો હતો.

પરંતુ દિવસો જેમ વધતા જતા હતા તેમ રજનીને બીજી ચિંતા સતાવી રહી હતી. તેના મનને અસ્વસ્થ કરી રહી હતી.

તેના શારીરિક ફેરફારો વધારે સ્પષ્ટ થઈ રહ્યા હતા. એ ફેરફારોથી તે મુંઝાતી હતી. આમને આમ લગભગ સાતેક મહિના વીતી ગયા હતા. બુલબુલે એક દિવસ તેને કહ્યું : 'માધુરી! તારે હવે વિશ્રાંતિ લેવી જોઇએ.' તેની સલાહ માની રજનીએ હોસ્પિટલમાં જવું છોડયું હતું. દિવસ આખો ઘરમાં રહી તે થાકી જતી ત્યારે મરીનડ્રાઈવ કે ચોપાટી સુધી વિકટોરિયામાં બેસી તે ફરવા ચાલી જતી. જોસેફ ક્યારેક તેનો સાથ પુરાવતો.

ધીમે ધીમે જોસેફ રજનીનો મિત્ર બની ગયો. રજની પાસે બેસવું જોસેફને ગમતું. તેની સાથે સામાજિક, ધાર્મિક વિષયની તે ચર્ચા કરતો અને તેની સાથેની ચર્ચાથી તેને સંતોષ થતો.

માતાના ધાર્મિક ઉપદેશથી કંટાળતો જોસેફ રજની પાસેથી નવું જ જ્ઞાન મેળવતો. વિકટ પ્રશ્નોનો ખુલાસો તેને રજની પાસેથી સાંપડતો. અને આ રીતે તે રજનીને પોતાની મોટી બહેન સમજતો થયો હતો.

કયારેક તેઓ એકલા સિનેમા જોવા ચાલ્યાં જતાં. પહેલાં તો બન્ને બુલબુલની ખૂબ રાહ જોતાં. આખરે કંટાળીને જોસેફ કહેતો: 'ચાલને માધુરી! આપણે જઈ આવીએ. બુલબુલ ફરી કોઈ વખતે આવશે!'

મીસ ફલોરાએ રજનીને ખ્રિસ્તી ધર્મની કેટલીયે ખૂબીઓ સમજાવી, પરંતુ સર્વ ધર્મ પ્રત્યે સમભાવ દાખવતી રજનીને તે

આકર્ષી શકી નહિ. ક્યારેક રજની પ્રત્યે તે ચીઢ દાખવતી, પરંતુ રજનીના ઉંડાણને તે સમજી શકી હતી.

એક દિવસ તેણે રજનીને કહ્યુંઃ 'માધુરી, દીકરી. તું ખ્રિસ્તી થા કે ન થા. તેનું કંઈ નહિ, પરંતુ મારો જોસેફ નાસ્તિક ન થાય તેનો ખ્યાલ રાખજે. બુલબુલને માટે તો મને ફીકર નથી.'

રજનીએ જવાબ આપતાં કહ્યુંઃ 'માડી! ધર્મ તે કંઈ લેવા-દેવાની વસ્તુ છે? એ તો હૃદયની અંદરની વસ્તુ છે. જોસેફ અને બુલબુલનાં હૃદય જ એવાં ઘડાયેલાં છે કે જેમાંથી ધર્મભાવના નિરંતર વહ્યા જ કરે છે.'

અને ડોશીમાના ચહેરા ઉપર સંતોષના ભાવ પ્રગટી ઊઠ્યા.

એક દિવસ 'બોમ્બે ક્રોનિકલ'નાં પાનાં ફેરવતી રજનીએ લગભગ અરધા પાનામાં 'કાંત પેપર લી.'ની જાહેરાત વાંચી. તેમાં પબ્લિકને ખુશખબર આપવામાં આવી હતી કે 'કાંત પેપર લી.'ની એક બ્રાંચ ૧લી તારીખે મુંબઈમાં ખુલ્લી મુકાવાની હતી. તેની ઉદ્ઘાટન વિધિ મુંબઈના એક માજી મેયરના હાથે થવાની હતી.

અમૃતબજાર દૈનિકમાં ઇલેકશનના પરિણામના સમાચાર હતા. કાંત ચુંટાયાના સમાચારે તેનું હૃદય તે દિવસે હર્ષઘેલું બન્યું હતું! આજે આ જાહેરાતથી તેના હૃદયમાં અવનવા ભાવો રમી રહ્યા. કાંત મુંબઇમાં જરૂર આવશે જ અને કદાચ પોતે અહીં છે તેવી તેને ખબર પડે તો?

'તો?' એ પ્રશ્ન આખો દિવસ તેના હૃદયમાં ઘોળાયા કર્યો.

## ૩૪

'કાંત પેપર લી. ની ઓફિસની કેબીનમાં બેઠેલા કાંતને સિધ્ધેશ્વરે આવતાંવેંત અભિનંદન આપ્યા. જવાબમાં કાંતે કહ્યું: 'તમારી કૃપા વિના હું સફળ થોડો થયો હોત?'

'એ ખોટી વાત કાંત! મારાથી તો કંઈ બની શક્યું નથી.' સિધ્ધેશ્વરે કહ્યું.

'માલતીએ આટલો શ્રમ લીધો ન હોત તો હું સફળ થાત કે નહિ તે શંકાની વાત હતી.' કાંતે કહ્યું.

'માલતીનો તારા પ્રત્યે કંઈક વિશેષ અનુરાગ છે. ખરુંને?' સિધ્ધેશ્વર પ્રશ્ન પૂછી કાંત સામે તાકી રહ્યો.

'તમારે લીધે જ તો?' કાંતે સામો પ્રશ્ન કર્યો.

'ખોટી વાત!' સિધ્ધેશ્વરે કહ્યું.

'હું ખરું કહું છું સિધ્ધેશ્વર!' કાંતે દૃઢતાથી કહ્યું.

'એમ?' સિધ્ધેશ્વર તેના તરફ તાકી રહ્યો.

બીજે દિવસે માલતીએ રમેશ સાથે સાંજના ઈડન ગાર્ડનમાં ફરવા આવવા માટે કાંતને કહેવડાવ્યું. કાંત ઓફિસમાંથી વહેલો નીકળી ગાર્ડનમાં આવ્યો, ત્યારે માલતીને પોતાની પ્રતીક્ષા કરતી જોઈ કાંત બોલ્યો: ' તમે ય કંઈ વહેલા આવ્યા હો તેમ લાગે છે!'

' હા. '

' કોઈ દિવસ નહિ અને આજે તમે રમેશ સાથે કહેવડાવ્યું?' કાંતે પૂછ્યું.

' હા. તમને ખાસ મળવું હતું. ' માલતતીએ કહ્યું અને જરા વાર અટકી તેણે વાતની શરૂઆત કરી.

' અશોકને પિતાજી સાથે આજે કંઈક વધારે પડતી બોલાચાલી થઈ. તેનું એક કારણ તો તમે હતા અને બીજું કારણ હું હતી.' આટલું કહેતાં માલતીએ તેના પિતા સાથે અશોકને થયેલી આખી વાતચીત કહી સંભળાવી.

હરિફાઈ વખતે કાંતને સાથ આપ્યા પછીથી માલતી પ્રત્યે તેના પિતાજી હમેશાં ક્રોધાયમાન રહેતા. કાંતને જડમૂળથી ઉખેડી નાખવાના તે પ્રયાસ કરી રહ્યા હતા. અશોકનાં વત્સલા સાથે લગ્ન પતાવી નાંખી એક પક્ષે વધારે મજબુત થવાની તેમની ગણત્રી હતી. માલતી સિધ્ધેશ્વર સાથે લગ્ન કરે તો સિધ્ધેશ્વરને પોતાના પક્ષમાં લઈ કાંત સાથે મોરચા માંડવાનું સહેલું થાય. તેમનો ખ્યાલ હતો કે અશોકે તેના વિચારો સામે વાંધો લીધો હતો. કાંત સામે તેને કંઈયે વૈર-વિરોધ નહોતો. એક વખત સામા પક્ષ સામે લડી લીધા પછી તેની સાથેનો વ્યવહાર સદ્ભાવભર્યો હોવો જોઈએ, એ સાચા ખેલાડીની રીત તેને ગમતી હતી. મજૂરોનો સંઘર્ષ અટકાવી કામકાજ શરૂ કરવાની નીતિનો તે પક્ષપાતી હતો. મજૂરો થાકવા લાગ્યા હતા, એ સાચી વાત હતી.

પરંતુ તેની ફેક્ટરીને પણ પારાવાર નુકસાન થઈ રહ્યું હતું તે આંકડા સાથે તેણે સાબીત કરી બતાવ્યું હતું. માલતીના લગ્નનો પ્રશ્ન તેની ઇચ્છા ઉપર નિર્ભર હતો તેમ મક્કમપણે પોતાનો મત દર્શાવ્યો હતો.

ટુંકાણમાં આટલી વાત કહ્યા પછી માલતીએ કહ્યું: 'મને તમારા અભિપ્રાયની જરૂર લાગી. એટલે ફરવા આવવા માટે મેં તમને કહેવડાવ્યું.'

બધી વાત શાંત ચિત્તે સાંભળી. કાંત જાણે પોતા તરફથી પ્રસ્તાવ મૂકતો હોય તેમ બોલ્યો: 'માલતી, સિધ્ધેશ્વર તમને અનહદ ચાહે છે તે હું જાણું છું. મારો વ્યક્તિગત મત એવો છે કે, તેમની સાથેનાં તમારાં લગ્ન સુખમય નીવડશે.'

'ઘડીભર માનો કે હું સિધ્ધેશ્વરને ચાહતી ન હોઉં તો?' માલતીએ પ્રશ્ન પૂછ્યો.

'એમ માનવાને મારી પાસે એકય કારણ નથી.' કાંતે જવાબ આપ્યો.

માલતી થોડીવાર મૌન રહી બોલી: 'તમે શું ધાર્યું કાંત?'

'મને પૂછો છો? લગ્ન વિષે? રજનીને હું વચન આપી ચૂકયો છું!' કાંતે સ્પષ્ટતાથી કહ્યું.

'રજનીની કયાં સુધી પ્રતીક્ષા કરશો?' માલતીએ પૂછ્યું.

'જ્યાં સુધી મને તેના વિષે કંઈ સાચા સમાચાર ન મળે ત્યાં સુધી.' કાંતે કહ્યું.

'રજની મળશે તેવી તમને શ્રદ્ધા છે?' માલતીએ પૂછ્યું.

'હા, મને શ્રદ્ધા છે કે રજની જીવિત છે. એક દિવસ તે મને મળવી જ જોઈએ.' કાંતે કહ્યું.

ત્યાર પછી થોડીઘણી વાતચીત કરી બન્ને છૂટાં પડયાં.

માલતીનાં સિધ્ધેશ્વર સાથે લગ્ન નક્કી થતાં સાંભળી રમેશને આશ્ચર્ય થયું. તેણે કાંતને કહ્યું:

'આ શું કર્યું કાંત? માલતીને તેં જતી કરી?'

'ત્યારે શું કરું?'

'રજનીની પાછળ આ ભેખ શા માટે? રજની જીવિત હશે કે નહિ તેની શી ખાત્રી? અને જીવિત હોય તોયે તેની સાથેના તારાં લગ્ન સમાજ ક્યાં સહન કરવાનો છે?'

'તુંયે આમ બોલીશ રમેશ?' આટલું કહી કાંત તેના તરફ જોઈ રહ્યો.

રમેશની આંખમાંથી પાણી ચાલ્યાં જતાં હતાં.

કાંતે તેને શાંત કરતાં કહ્યું: 'આ ધન, આ કીર્તિ એ તો બધું અકસ્માત છે. રમેશ! તેની વળી ચિંતા શી?'

દિવસો પછી દિવસો વીતવા લાગ્યા. 'યુગસંદેશ' રમેશ ચલાવી રહ્યો હતો. 'જીવનસંદેશ' પણ મરવાના વાંકે જીવી રહ્યું હતું. સિધ્ધેશ્વર સાથે માલતીનાં લગ્ન નક્કી થઈ ગયાં હતાં.

'કાંત પેપર લી.'ની કું. દિનપ્રતિદિન વધારે આબાદ થઈ રહી હતી. કાંત તેને મોટા પાયા ઉપર મૂકવાની વેતરણ કરી રહ્યો હતો. સિધ્ધેશ્વર આગળ તેણે પોતાનો વિચાર રજૂ કરતાં કહ્યું: 'આપણે હવે કંપનીને જાહેર જનતાના હાથમાં સોંપી દઈએ.'

સિધ્ધેશ્વર ચૂપ રહ્યો. કાંતે બોલવું શરૂ કર્યું: 'મારો ખ્યાલ એવો છે કે આપણે આ કું.ના માલિક મટી જાહેર જનતાના સેવક બનીએ. પબ્લિકમાં 'શેરો' ડિસ્ટ્રિબ્યુટ કરીએ. પબ્લિકજ પોતામાંથી પોતાના ડાયરેકટરો ચૂંટી લે.' અને આપણે આમ નવી કંપનીઓ ઊભી કરી તેને સદ્ધર બનાવી પબ્લિકના હાથમાં સોંપી દેવાનો ધંધો

ક્યાં કરવાનો; ખરું ને ?' સિધ્ધેશ્વરે કટાક્ષ કરતાં કહ્યું.

'ના, એમ તો નહિ જ. આપણા તરફથી પણ એક ડિરેક્ટર નીમવાનો અધિકાર કાયમ તો રહે છે જ !' કાંતે કહ્યું.

'આમ કરવાથી શો લાભ ?' સિધ્ધેશ્વરે પૂછ્યું.

'લાભ તો એ જ કે આ સંસ્થા ખાનગી સંસ્થા હોવાને બદલે આખા રાષ્ટ્રની બની રહેશે. રાષ્ટ્રની બહોળા પ્રમાણમાં મૂડી તેમાં રોકાશે. બહોળા પ્રમાણમાં તેનું કામકાજ થશે. અને આપણા બેને બદલે લાખો માણસો તેના ભાગીદાર થશે !'

થોડા દિવસ સુધી આ બાબતની વિચારણા ચાલી. દેશના પ્રતિષ્ઠિત વ્યાપારીઓના અભિપ્રાય મંગાવ્યા અને સારા સારા ગણાતા લોકોનો સાથ મળતાં 'કાંત પેપર લી.'ના શેરો પબ્લિકમાં વહેંચાયા. સો સોના એક લાખ શેરો એલોટમેન્ટની નિશ્ચિત કરેલી તારીખ પહેલાં જ ખપી ગયા. અરજી આપવામાં પાછળ રહી ગયેલા અનેક પસ્તાયા. એલોટમેન્ટની તારીખ પહેલાં જ 'કાંત લી.'ના શેરોના ભાવ રૂા. ૧૫૦) બોલાતા હતા.

કું.ના સ્થાપિત હિતોની શરત પ્રમાણે સિધ્ધેશ્વરને ડાઈરેક્ટર તરીકે ચૂંટવામાં આવેલ હતો. અને જાહેર જનતા તરફથી ચૂંટાયેલા ત્રણ ડિરેક્ટરોમાં કાંત પણ ચૂંટાયો હતો. ડાયરેક્ટરોની બોર્ડમાં કાંતે 'કાંત પેપર લી.'નો એક ડીપો મુંબઈમાં ખોલવાનો પ્રસ્તાવ મૂક્યો હતો અને તે પ્રસ્તાવ સર્વાનુમતે પસાર થયો હતો.

આવતી પહેલી તારીખે તે ડીપો ખૂલ્લો મૂકવાની ક્રિયા નક્કી થયેલી હતી.

'કાંત પેપર લી.'નો કાર્યભાર એટલો વધી ગયો હતો કે કાંતને હવે બીજાં કામો તરફ જોવાની મિનિટનીયે ફુરસદ મળતી નહોતી.

'કાંત લી.' હવે વ્યક્તિગત સંસ્થા નહોતી. હવે તો તે જાહેર સંસ્થા હતી. તેના પરત્વે દુર્લક્ષ કરવું પાલવે તેમ નહોતું. પબ્લિકને તેણે જવાબ આપવાનો હતો. રમેશને તેણે પોતાની કું.માં જ રોકી લીધો હતો. સાહિત્યરસિકોનું એક ગ્રૂપ 'યુગસન્દેશ' ચલાવે તેવી યોજના થઈ હતી. કોરપોરેશનની બેઠકમાં હાજરી આપવા સિવાયનું ઘણુંખરું કામકાજ રામનરેશજીના ભાગે જતું હતું. આવી રીતે ઘણાખરા જાહેર-કાર્યના બોજામાંથી તે મુક્ત થયો હતો. મજૂર–આંદોલનના સંચાલકોને તેણે સમાધાનનો માર્ગ શોધવાની સલાહ આપી હતી.

મજૂરો થાકી ગયા હતા. વધારે વખત હડતાલ ઉપર રહેવાનું અશક્ય હતું. કોરપોરેશનના મેયરને આ પ્રશ્ન હાથમાં લેવાની કાંતે વિનંતી કરી. મહાપ્રયાસે છેવટે સમાધાનીનો રસ્તો શોધી શકાયો. બન્નેના હિત જાળવી બન્નેને ખૂશ કરી શકાય તેવો મધ્યસ્થ રસ્તો મેયરે તથા કાંતે મળી શોધી કાઢ્યો. મજૂર સંઘના મંત્રી આગળ પહેલાં એ યોજના મૂકવામાં આવી. તેઓની સ્વીકૃતિ પછી જગમોહન-દાસ શેઠ આગળ મેયર પોતે પહોંચ્યા.

અશોકની હાજરીમાં વાટાઘાટો ચાલી અને છેવટે અશોકના અતિ આગ્રહને વશ થઈ જગમોહનદાસે સમાધાનની શરતો મંજૂર રાખી.

મજૂર સંઘના મંત્રીઓએ મજૂરોને આ શરતો સ્વીકારી બીજે દિવસથી કામ ઉપર ચડવાનો આદેશ આપ્યો.

થાકેલા મજૂરોએ પોતાનાં સ્વમાન જાળવતી આ શરતો માન્ય રાખી અને બીજે દિવસથી ઉત્સાહભર્યા કામે આવવા લાગ્યા.

જગમોહનદાસ શેઠના કારખાનાના સમાધાનનું અનુકરણ ચોતરફ થવા લાગ્યું. અને એકાદ મહિનામાં લગભગ બધી મીલોમાં, કારખાના-ઓમાં મજૂરો કામે આવવા લાગ્યા હતા. મીલમાલેકોએ સમાધાનીનો

રાહ અખત્યાર કર્યો હતો. લગભગ કેટલીયે મીલોના મધ્યસ્થ તરીકે કાંતને જ રહેવું પડયું હતું.

એક દિવસ કાંતે જયરાજને બોલાવી કહ્યું : 'જયરાજ, મીલના વિસ્તાર માટે જે જગ્યા માટે આટલી જહેમત ઉઠાવો છો, તેને બદલે એક મોટો પ્લોટ ખરીદી મીલને જ ત્યાં ખસેડો તો શું ખોટું ?'

જયરાજને કાંતના આ પ્રશ્નથી આશ્ચર્ય થયું. આટલા દિવસમાં ખરેખર તેને આ વાત કેમ ન સૂઝી ? પણ એવડો મોટો પ્લોટ ક્યાં મળે તેમ હતો ? તેણે કાંતને કહ્યું : 'પણ કાંત' એવો પ્લોટ ક્યાંય મળવો જોઈએને ?'

'અમારી મીલની પાછળનો પ્લોટ કેટલો વિશાળ છે ? તમને તે ઉપયોગી નીવડે તેવો પણ છે. તેનો તમે ક્યારેય વિચાર કર્યો છે ?' કાંતે પ્રશ્ન કર્યો.

જયરાજ થોડીવાર વિચારી રહ્યો. કાંતે કોરપોરેશનની હરિજન વસ્તીવાળી જે જમીન લેવા તેણે છેલ્લા બેત્રણ વર્ષ થયાં જહેમત ઉઠાવી હતી તેના ભાવ કરતાં બેહાલાની આ જમીનના ભાવ કેટલા સસ્તા હતા ? એ ઉપરાંત એ પ્લોટ એક નગર વસી શકે તેટલો વિશાળ હતો. તેમ જ બીજી કેટલીયે સગવડતાઓ હતી. તેનો આખો ચિતાર તેણે જયરાજ સમક્ષ ઊભો કર્યો.

અઠવાડિયા પછી હરિજન વસ્તીની જમીન માટેના પ્રયાસ માહસુખલાલ શેઠે છોડી દીધા હતા અને બેહાલાની જમીનનો કાંતે બતાવેલો પ્લોટ ખરીદવા માટે દોડધામ થઇ રહી હતી.

અહીંના આ નાનાંમોટાં કામો પતાવ્યા પછી કાંત સિધ્ધેશ્વર તથા માલતી સાથે મુંબઈ માટે રવાના થયો.

'કાંત લી.'ની મુંબઈની શાખાની ઉદ્ઘાટન વિધિ હજી આઠ

દિવસ પછી હતી. ત્યાં સુધીમાં તેણે બધી વ્યવસ્થા કરી લેવાની હતી. મુંબઈમાં રહેવા માટે તેણે શરૂઆતમાં કોટમાં જ એક નાનો સરખો બંગલો ભાડે લીધો હતો અને ભવિષ્યમાં સિધ્ધેશ્વરનું મુંબઈમાં જ રહેવાનું નક્કી થાય તો વીલેપાર્લે કે શાંતાક્રુઝમાં એકાદ મકાન ખરીદવાનો તેઓનો ખ્યાલ હતો.

એક સાંજે માલતીએ કાંતને 'બસંત' જોવા માટે આગ્રહ કર્યો. કાંતે સિધ્ધેશ્વર બહાર ગયેલ હોવાથી ફરી કયારેક જવા માટે કહ્યું. પરંતુ માલતીએ હઠ લીધી અને બન્ને સિનેમા હાઉસમાં ઉપડયાં. તેઓ જગ્યા ઉપર જઈ બેઠાં કે તરત જ સિનેમા શરૂ થયો. ઈન્ટરવલ પડતાં ફરી આખા ગૃહમાં પ્રકાશ પથરાયો. મુંબઈનું આ સિનેમા હાઉસ કાંતે આજે પહેલવહેલું જ જોયું. તે ચોતરફ નજર ફેરવી રહ્યો હતો. તેણે પોતાની સામેની જ એક બોકસમાં રજનીને કોઈ નવજુવાન સાથે બેઠેલી જોઈ. તે એકદમ ઊભો થયો. તેણે રજનીને સંબોધી બૂમ મારી.

જોસેફ સાથે બેઠેલી રજનીએ પણ એ જ વખત માલતી સાથે કાંતને બેઠેલો જોયો. તે ઊભી થઈ ગઈ. જોસેફ કંઈ સમજે તે પહેલાં જ તે ઊઠી એકદમ પગથિયાં ઊતરી ગઈ! જોસેફ તેની સાથે જ નીચે ઊતરી ગયો.

કાંતે તથા માલતીએ નીચે ઊતરી જોયું તો બન્ને ગાયબ હતાં. રજની સાથે આ નવજુવાન કોણ હશે? રજનીને હવે કઈ રીતે શોધવી તે કાંત વિચારી રહ્યો.

માલતી આ નવજુવાન તરફ શંકિત થતી અનેક તર્કવિતર્કો કરી રહી. કાંતનું માથું ફરવા લાગ્યું. તેને સિનેમા જોવામાં હવે રસ રહ્યો નહિ. તેણે માલતીને કહ્યું: 'માલતી, આપણે ઘેર જઈશું?'

માલતી ઊભી થઈ. અસ્વસ્થ હૃદયે કાંત ઘેર આવ્યો. તે સૂતો ત્યારે પણ એ જ પ્રશ્ન તેના હૃદયમાં ઉદ્‌ભવ્યો: 'એ જુવાન કોણ હશે?'

૩૫

સંસારનાં પ્રથમ દર્શનથી જ જાણે ચમકતું હોય તેમ આંખો ઉઘાડતાં જ નવું બાળક જ્યારે ઊંવાં ઊંવાં કરી રહ્યું ત્યારે બેભાન અવસ્થામાં પડેલી રજનીએ જરા આંખો ખોલી. અકથ્ય વેદનામાંયે તેને બાળકનો સ્વર મીઠો લાગ્યો. તે મમતાભરી નજરે પોતાના પડખામાં જોવા લાગી.

સ્મિત કરતી બુલબુલે જન્મેલું બાળક પુત્ર હોવાની વધાઈ આપી અને સાફસુફ કરી બાળકને જ્યારે રજનીના પડખામાં મૂક્યું, ત્યારે રજની એકીટશે આ નાના બાળકના કુમળા હાથપગને જોઈ રહી !

અને ક્ષણવાર પછી તેની આંખોમાં પાણી ઊભરાયું. આ નિર્દોષ બાળકને જોઈ જોઇ તે રોવા લાગી.

બુલબુલે ઠપકો આપતાં કહ્યું : ‘રજની, આવા આનંદના પ્રસંગે તને રોવું કેમ આવે છે ?’

અને રજની બોલી : ‘આ નિર્દોષ ફૂલનો શો દોષ બુલબુલ ? આવા ફૂલોની હત્યા કરનારી માતાઓ કેવી હશે ?’

'ચૂપ કર, રજની! આવા વિચાર કરવાનું તને ક્યાંથી સૂઝ્યું?'

રજની ચૂપ થઇ ગઈ, પરંતુ તેની મનોસૃષ્ટિમાં અવનવાં ચિત્રો ઊભાં થવા લાગ્યાં. આ સંસારમાં તેનું કોણ હતું?

કુંવારી માતાના ઉદરે જન્મેલા આ બાળકને સંસાર કઇ રીતે અપનાવશે? કાંત, ઓહ! તેની આશાનું છેલ્લું બિંદુ! તે યે માલતીને ચાહતો હતો. કદાચ માલતી સાથે તેણે લગ્ન પણ કરી લીધાં હશે! જોસેફ સાથે મને જોતાં કદાચ તેને મારા પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો હશે!

આવી આવી કલ્પના કરતી તે ફરી ઊંઘી ગઇ.

બુલબુલ તેની પાસે બેઠી હતી. ફ્લોરા અવારનવાર આવી રજનીની તબિયત જોઈ જતી હતી.

ઊંઘમાં પડેલી રજની ક્યારેક કંઈ કંઇ લવતી હતી. રજનીની આ દશા જોઈ બુલબુલની આંખમાં પાણી આવ્યાં. તેણે ફ્લોરાને વ્યગ્રતાથી પૂછ્યું: 'મા, માધુરીને કંઇ હરકત તો નહિ આવેને?'

'ના, ના, તારી માધુરીને કંઈયે થવાનું નથી. ખૂબ સરસ તબિયત છે બુલબુલ.' અને ફ્લોરાએ બુલબુલને હિંમત આપી.

બે કલાક પછી રજની જાગી ત્યારે તેનો ચહેરો સ્વસ્થ હતો, નબળા વિચારોને હાંકી કાઢવાની પોતે કોશિશ કરી રહી હતી. અને બુલબુલ તેને કંઈ ને કંઈ બહાને હસાવવાનો પ્રયત્ન કરતી હતી.

પિતાની ઊણપને બાળકના દીલમાં ઓછપ ન આવે તેટલા ખાતર જાણે તેના પ્રત્યે વધારે મમતા દર્શાવતી હોય તેમ બુલબુલ ઘડીએપડીએ બાળકને પોતાના ખોળામાં લેતી હતી. તેને બચીઓ કરતી હતી!

બેએક દિવસ પસાર થતાં રજની ખૂબ સ્વસ્થ થઈ ગઇ હતી. હરવાફરવા જેવી તેનામાં શકિત હતી, છતાંયે ફ્લોરાએ તેને વધારે હાલવાચાલવાની મના કરી હતી.

ત્રીજે દિવસે બપોરે રજની પોતાના વોર્ડના બારણા આગળ ઊભી હતી. તેણે પાસેના વોર્ડમાં કંઈ વાતોચીતો થતી સાંભળી. કોઈ સ્ત્રીપુરુષ વાતો કરી રહ્યાં હોય તેમ તેને લાગ્યું.

વાતો અસ્પષ્ટ હતી.

'સાંભળ્યું છે? કાંત તો બહુ મોટો માણસ થઇ ગયો છે.'

'હા.'

અને ત્યારપછી જાણે પોતાનું નામ લેવાતું હોય તેમ રજનીને લાગતાં તે ચમકી. તે કૌતુહલવૃત્તિને રોકી શકી નહિ. તેણે આસ્તેથી કંઇક ખુલ્લા જેવા લાગતા દ્વારને વધારે ખોલવાનો પ્રયત્ન કરી અંદર ડોકિયું કર્યું.

અને એકાએક બિછાનામાંથી ઊભી થતી સ્ત્રીએ કહ્યું: 'કોણ? રજની?'

રજનીના મોઢામાંથી શબ્દો નીકળી પડયા: 'બા, તમે અહીં?' અને રજની ત્યાંથી દોડતી પોતાના વોર્ડમાં આવી બિછાનામાં પડી.

માણેકલાલ તેની પાછળ આવ્યો. રજનીના પડખામાં બાળક જોઈ તે જાણે અભડાતો હોય તેમ દૂર ખસી ગયો.

'સાત પેઢીનું નામ બોળ્યું.' કહેતો તે ત્યાંથી કંઇ પણ બોલ્યા-ચાલ્યા વિના પાછો ફર્યો.

રજનીની માતા ધીમે પગલે રજનીના વોર્ડમાં આવી. 'સંસારમાં મોં બતાવવા જેવું અમારે રહ્યું નહિ.' કહેતી તેણે છેવટે બાળકને ફૂંપો દેવા અને તેમ ન બને તો છેવટે કોઇ અનાથ આશ્રમમાં મૂક-

વાની સલાહ દીધી. અને રજનીનો હાથ પકડી બોલી : ' આ પાપ જોઈ સંસાર તને પીંખી નાંખશે. સમજી ? '

એટલામાં જ બુલબુલ આવી પહોંચી. તેણે આ છેલ્લા શબ્દો સાંભળ્યા હતા.

તેણે આવતાંવેંત રજનીની માતાનો હાથ પકડતાં તેને દરવાજા તરફ ધકેલતાં કહ્યું : ' આ હોસ્પિટલ છે ડોકરી ? ' રજનીએ બુલબુલને વારતાં કહ્યું : ' રહેવા દો ! બુલબુલ ! એ મારી માતા છે !'

' જહન્નમમાં જાય માતા !' કરતી બુલબુલે તેને બહાર કાઢી વોર્ડનાં બારણાં બંધ કર્યાં.

રજનીના બિછાના પાસે આવતાં બુલબુલે જોયું કે રજની મૂર્છાવશ હતી ! ફ્લોરાએ જલદી પટાવાળાને મોકલવાનું કહી તે રજનીના માથા ઉપર ઠંડુ પાણી રેડવા લાગી.

ફ્લોરા આવી ત્યાં રજની શુદ્ધિમાં આવી ગઈ હતી. બુલબુલે ફ્લોરાને રજનીની બેશુદ્ધિનું કારણ સમજાવ્યું, ત્યારે ફ્લોરાને થયું કે, આવા ગામડાના ગમારોને વધારે વખત હોસ્પિટલમાં રાખવામાંયે જોખમ હતું.

તેણે માણેકલાલને સખત ચેતવણી આપી. બીજે દિવસે તે વોર્ડ ખાલી હતો.

લગભગ આઠેક દિવસ પછી ફરી કોઈ તે વોર્ડમાં આવેલ હોય તેમ લાગતાં રજનીએ બારીમાંથી નજર કરી.

માલતીને સિધ્ધેશ્વરના બિછાના ઉપર બેઠેલી જોઈ તે ચોંકી. તે ત્વરિત ગતિએ પોતાના વોર્ડમાં આવી બિછાનામાં બેઠી. તે કંઈ સમજી શકી નહિ. તે સ્વગત બોલી : ' ત્યારે શું પોતે ખોટી હતી ? માલતી સિધ્ધેશ્વરને ચાહતી હતી ? તર્ક કરવામાં પોતે ભૂલ કરી બેઠી હતી ? તેને લાગ્યું કે હવે અહીં રહી તે છૂપી રહી શકશે નહિ.

ત્યારે ? ફરી નાસવું ? જીવનમાં આમ નાસભાગ જ કરવાની તેના ભાગ્યમાં સર્જાઈ હશે ?

બુલબુલ તેને ક્યાં સાંપડશે ? આ નાનું બાળક કઈ રીતે સચવાશે ? છેવટે તેણે નિર્ણય કર્યો કે અહીંથી તેણે છૂટવું જ જોઈએ.

સંધ્યા નમી રહી હતી. ઝાંખો અંધકાર ફેલાવા લાગ્યો હતો. દીવાબત્તી થાય તે પહેલાં જ નીકળી જવાના આશયથી બાળકને પોતાની ગોદમાં લેતી વૉર્ડનાં બારણાં આસ્તેથી દેતી રજની પાછળના દરવાજેથી નીકળી તે પગથિયાં ઉતરી રહી હતી. અને કોઈનો પગરવ સંભળાયો. તે ઝડપથી પગથિયાં ઉતરવા લાગી અને સામેથી કોઈ વ્યક્તિએ નજીક આવી પૂછ્યું : 'કોણ રજની ?'

રજનીના મુખમાંથી શબ્દો સરી પડ્યા : 'કોણ કાંત ?'

અને વધારે કંઈ બોલ્યા વિના તે ચાલવા લાગી.

કાંતે તેની પાછળ જતાં કહ્યું : 'ઊભી રહે રજની !'

પરંતુ રજની કંપાઉંડ બહાર નીકળી ગઈ. કાંતે ઝડપથી આગળ વધી તેની સામે આવી તેનો માર્ગ રૂંધતાં કહ્યું :

'રજની, આમ વખતોવખત થાપ નહિ આપી શકાય !'

'મને જવા દો, કાંત !' રજનીએ કહ્યું.

'શા માટે ?' કાંતે પૂછ્યું.

રજની મૂંગી રહી. કાંતે કહ્યું : 'રજની, મેં એક વખત વચન આપેલ તે યાદ છે ?'

'વચન ?' રજનીએ સ્તબ્ધ થતાં પૂછ્યું.

'હા. રજની બાળકની માતા બનશે તો એ બાળકનો હું પિતા થઈશ ! મારા આ શબ્દો યાદ આવે છે ?'

'એ તો માત્ર મશ્કરી હતી.' રજનીએ કહ્યું.

'તારે મન હશે; મારે મન નહિ !' કાંતે કહ્યું.

'મને જવા દો કાંત ! ભાંગેલી નૌકામાં તમને બેસાડવાને મારું દીલ ના પાડે છે !'

'એ તો જેવો નાવિક રજની! ભાંગેલી નૌકાને પણ કાંઠે પહોંચાડનારા નાવિકો હોય છે!' કાંતે સ્મિત કરતાં જવાબ આપ્યો.

'એટલી અતુટ શ્રદ્ધા! એટલું અતુટ બળ......'

રજની વાકય પૂરું કરે તે પહેલાં જ કાંત બોલ્યો: 'એ શ્રદ્ધાના બળે તો જીવી રહ્યો છું. તારી પ્રતીક્ષા કરી રહ્યો છું.'

'મારી?' રજનીએ પૂછ્યું.

'હા. તારી!' કાંતે જવાબ આપ્યો.

રજની મૌન રહી. કાંતે તેનો હાથ પકડી પાછી વાળી. રજની પગથિયાં ચડી રહી. તેના કપાળ ઉપર ચુંબન લેતો કાંત બીજી તરફ ફરીને સિધ્ધેશ્વરના વોર્ડમાં દાખલ થયો. 'દીવો ધરો હો, દીવો ધરો! ભૂલ્યાને પંથ સંત, દીવો ધરો!' ગાતી રજની પગથિયાં ચડી ગઈ.

રજનીની પ્રતીક્ષા કરતી બુલબુલ માધુરીને જોઈ બોલી: 'અરે! કયાં ગઈ હતી તું?'

'દીલમાં થયું જરા ફરી આવું!' રજનીએ કહ્યું.

'પણ આટલા નાના બાળકને લઈને! માધુરી તું માતા થઈ તો ખરી, પણ માતા થતાં તને આવડશે?' બુલબુલે પ્રશ્ન કર્યો.

'એ તો અનુભવે ખબર પડે બુલબુલ!' રજનીએ સામો ટહૂકો કર્યો.

આટલી ઉલ્લાસભરી રજનીને ક્યારેય બુલબુલે જોઈ નહોતી. તેને આજે આશ્ચર્ય થયું.

કાંતે માલતીને રજની પાસેના વાર્ડમાં છે, એમ જણાવ્યું ત્યારે માલતી પ્રફુલ્લિત બની રજની પાસે દોડી ગઈ.

રજનીને તેણે કલકત્તાના બધા સમાચાર આપ્યા. રજનીએ સિધ્ધેશ્વર સાથે તેનાં કયારે લગ્ન થવાનાં હતાં તે પૂછ્યું, ત્યારે માલતીએ કહ્યું: 'તારી પહેલાં તો નહિ જ!' રજની ચૂપ રહી.

રજની પાસેથી બાળકને ઝડપી માલતી તેને કાંત પાસે લાવી. સિધ્ધેશ્વરે બિછાનામાંથી બેઠાં થતાં બાળકને પોતાના ખોળામાં લીધું.

રસ્તા ઉપરથી પસાર થતાં એક મોટર એક્સીડંટમાં સિધ્ધેશ્વર આવી ગયો હતો. સાધારણ ઇજા થઈ હતી; એટલે પાંચછ દિવસમાં તે તદ્દન સારો થઈ ગયો હતો.

બે દિવસ પછી તે હોસ્પિટલ છોડી જવાનો હતો. એવા ખબર મળતાં રજની અધીરી બની ગઈ હતી.

કાંતે તે જ સાંજે આવી રજનીને હવે અહીં કેટલો વખત રોકાવું પડે તેમ હતું તે જાણી લીધું હતું.

'કાંત લી.'ની ઉદ્ઘાટન વિધિ પતી ગઈ હતી અને રજનીને સાથે લઈ કલકત્તા જવાનો કાર્યક્રમ કાંતે નક્કી કરી લીધો હતો.

તે પહેલાં જ એક વિધિ પતાવી લેવાની માલતીએ સૂચના કરી હતી. સિધ્ધેશ્વરે તેને અનુમોદન આપ્યું હતું. બુલબુલના આનંદનો પાર રહ્યો નહોતો. તેણે બધી વાત માલતી પાસેથી જાણી લીધી હતી. હોસ્પિટલમાંથી ઘેર આવ્યા પછી રજની વધારે તંદુરસ્ત અને શરીરે ભરાવદાર લાગતી હતી. તેનો ચહેરો વધારે ખીલી ઊઠ્યો હતો.

કાંતનો કોટમાંનો બંગલો સજાવવામાં આવ્યો હતો. સુધારક ગણાતા વર્ગની હાજરીમાં મેયરે રજનીનો હાથ કાંતના હાથ સાથે મિલાવ્યા, ત્યારે ઉપસ્થિત ગૃહસ્થોએ આ નવદંપતીને આશીર્વાદ આપ્યા. સિધ્ધેશ્વર તથા માલતીએ બન્નેને અભિનંદન આપ્યા.

સુધારક ગણાતા પત્રોના વિદ્વાન તંત્રીઓએ કાંતને અંજલિ આપી. થોડા દિવસ પછી 'બોમ્બે મેઇલ'ના પ્લેટફોર્મ ઉપર સૌ કાંતને —રજનીને વિદાય આપવા આવ્યાં હતાં.

બુલબુલની આંખમાં હર્ષનાં આંસુ હતાં. ફ્લોરાએ ફરીફરીને રજનીને બુલબુલના લગ્ન વખતે હાજર રહેવાનો આગ્રહ કર્યો!

જોસેફે ત્યાં સુધી કહ્યું: 'તમે નહિ આવો તો બુલબુલ રખડી પડવાની છે!'

રજનીએ પોતે ચોક્કસ આવશે તેવું વચન આપ્યું. ગાર્ડે સીટી આપી અને 'મેઈલ' ઉપડયો. સિધ્ધેશ્વરે છેલ્લી વિદાય આપી.

નાના બાળકે જાણે મુંબઈ છોડવું ગમતું ન હોય તેમ ઉંવાંઉંવાં શરૂ કર્યું !

હાવરા પ્લેટફોર્મ ઉપર ગાડી ઊભી રહી ત્યારે જયરાજે તથા સુમને રજનીને તથા કાંતને ફૂલહાર આપ્યા. અશોક તથા વત્સલાએ બન્નેને અભિનંદન આપ્યાં.

સુમને રજનીના હાથમાંથી નાના બાળકને ઝડપી લીધું. 'યુગસંદેશ' માં કાંતને આ જાતના આત્મત્યાગ માટે અંજલિ અપાઈ હતી. 'જીવનસંદેશ'માં કુમારી માતા સાથે કાંત લગ્નગ્રંથિથી જોડાય છે.' તેવા મોટા ટાઈપમાં સમાચાર આપવામાં આવ્યા હતા !

* * * *

અશોક સાથે વત્સલાના લગ્ન થઈ ગયા પછી સિધ્ધેશ્વર તથા માલતીનાં લગ્ન લેવાયાં હતાં.

રમેશના આગ્રહને વશ થઈ તેનાં માતાપિતાએ છેવટે રજની સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. અને એક વખત દેશમાં આવી જવા માટે કાંતને તથા રજનીને આગ્રહ કર્યો હતો. યુગસંદેશ રજનીએ સંભાળ્યું હતું.

કાંતે પોતાની વૃદ્ધ માતાને કલકત્તા બોલાવી લીધાં હતી, પરંતુ જૂની આંખે નવી દુનિયા જોવાનું તેને ફાવતું નહોતું. 'પોતાને અહીં ગોઠશે નહિ' તેવું કાંતને તેણે જણાવી દીધું હતું !

જયરાજે નાના બાળકને પોતાને ત્યાં જ રહેવા દેવાની હઠ લીધી હતી. કાંતે મશ્કરી કરતાં કહ્યું હતું. 'એ તો તારું જ છે ને ! તેને ઉછેરવાનો લહાવો તો અમને લેવા દે !'

સમાપ્ત